# કવિતા

વર્ષ: ૨૭











ત્રી: સુરેશ દલાલ
ક ૧૫૯ ફેબ્રુઆરી ૧૯૯૪
ાર ઇંડિયા
મભૂમિ પ્રકાશન

41282

## કમાડે □ ભગવતીકુમાર શર્મા

ટકોરા પડે છે કમાડે કમાડે,
કપાયેલ કાંડાં શું દ્વારો ઉઘાડે ?
સવારે અહીં સોનું ઠલવાય ગાડે;
બધું આછરે સાંજે કાળા ધુમાડે.
કિરણ કેમ પહોંચે ફૂલોની લગોલગ ?
હજી તો છે ઝાકળનો પરદોય આડે.
કળીઓનું બચવું અસંભવ છે કિન્તુ
કણસ કમ નથી કંઇ કુહાડે કુહાડે.
હવે આયખું વાંસ જેવું પડયું છે;
ફૂંકી શ્વાસ રે, કોણ એને વગાડે ?
સતત ચોકીપહેરો ભરે છે અમારો;
અમે એક પડછાયો રાખ્યો છે ભાડે !
શિખર પરથી ઊતરીને પીગળી જઇશું;
છે પગલાં અમારાં પહાડે પહાડે.

□ મહેશ દવે

હું ચાલી ન જાઉં તે માટે
એ મારો હાથ પકડી તેના પોચા પોચા ગાલ નીચે
મારી હથેળી દબાવી રાખે છે.

સેમ્સનની જેમ
મારું સામર્થ્ય મારા વાળમાં હોય તેમ
મારા વાળમાં આંગળીઓ પરોવી એ મને જકડી રાખે છે.

પણ,
કરમાઈ ગયેલા તેના ગાલમાં
હવે મારી હથેળી દબાવી રાખવાનું જોર રહ્યું નથી.
કાળ મારા વાળ ગ્રસી ગયો છે.

હું સરી જાઉં છું, મરી જાઉં છું, ઠરી જાઉં છું
હું મને પૂરતો યાદ નથી
વિષાદ બની એના ભવનને ભરી જાઉં છું.



## ઓહાઈ જતાં ખીણપ્રદેશ □ મકરંદ દવે

ઊંડી રે ઊંડી ખીણ ઝંખતી
ઊંચા ઊંચા ડુંગરા મોઝાર,
ક્યાં રે વાગે વનની વાંસળી ?
ક્યારે આવે મનનો મોરાર ?
જમુના ઝૂરે ને ગોરધન હૂકળે.

સૂના રે સૂના નભના કાંગરા
સૂકી સૂકી સીમડિયુંની કોર,
ઝળૂંબો ઓપાઢીલા, મેહુલા
ઝીંગોરી ઊઠોને લીલા મોર
જમુના ઝૂરે ને ગોરધન હૂકળે.

ભૂખ્યાં રે ગોધણ લ્યોને ગોદમાં
કૂંપળે કૂંપળે ભરો કોડ,
ખીણને ઊંચકી લ્યોને આભમાં
ને ડુંગરાને માથે મૂકો મોડ,
જમુના ઝૂરે ને ગોરધન હૂકળે.

# સેલ્ફ રિયાલિઝેશન, રિટ્રીટ, એનસિનિટાસ

□ મકરંદ દવે

આ વસૂકી ગાય જેવી ટેકરીઓ
કાપતા રસ્તા પરે
ચક્રો તણી તીણી છરીઓ
સતત ઘૂમરતી ફરે.

અણુશક્તિનું પેલું મથક,
ક્યારેક આ ભૂમિ તણા
આદિમ મનુષ્ય તણું હશે
જ્યાં દેવનું સ્થાનક
હશે જ્યાં પ્રકૃતિ સાથે
ઘનિષ્ટ છતાંય નાજુક
નેહનો નાતો,
હવે ત્યાં લોહતાતો
જાય છે રસ્તો ચકરતો ચીરતો આ ટેકરીઓ.

અફાટ રણનું જોઉં સામે વિસ્તરણ
એમાં થતું આ અન્યરણનું આક્રમણ,

ક્યાં રહી જીવન તણી આશા ?
ક્યાં રહી આનંદની ભાષા ?
ક્યાં રહી ઊંડી તૃષાની આર્ત અભિલાષા ?

રણ પછી રણ ઊભરે
ચક્રો પછી ચક્રો ફરે
ત્યાં દૂરથી શીળી હવાની શી લહર !
બળતે પ્રહર

# ઑટોગ્રાફ : (૧લી જાન્યુઆરી ૧૯૫૩)

□ ગિરજાકુમાર માથુર □ સુ.દ.

એ જ છે જિંદગીનું દર્દ અહીં
એ જ છે સંઘર્ષ અહીં.
પ્રત્યેક નવી સાલ જાય છે
જૂનીપુરાણી થઈને

## કબૂલ છે □ જયન્ત પાઠક

જતાં - આવતાં જરાક પગલું અટકે
અમને કબૂલ છે, ભૈ કબૂલ છે!
નિરાંતની નીંદરમાં શમણું ખટકે
અમને કબૂલ છે. ભૈ કબૂલ છે!
સૂરજના તડકાને કટકી છાંય મળે
અમાસને અંધારે તારક-ઝાંય ભળે
ડહાપણ માથે દીવાનગીનું છોગું
અમને કબૂલ છે, ભૈ કબૂલ છે!
સુખસાગરમાં ગમગીનીનું મોજું
અમને કબૂલ છે, ભૈ કબૂલ છે!
મૌન-મેરુનાં શૃંગ શબ્દને કંપ ચળે
ભર્યાભાદર્યા સાગર ભીતર આગ બળે
જીવનઝાડે મૃત્યુનું ફળ ઝૂલે
અમને કબૂલ છે, ભૈ કબૂલ છે!
(આ) રહસ્યનો પરદો ખૂલે ના ખૂલે
અમને કબૂલ છે, ભૈ કબૂલ છે!

□ નલિની પુરોહિત □ કિશોર શાહ
(હિન્દી)

કાગળની નાવમાં
સમુદ્ર પાર કરવો
ખબર છે ડૂબી જવાશે
છતાં પણ કેટલું સારું લાગે
એ વિચારવું
કે કાગળની નાવમાં
સમુદ્ર પાર કરવો!
કાગળની નાવ ડૂબી ગઈ
ખબર તો હતી જ
કે નાવે મધદરિયે
ફસાવાનું જ હતું
પસ્તાવો થયો
શા માટે નાવ બનાવી મેં
ફરી.....
કેટલાક દિવસો પછી
હું ફરીથી કાગળની નાવમાં
સવાર હતી
કદાચ... ફરી
તૂટી જવાના ઇંતેજારમાં.

## કલકત્તા - એક શિલ્પ □ પૂર્ણેન્દુ પત્રી □ નરુ કજારિયા

કલકત્તા કેટલું બધું ક્યુબિક છે

પિકાસોના કૅન્વાસ પર
ગુસ્સામાં દોરાયેલાં
તૂટક સ્વરૂપો જેવું

કલકત્તા સરરીઅલ છે

વાસ્તવિકતા અને સ્વપ્નને
એકાકાર આલેખતું
છગાલનું એક લાલ-ભૂરું પેઈન્ટિંગ

કલકત્તા વ્યાકુળ છે

પવનના ગર્જનમાંથી
બિથોવન જાણે
સર્જવા મથી રહ્યો છે
એની શાંતિની સિમ્ફની

કલકત્તા એક શિલ્પ
રોંદે કંડારી રહ્યો છે
શહેરની આંતરિક તાકાત અને ગરિમા.

□ કિશોર શાહ

મ્યુઝિયમમાં અતીત
કાચની દીવાલ પછવાડે
સ્થગિત થઈ જાય છે
છતાં
હું આજનું
કાલમાં પરિવર્તન કરવા માટે કેમ મથું છું ?

## કબૂલ છે □ જયન્ત પાઠક

જતાં - આવતાં જરાક પગલું અટકે
અમને કબૂલ છે, ભૈ કબૂલ છે!
નિરાંતની નીંદરમાં શમણું ખટકે
અમને કબૂલ છે. ભૈ કબૂલ છે!
સૂરજના તડકાને કટકી છાંય મળે
અમાસને અંધારે તારક-ઝાંય ભળે
ડહાપણ માથે દીવાનગીનું છોગું
અમને કબૂલ છે, ભૈ કબૂલ છે!
સુખસાગરમાં ગમગીનીનું મોજું
અમને કબૂલ છે, ભૈ કબૂલ છે!
મૌન-મેરુનાં શૃંગ શબ્દને કંપ ચળે
ભર્યાભાદર્યા સાગર ભીતર આગ બળે
જીવનઝાડે મૃત્યુનું હળ ઝૂલે
અમને કબૂલ છે, ભૈ કબૂલ છે!
(આ) રહસ્યનો પરદો ખૂલે ના ખૂલે
અમને કબૂલ છે, ભૈ કબૂલ છે!

## □ નલિની પુરોહિત □ કિશોર શાહ
(હિન્દી)

કાગળની નાવમાં
સમુદ્ર પાર કરવો
ખબર છે ડૂબી જવાશે
છતાં પણ કેટલું સારું લાગે
એ વિચારવું
કે કાગળની નાવમાં
સમુદ્ર પાર કરવો!
કાગળની નાવ ડૂબી ગઈ
ખબર તો હતી જ
કે નાવે મધદરિયે
ફસાવાનું જ હતું
પસ્તાવો થયો
શા માટે નાવ બનાવી મેં
ફરી.....
કેટલાક દિવસો પછી
હું ફરીથી કાગળની નાવમાં
સવાર હતી
કદાચ... ફરી
તૂટી જવાના ઇંતેજારમાં.

## કલકત્તા - એક શિલ્પ □ પૂર્ણેન્દુ પત્રી □ તરુ કજારિયા

કલકત્તા કેટલું બધું ક્યુબિક છે

પિકાસોના કૅન્વાસ પર
ગુસ્સામાં દોરાયેલાં
તૂટક સ્વરૂપો જેવું

કલકત્તા સરરીઅલ છે

વાસ્તવિકતા અને સ્વપ્નને
એકાકાર આલેખતું
છગાલનું એક લાલ-ભૂરું પેઇન્ટિંગ

કલકત્તા વ્યાકુળ છે

પવનના ગર્જનમાંથી
બિથોવન જાણે
સર્જવા મથી રહ્યો છે
એની શાંતિની સિમ્ફની

કલકત્તા એક શિલ્પ
રોદે કંડારી રહ્યો છે
શહેરની આંતરિક તાકાત અને ગરિમા.

□ કિશોર શાહ

મ્યુઝિયમમાં અતીત
કાચની દીવાલ પછવાડે
સ્થગિત થઇ જાય છે .
છતાં
હું આજનું
કાલમાં પરિવર્તન કરવા માટે કેમ મથું છું ?

## હતી □ મનીષ પરમાર

ચાલચલગત જીવની ધૂની હતી,
ખૂબ ઇચ્છાની રમત જૂની હતી.

તીરછી કોની નજર વાગી હશે ?
આંસુની ભીનાશ પણ ઊની હતી.

કયે સમય દિવાસળી સળગી જશે !
જિન્દગીની ગાંસડી રૂની હતી.

એમનાં પગલાં સૂંઘી આવું ઘરે,
સાંજ પડતાં શેરીઓ સૂની હતી.

શ્વાસમાં ખેતી થઈ શકશે નહીં,
રણ ફૂંફુંકાયેલું હવા લૂની હતી.

## મને ગમે છે □ કાકુભાઈ પંચમતિયા

સમી સાંજની રતાશ
મને ગમે છે,
સૌમ્ય, શીતલ, આહ્‌લાદક
જાણે દર્શન પરમના.

પેલા દૂરદૂરના આકાશની ક્ષિતિજે
મ્હોરી રહ્યાં ફૂલો રતુંબડા
મને ગમે છે
એ ફૂલો મધુરમનાં.

અને હવે થોડી જ વારમાં
બીજનો ચંદ્ર દેખા દેશે
મને ગમે છે એ મુકુટ કલગીના
દર્શન ચરમના.
અને પછી શીતલ રાત ટહુકા કરતા
ગીત ગાશે મિલનના
મને ગમે છે
જાણે સરના પડદા ભરમના.

□ પન્ના નાયક ✓

છાપું વાંચતાં વાંચતાં
ટીવીના કર્કશ ઘોંઘાટની પાર્શ્વભૂમાં
ચશ્માં સહેજ નીચાં કરી
આંખો ઊંચી કરી
એણે પૂછ્યું :
'કેમ આટલી હાંફે છે?'
'ના રે, અમસ્તી જ.
આ તો દાદર ચડીને આવી
ને
શાકની થેલીઓ ખૂબ ભારે હતી ને!'

નીચે મુકાતી થેલીઓવાળાં
ટેરવાં પર
ધસી આવેલું લોહી જોઈ
એને સ્પર્શીને
એણે પૂછ્યું :
'કેમ હાથ આટલા ઠંડા
ને આટલા લાલ ?'
'ના રે, અમસ્તા જ.
બહાર ઠંડી ખૂબ જ છે
ને
મારાં હાથમોજાં ગુમાઈ ગયાં છે ને!'

લાવેલી વસ્તુઓને
વાંકી વળીને
યોગ્ય જગ્યાએ ગોઠવતી વેળા
વીખરાઈ ગયેલા એના વાળમાં
શ્વેત લકીર જોઈ
એણે પૂછ્યું :
'અરે, તારા વાળ ધોળા
ક્યારે થયા ?'
'ના રે, એ કાંઈ ધોળા નથી.
એ તો
સવારે રોટલી કરતાં
ઊડેલું અટામણ છે.'

ખુલ્લું છાપું
ને
ગડી વાળેલી
શૉપિંગ બૅગ
એકબીજા સામે જોઈ રહ્યાં

## પંચભૂત □ રામદરશ મિશ્ર
□ નૂતન જાની

(હિન્દી)
હજૂર
તમારા રાજ્યમાં
અમને જીવવા માટે બધું જ મળી ગયું છે
પેટની આગ છે
મિલોની પછવાડે વહેતું પાણી છે
તમારા મોટા મોઢાની ફૂંકણીમાંથી ફૂટતી
વાયદાઓની ગરમ ગરમ હવા છે
અને આકાશ ?
અરે, માથાની ઉપર આકાશ જ આકાશ
છે.
હવે કેવળ
પગ ટેકવવા માટે
એક ગજ જમીનની તલાશ છે.

## અનૂદિત ઉર્દૂ કાવ્યો □ જયા મહેતા

### ૧.

### સત્ય □ ફાહમીદા રિયાઝ

સત્ય, આનંદ, આત્મવિશ્વાસ,
બધાં જ રમકડાં માટીનાં
ભાંગીતૂટી શકે ક્ષણમાં

તોયે આ દુનિયા કેટલી સુંદર છે,
મેરી જેવી પવિત્ર, જુઠ્ઠાણાં જેવી ચમકદાર.

### ૨.

### બજાર □ સાહિર લુધિયાનવી

એક વખત તારે માટે લખેલાં કાવ્યો
મેં આણ્યાં છે આજે બજારમાં.
જે ગીતોમાં આપણા પ્રેમને અર્થ મળ્યો, એ આજે
જશે લીલામમાં વધુ કિંમત બોલનાર પાસે,
હવે દરેક વસ્તુ રૂપેરી કાંટા પર તોળાય છે,
મારા વિચારો, મારી કવિતા, મારી લાગણીઓ.
આપણા પ્રેમ જેવાં અમૂલ્ય ગીતોને
ગરીબાઈએ વસ્તુમાં ફેરવી નાખ્યાં છે.
ભૂખ માગે છે
તારા ચહેરાની ખીલતી પ્રતિમાને બદલે
રોટલાના થોડા ટુકડા અને જરૂરિયાતની વસ્તુઓ.
જો, મૂડી અને મજૂરીના આ જમાનામાં
મારાં ગીતો મારાં પોતાનાં નથી.
તું કોઈક શ્રીમંતની હશે;
તારાં ચિત્રો મારી સાથે ન રહી શકે,
એક વખત તારે માટે લખેલાં કાવ્યો
મેં આણ્યાં છે આજે બજારમાં.

3.

## કાવ્યો સસ્તાં છે □ અમિક હનાફી

આજના મોંઘાદાટ વાતાવરણમાં
કવિતા સસ્તી છે, તેઓ કહે છે.
વાંચ્યા કરો, કાવ્યો સસ્તાં છે.
વૃક્ષછાયા રાજમાર્ગે પર, મનમોજી
અર્થ વગરની સાંજ જેવી
કતારમાં જગા માટેના ઝઘડા જેવી
શપથ લેવા જેવી
સૂત્રો પોકારવા જેવી
સ્ત્રૈણ ગુસ્સા જેવી
ઊલટી જેવી
પીળાશમાં વીંટળાયેલા કૅન્સર જેવી
મૃત્યુ જેવી.
કવિતા સસ્તી છે, વાંચ્યા કરો, વાંચો અને
કંટાળી જાઓ ત્યારે
એના અક્ષરોનાં વસ્ત્રોને
એના શરીરના શબ્દોને
એના લયના આત્માને
અવકાશમાં વિલીન થઈ જવા દો
જીવનના અંતિમ નીરવ હાવભાવની જેમ.

## બે કાવ્યો

□ કિશોર શાહ

'કન્યા વિદાય પછી
ઘરની શૂન્યતા
આંસુઓથી નથી ભરાતી
એને
આશીર્વાદથી સજાવવી પડે છે.
□

આપણા પહેલાંના સંબંધમાં
વાતો ખૂટતી નહોતી
અને
હવે, મૌન ખૂટતું નથી.

□ સુરેશ દલાલ

આ કિયો તમારો સ્પર્શ
હૃદયમાં હર્ષ, હર્ષ ને હર્ષ
મને તું ઝાઝું નહીં આકર્ષ
હૃદય તો પાગલ ને પરવશ.

આ કિયો ઋણાનુબંધ
કે હું પામ્યો તમારો સંગ.
હવે જ્યાં જ્યાં હું જાઉં
અને જ્યાં જ્યાં હું જોઉં
ત્યાં મલકે છે છલકે છે
કેવળ આનંદ !

આ કઈ તમારી લીલા
કે મારગ પરના ખીલા
હવે ફૂલ થઈને મ્હોરે
સાંજ, સવાર કે બપ્પોરે.

સ્વપ્ન □ કાકુભાઈ પંચમતિયા

રોજ રાત્રે સ્વપ્ન
પાણીથી ભૂંસી નાખું
ફરી નવું સ્વપ્ન.

ચુકાવ્યો તેં □ નીતિન વડગામા

આંગણે ગુલમહોર વાવ્યો તેં.
છાંપડો કેટલો ઉગાડયો તેં!

કાલ આંખોમાં કેદ કીધો'તો,
આજ દૃષ્ટિ મહીં ઝુલાવ્યો તેં.

બંધ હોઠેથી નોતરું દઈને -
કેમ પાલવ પછી પ્રસાર્યો તેં?

હુમલો નજરનો કરીને પણ,
મૌનનો મલાજો મુકાવ્યો તેં.

ફૂલના ભારથી લચી પડતી -
પ્હાડનો પ્હાડ કાં - ઉપાડયો તેં!

હાથ હળવેથી ફેરવીને પણ,
એક ધબકારો ચુકાવ્યો તેં!*

* કવિશ્રી મનોજ ખંડેરિયાને અર્પણ

## સ્વકેન્દ્રિત □ 'અતલઅત' ઇશારત □ અનિલા જોષી

(ઉર્દૂ)

ચુપકીદીનો નાગ મારા અસ્તિત્વના ખોળિયાને ડંખે છે ત્યારે ક્યારેક
વિચાર આવ્યા કરે છે કે
અગર જો આ બધી ભાવનાઓ મરી જાય
પ્રત્યેક અનુભૂતિથી વંચિત થઈને
હું સુખનો રસ્તો અપનાવી લઉં

આ પંથ પર ભૂલેલા - ભટકતા
જો તમે મને ક્યારેક મળી જાઓ
તમારી હસતી ગાતી કશુંક કહેતી જીવંત આંખોથી
બધા સાથે વાતો કરતાકરતા
જ્યારે તમે મારી તરફ જુઓ
થોડાક પોતાપણાથી, થોડાક પરાયાપણાથી
એ બોલતી - સાંભળતી આંખોનો
સંદેશો ન સમજું હું
ન જાણું તેની બોલીને
વિચારું તો એટલું જ વિચારું
'કેટલી ગૂંગી આ આંખો
તોબા, ખસેડી લ્યો આને દૂર'

કાશ તમારા પ્રેમનો
અણદીઠો પહેરો તોડી શકું તો
જીવના દુશ્મન એવા રોગથી છૂટું
હર કોઈ ઇચ્છા, સંજોગથી છૂટું
પણ – આ ખ્યાલ મને વ્યાકુળ કરી દે છે

કદાચ - ત્યારે હું, હું નહિ રહું

તારું સ્વરૂપ છૂટું પડશે તો
શું હું જાતે જ ઓળખી શકીશ ?

## ગાંધીનો ચહેરો

□ અબ્દુલગફાર કાઝી

ત્રણ ગોળીના અરીસામાં
ઢળી પડયો છે.
લોહી લોહાણ
ગાંધીનો ચહેરો..

જે તારું નામ મારા આત્મામાં ડૂબી ગયું છે
મારામાં છે અને મારાથી જુદું પણ છે
તારું નામ અલગ પડશે તો
મારું નામ પણ ભૂંસાઈ જશે

ત્યારે હું મારા પ્રેમની બેલગામ ઇચ્છાઓ પર
ચુપકીદીના નાગની સામે
સ્મરણોના દેહને ધરું છું

## કોને ખબર છે... □ યુઆન રામૅન બિમિનેઝ
□ અજિત ગાંધી

(સ્પેનિશ)
કોને ખબર છે પ્રત્યેક ક્ષણની પાછળ શું છે ?

કંઈ કેટલીય વાર સૂર્યોદય થયો છે પહાડની પાછળ !
કેટલી બધી વાર આ નવી ક્ષિતિજોના શાહી રોમાંચે
પોતાના સોનેરી ગર્ભાશયમાં
વરસાદનાં તોફાનોની થપાટો ઝીલી છે !

પેલું ગુલાબ કાતીલ ઝેરી હતું.
એ ક્રૂર તલવારે જિંદગી આપી.
મેં સપનું સેવ્યું ફૂલભર્યા બીડનું
– લાંબા રસ્તાના દૂરના છેડા પર
મેં મને કાદવકીચડમાં જોયો.
પછી મેં સપનું સેવ્યું બધી માનવવસ્તુઓના ગૌરવનું
અને મેં મને દિવ્યતામાં જોયો.

# શેઠની સ્વગતોક્તિઓ ☐ પ્રાણજીવન મહેતા

(વીંઝણો ઢાળતા વાણોતરે કાન દઈ સાંભળી પછી નોંધી - વિસ્તારી - તે)

(૧)

મગજમાં કંઇ મેળ બેસતો નથી.
એનું પણ આ રોજમેળ જેવું જણાય.
રોજ રોજ રોજમેળ મેળવું
પણ કેમેય મેળ મળે નહીં તે નહીં જ.

જમ જેવી આ જમા બાજુ
પખાલીના પાડા સમા
શીંગડા ભેરવી ઊભી છે મારે પડખે
ઉપર ચશ્મેથી નજર કરું
તો શ્રી૧ાનો શુભ આંક
કાંક ઝાંખો ને અતિ પાંખો ભાળું.
ચશ્મે શું ધૂળ ચોંટી કે પછી
શાહી ઊડીને આંખમાં પથરાઇ બેઠી કે કેમ
પણ કાંઇ કરતાં કાંઇ સમજાતું નથી
એ સાચું.

આ પણે ઊભો વાણોતર
વીંઝણો ઢાળે કે સાવરણો હલાવે
કળાતું નહીં કાંઇ.

અરે, આ આંખેથી ચશ્મો કાં પડું પડું થાય
આંખ ઢળે છે કે પછી
ચશ્મો ઢોળાય છે
આજ મગજમાં કેમ કાંઇ બેસતું નથી ?

(૨)

આ મૂછો પર લીંબુ ઝૂલે ને લીંબોળીઓ લહેરાય
ત્યાં આજે માખી આવીને હીંચકા ખાય

☐ સુ. દ.

હું તને પત્ર લખું છું,
પણ મોકલતો નથી,
કારણકે
તારું સરનામું બદલાયા કરે છે.

હગહગનો ફગજુગ આવી લાગ્યો લાગે.
રોજ મૂછોને પાશેર કોપરેલ પાઉં
શીંદરીનો વળ ઊખડે પણ કો મરદનો બચ્ચો
આ મૂછોનો વળ ઉખેડી તો જુવે
હારી જાઉ. છોગામાં માથે મૂંડન કરાવું.

વીંઝણો ઢાગનો આ વાણોતર પણ મને માટીનો લાગે.
એને શું નહીં ભગાનું હોય આ મસમોટી મૂછે
માખી ક્યારની ઝૂલણુગીત ગાય તે.
જુવે નાય એના બાપનું શું જાય.
વીંઝણામા કાંઈ ઝાઝા વેતા નથી
કે વા ભેગી પટ્ટમાં જઈ પેડ પલકમાં માખી.

પણ એને શું ?
મૂછ હોય તો એની કિમત પરખાય
ના મૂછિયાને શું મૂછ - એને બધું પૂંછ બરોબર.

લાવ, આ પડખે પડેલ હાથવીંઝણો લઈ
માખી માથે ઝીંકું
ના, જાવા દે ભલા,
વળી ક્યાંક મૂછમાં ગોબો પડશે
તો ગામલોક સઘળું પૂછશે
આ કેમનું થયું ?

જવાબ દેતાં મૂછે હાથ ફેરવવો મુશ્કેલ થાશે પાછો.
જાવા દે, જેમનું છે તેમનું ઠીક છે.

ઉઘરાણીવાગો આ વાણોતર
સાવ બૂડથલ લાગે મને.
એની માએ સવાશેર સૂંઠ
ખાધી તો શું ભલા સૂંઘીયે નહીં હોય પૂરી.

વેતા વનાના વાણોતર ભેળા થયા છે આ પેઢીમાં.
મેળની નથી જોતા ઉધાર બાજુ
કે પણીની નથી જોતા જમણી બાજુ
ને બસ ગાદી તકીયે બેસી
હાંક્યા કરે છે હલેસાં દિ આખો.
મેળ જોઇ મારું તો મન ભાંગી પડે છે.
ઉધાર બાજુનો કોઇ અંત જ નથી જણાતો
ને જમણી બાજુએ જમા થવામાં ઝીરો ભાળું.
ઉઘરાણી નહીં વળે ને
આમને આમ આ બધા હાંકશે
તો પેઢી પાણીપોચી થાવામાં વાર નહીં લાગે એ નક્કી.

લાવ, બેઠાબેઠા આ સળી લઇ કાન ખોતરું
ઉધારનો કંઇ ઇલાજ
વિચાર કરતાં મેળ મળે તો મેળવું.
બાકી કીધાનું આ પેઢી ચલાવવી
આ પેઢા ઘસવા જેવું સહેલું તો નહીં જ.

કોને પડી છે અહીંયા
ધૂળ ઢેફાંને રેત ઢગલો ભાળી
વાણોતર બધા પલાંઠ વાળી બેઠા નિરાંતે
કોના દીકરાની ધનતેરસ ને કોના બાપની દિવાળી,
મારે મન તો આ બધું કાળીચૌદસ
હું જ એકલો વિચારું તે બસ વિચારું જ.

□ રમેશ પટેલ

એક નકશાએ
પ્રવાસીને
શોધવા પ્રવાસનો કર્યો છે પ્રારંભ !

## મા વિશે □ વિનોદ શ્રીવાસ્તવ □ નલિની માડગાંવકર

(હિન્દી)

એક

મા જ્યારે સૂએ છે
ત્યારે એનો અતીત જાગે છે.

જાગતી મા
પળે-પળે જીવે છે
બધું જ મહાન બનાવતી.

ખરેખર ખૂબ મોટી લાગે છે
સૂતેલી મા.

બે

એક સમગ્ર કાળખંડ પર
શિરા-ધમનીની જેમ વળગેલી છે
માની કરચલીઓ.

દોરડા-પુલ જેવી
સમગ્ર યાત્રા પર

એક છેડે સ્પર્શીને
પોતાને શોધી
એવું જ થવાનું
સમગ્ર યાત્રામાં.

ત્રણ

બહુ પૂછીએ તોય
ન પૂછીએ તોય
કે તટસ્થ રહેતાં
મા રડે છે

ખૂબ ખૂબ પૂછે છે તોપણ
નથી પૂછતી તોપણ
રડી પડે છે મા.

દરેક હાલતમાં
સમયની સાથોસાથ બાળકને
ખોઈ દે છે મા.

ચાર

કપાતી કપાતી
ટીપાતી ટીપાતી
ઘસાતી ઘસાતી

સમું સૂતરું કરતી
અંગરખાની જેમ
તારનાર

સમયની ખીંટી પર
આશંકાની જેમ
લટકી રહી છે મા.

પાંચ

એની સામે
પોતાના બાહુઓનો વિસ્તાર
નિહાળે છે પિતા
સ્પર્શીને સંતુષ્ટ
સૂઈ જાય છે પત્ની
ત્યારે એને
પોતાની અરેજમાં રાખી
ખસી જાય છે મા.

છ

તથાગતના જમણા હાથની જેમ
જ્યારે પ્રગટ રહે છે પિતા

હવિ અને સમિધની જેમ
ફેલાયેલી રહે છે પત્ની
ત્યારે સમગ્ર ઘરમાં
અનુષ્ઠાન જેવી
મુગ્ધ ફસાયેલી રહે છે મા.

□ નરેન્દ્ર વસિષ્ઠ

□ નિરંજના સટ્ટાવાલા

એક પછી એક
તૂટીને વીખેરાઈ ગયો છે
સંબંધોનો અરીસો
જેનો દરેક ટુકડો
મારી હથેળીને પંપોળીને
એક લાલ લીટી ખેંચે છે.

ગમે છે તો પણ
વીખરાયેલ ટુકડાને
પંપાળતા રહેવાનું.

## મોહરાં □ નરેન્દ્ર વસિષ્ઠ
## □ નિરંજના સટ્ટાવાલા

સમયે મારા માટે
સેંકડો પ્રકારનાં મોહરાં
તૈયાર કર્યાં છે.
જેને પહેરીપહેરીને
હવે મને મારો પોતાનો ચહેરો
વિચિત્ર એવો લાગે છે.

મારા મોઢામાં જીભ નથી
એક ઘણી લાંબી ટેપ છે.
જેમાં ન જાણે
કેટલા સંવાદ ભર્યાં છે.
જુદા જુદા મોકાને માટે.

મારા માટે બહુ સહેલું છે.
એક પળમાં રામ
અને બીજી જ પળે
રાવણ બની જવાનું
મારો કર્ણ અજવાળામાં લૂંટાય
અને અંધારામાં પણ લૂંટાય છે.
અભ્યસ્ત સહજતાની સાથે
મારી નિયતિ
વિરોધી ચરિત્રોને જીવતાં - જીવતાં
પોતાની જાતને ભૂલી જવાની છે.
મંચ સુધી પહોંચતા - પહોંચતા
કદાચ આ રીતે જ પૂરી થાય છે
દરેક સફર.

## મા વિશે ▫ વિનોદ શ્રીવાસ્તવ ▫ નલિની માડગાંવકર

(હિન્દી)

એક

મા જ્યારે સૂએ છે
ત્યારે એનો અતીત જાગે છે.

જાગતી મા
પળે-પળે જીવે છે
બધું જ મહાન બનાવતી.

ખરેખર ખૂબ મોટી લાગે છે
સૂતેલી મા.

બે

એક સમગ્ર કાળખંડ પર
શિરા-ધમનીની જેમ વળગેલી છે
માની કરચલીઓ.

દોરડા-પુલ જેવી
સમગ્ર યાત્રા પર

એક છેડો સ્પર્શીને
પોતાને શોધી
એવું જ થવાનું
સમગ્ર યાત્રામાં.

ત્રણ

બહુ પૂછીએ તોય
ન પૂછીએ તોય
કે તટસ્થ રહેતાં
મા રડે છે

ખૂબ ખૂબ પૂછે છે તોપણ
નથી પૂછતી તોપણ
રડી પડે છે મા.

દરેક હાલતમાં
સમયની સાથોસાથ બાળકને
ખોઈ દે છે મા.

ચાર

કપાતી કપાતી
ટીપાતી ટીપાતી
ઘસાતી ઘસાતી

સમું સૂતરું કરતી
અંગરખાની જેમ
તાર-તાર

સમયની ખીંટી પર
આશંકાની જેમ
લટકી રહી છે મા.

પાંચ

એની સામે
પોતાના બાહુઓનો વિસ્તાર
નિહાળે છે પિતા
સ્પર્શીને સંતુષ્ટ
સૂઈ જાય છે પત્ની
ત્યારે એને
પોતાની અવેજીમાં રાખી
ખસી જાય છે મા.

છ

તથાગતના જમણા હાથની જેમ
જ્યારે પ્રગટ રહે છે પિતા

હવિ અને સમિધની જેમ
ફેલાયેલી રહે છે પત્ની
ત્યારે સમગ્ર ઘરમાં
અનુષ્ઠાન જેવી
મુગ્ધ ફસાયેલી રહે છે મા.

□ નરેન્દ્ર વસિષ્ઠ

□ નિરંજના સટ્ટાવાલા

એક પછી એક
તૂટીને વીખેરાઈ ગયો છે
સંબંધોનો અરીસો
જેનો દરેક ટુકડો
મારી હથેળીને પંપોળીને
એક લાલ લીટી ખેંચે છે.

ગમે છે તો પણ
વીખરાયેલ ટુકડાને
પંપાળતા રહેવાનું.

## મોહરાં □ નરેન્દ્ર વસિષ્ઠ
## □ નિરંજના સટ્ટાવાલા

સમયે મારા માટે
સેંકડો પ્રકારનાં મોહરાં
તૈયાર કર્યાં છે.
જેને પહેરીપહેરીને
હવે મને મારો પોતાનો ચહેરો
વિચિત્ર એવો લાગે છે.

મારા મોઢામાં જીભ નથી
એક ઘણી લાંબી ટેપ છે.
જેમાં ન જાણે
કેટલા સંવાદ ભર્યાં છે.
જુદા જુદા મોકાને માટે.

મારા માટે બહુ સહેલું છે.
એક પળમાં રામ
અને બીજી જ પળે
રાવણ બની જવાનું
મારો કર્ણ અજવાળામાં લૂંટાય
અને અંધારામાં પણ લૂંટાય છે.
અભ્યસ્ત સહજતાની સાથે
મારી નિયતિ
વિરોધી ચરિત્રોને જીવતાં - જીવતાં
પોતાની જાતને ભૂલી જવાની છે.
મંચ સુધી પહોંચતા - પહોંચતા
કદાચ આ રીતે જ પૂરી થાય છે
દરેક સફર.

# બે કાવ્યો □ જ્યોર્જ બાવરિંગ □ નીતા રામૈયા

(કેનેડિયન)

૧.

જો મેં ફરિયાદ કરી જ હોત તો, મારા મિત્રોમાંથી કોણે સાંભળી હોત ?
                    તેમાંના એકાદ જણે
એક આલિંગનથી જો મને તાજુબીમાં નાખ્યો હોત તો
તેને તેના હાથ ખાલીખમ જણાત કદાચ, તેનો પોતાનો જ ચહેરો
અરીસામાંથી તેને તાકીને જોઈ લેત.

સૌંદર્ય તે ભીતિનો પ્રથમ પ્રહાર છે,
          આપણે આપણું જીવન
તેમાં જીવવું જ રહ્યું.
          આપણે તેને પામવા મથીએ છીએ,
માની લઈએ કે આપણે તેને ચાહીએ છીએ, કારણકે તે છરી પકડે છે
આપણા ગળે છરીની ધાર.
                    દરેક સુંદર દિલ
બિહામણું હોય છે.
                    ઉજજવલ સૂર્યપ્રકાશમાં
ઝેર ઝમ્યા કરે છે ગુલાબની દરેક પાંદડીએથી.

૨.

એટલે જ હું મારું મોઢું બંધ કરું છું, અને મારી ચીસ મારા જઠરમાં ઘેરું
સંગીત જન્માવે છે.
                              કોણ સાંભળશે
કોણ તાજુબ થશે ?
                    મિત્રો અને સુંદરતા
કાવ્યોમાં રાહ જોતાં બેઠાં છે અને જે ઈશ્વર વિશે એક જમાનામાં
આપણે લખ્યું હતું તે આપણને છોડી ગયો છે ચીકણાશથી ખરડાયેલી
દુનિયાના ઉકરડામાં.

તો પછી હવે મારા ચેરીવૃક્ષ ઉપર ફૂલોને
શેકેલી કતરીમાં ફેરવાઈ જતાં મારે જોવા જઇએ.
જ્યાં મખમલી જૉગિંગ સુટમાં સજ્જ માતાઓ
બાબાગાડીને ફેરવતી હોય
અને મારાં પ્રથમ ઊર્મિગીતોના ઉદ્દેશનું અનુકરણ કરતી હોય ત્યાં
- ફોર્ટી - ફર્સ્ટ એવન્યુની ધારે ધારે ચાલવું જોઇએ મારે.
લાગે છે કે હું હાઇસ્કૂલમાં હતો ત્યારે જે રીતે ઓળતો તે રીતે મારે વાળ
ઓળવા જોઇએ.

□ **અનિલા જોષી**

ભૂખ વેઠતા બાળકની
અનંત રાત્રિમાં
આંટો મારવાનું
મન થાય છે.
મન થાય છે
એક અનાથ બાળકની
વેધક દૃષ્ટિમાં
ઓગળી જવાનું.

સંસારને પચાવી ચૂકેલી
વિધવાના મરકતા હોઠમાં
લપાઇ જવાનું
મન થાય છે.
મન થાય છે
એક અબળાની ચીસમાં
ભળી જવાનું.

વિનાશ નોતરતી
દુર્યોધનની લોલુપતાને
સંકેલવાનું મન થાય છે
મન થાય છે
ગાંધારીના અંધાપામાં
સમાઇ જવાનું.

મન થાય છે
તારા બંધ દરવાજાના
રહસ્યને પામવાનું.
પણ આ વિસંગત મન
ફંગોળાય છે ચારે દિશાએ
ધડથી છૂટા પડી ગયેલા
રાવણના મસ્તકની જેમ !

## પાંચ કાવ્યો □ રજની મહેતા

૧.
નાના હતા ત્યારની વાત
સાંજે પિતા ઘેર આવતા,
અને અમે ઉત્સાહમાં પૂછતાં
"તમે શું લાવ્યા ?"
મોટે ભાગે પિતા આપતા
મૌનભર્યું સ્મિત.
એક સાંજે
અમે જ્યારે
આ રોજનો સવાલ પૂછયો,
"આજે તમે શું લાવ્યા ?"
એમણે જવાબ આપ્યો –
થાકોડો.

સ્મિતનું આકાશ
ઓલવાતું જતું હતું.

૨.
તારી યાદ
કૅલેન્ડરની આંખમાંથી
ટપકેલી તારીખ,
એ
તારીખ હતી,
કે
મારું આંસુ ?

૩.
મેં નક્કી કર્યું હતું
કે જે દિવસે
મારો બંગલો થશે
ત્યારે એને નામ આપીશ
'હાશ !'
હવે માંડમાંડ
ઘર સાચવી શકું છું
અને
એને 'અજંપો' નામ આપવાનું પણ
મન થતું નથી.

૪.
આ પંખીના ટહુકાઓ હવે
શાંત થઈ ગયા છે.
ક્યાંય તારું ગીત
હું ભૂલી તો નથી ગયો ને ?

૫.
આંધળો પ્રેમ ને રંગીન સપનાં,
છાનાંછપનાં, કોને ખપનાં.

□ સુ. દ.

ઝંઝાવાત સામે
ખૂબ ઝઝૂમેલી જ્યોત
છેવટે હારી ગઈ
અને ઝંઝાવાત પણ શમી ગયો.

## ☐ રમેશ દીવાન

હે ઈશ્વર !
મારા માર્ગમાં કંટકો તો છે અને હશે
પણ તું છે
એટલે અહીં ક્યાં કોઈને ચિંતા છે ?
કંટકોને ફૂલમાં ફેરવવાની
તારી અકળ શક્તિને મેં જોઈ છે
જાણી છે
અનુભવે પ્રમાણી છે
અને હું છું
એટલે તો એની સુવાસને
અને તારા સહવાસને
અને પ્રવાસને
આજે
મનભરીને માણું છું.

હે ઈશ્વર !
મારા માર્ગમાં ખડકો તો છે અને હશે
પણ તું છે
એટલે અહીં ક્યાં કોઈને ચિંતા છે ?
ખડકને જળમાં ફેરવવાની
તારી દીવાદાંડી જેવી અકળ શક્તિને
મેં જોઈ છે.
જાણી છે
અને તારી કૃપાની નૌકાને
અનુભવે પ્રમાણી છે
અને હું છું
એટલે તો તારી સુવાસને
અને તારા સહવાસને
અને પ્રવાસને
આજે
હૃદયભરીને માણું છું.

## ☐ ધનસુખલાલ પારેખ

જિંદગી;
ઘોડિયાંઘરથી શરૂ થઈ
ઘરડાંઘરમાં પૂરી થાય.
મૃત્યુ;
આજે હસ્તિ,
ક્ષણમાં અસ્થિ.

□ સુરેશ દલાલ

સાવ બીડાયેલી સુગંધ જેવો તારી પાસે ખૂલી ગયો,
- હું ગીત લખવાનું ભૂલી ગયો.

ઝાકળ જેવા શબ્દો મારા,
વરાળ થઈને ઊડ્યા,
આભ આખાને છોડી પંખ,
નિજને માળે બૂડ્યા.
હેત ભરેલો હાથ હવાનો ને ડાળની જેવું ઝૂલી ગયો.
- હું ગીત લખવાનું ભૂલી ગયો.

બંધ થયેલા રસ્તાઓ પણ,
ખૂલે કમળની જેવા;
હોવું એટલું પૂરતું અમને
નહીં લેવા કે દેવાં
મરજીવાની પાસે દરિયો ઝીણું કશુંક કબૂલી ગયો,
- હું ગીત લખવાનું ભૂલી ગયો.

□ રવીન્દ્રનાથ ટાગોર □ સુરેશ દલાલ

તારા આનંદ - ઉલ્લાસ વચ્ચે આટલો રાખજે ખ્યાલ,
પાનઝરની મોસમ ત્યારે મેં ગીત ગાયાં તત્કાલ

સૂમસામ વને ઘાસ સુકાયું
એકલતામાં જાય છે આયુ
પાનઝરની મોસમ ત્યારે મેં ઝીલ્યા લય ને તાલ,
તારા આનંદ - ઉલ્લાસ વચ્ચે આટલો રાખજે ખ્યાલ.

સાંજનો દીવો લઈને હાથે
કેમ ચાલું છું કાળી રાતે
એટલું પથિકા! યાદ તું રાખે
અનહદનો મને સાદ આવે ત્યાં ભાંગ્યાતૂટ્યા કોઈ તરાપે
સરતી - તરતી ગાતી રહું : મોસમને હું ગાંઠતી નથી : આજ કે હોયે કાલ.

## ફરિયાદ □ લાલજી કાનપરિયા

બાઈજી ! તારો બેટડો મુંને ઘડી ઘડીમાં ખીજવે.

હું મૂઈ રંગે શામળી ને લાડમાં બોલવા જઉં
હાલતાં ચાલતાં બોલ વ્હાલપના પરણ્યાજીને કઉં.

બાઈજી ! તારો બેટડો મુંને કોયલ કહીને પજવે !
બાઈજી ! તારો બેટડો મુંને ઘડી ઘડીમાં ખીજવે.

જરાક અમથી ભૂલ ને પછી પરણ્યો મારે મ્હેણું
આંસુનાં ઝરણાંની સાથે ભવનું મારે લેણું.

બાઈજી ! તારો બેટડો મારી આંખે ચોમાસું ઊજવે !
બાઈજી ! તારો બેટડો મુંને ઘડી ઘડીમાં ખીજવે.

મોલ ભરેલા ખેતરમાં નહીં પતંગિયાનો પાર
નજરુંનાં અડપલાંનો છે મહિમા અપરંપાર !

બાઈજી ! તારો બેટડો મારા ગાલને છાના ભીંજવે !
બાઈજી ! તારો બેટડો મુંને ઘડી ઘડીમાં રીઝવે !

## સિસકતું પંજાબ □ મિન્દર □ ભારતી દીવાન

(પંજાબી)

ઝરણું એક

મારા ખભા પર ધાબળી
અને હાથમાં વાંસળી હતી
હું સૂતો પણ નહીં
ક્યાંય ગયો પણ નહીં
પરંતુ મારા હાથમાં બંદૂક
અને ખભા પર લાશ કોણ મૂકી ગયું?

ઝરણું બે

મેં તો જમીનમાં ખૂબ ઊંડે
ગુરુઓની વાણી અને
કૃષ્ણની ગીતા રોપી હતી
આ અગ્નિબીજ
અને ઘૃણાની ઊપજ
કેવી રીતે ઊગી છે ?

□ સુરેશ દલાલ

સાવ બીડાયેલી સુગંધ જેવો તારી પાસે ખૂલી ગયો,
- હું ગીત લખવાનું ભૂલી ગયો.
ઝાકળ જેવા શબ્દો મારા,
વરાળ થઈને ઊડ્યા,
આભ આખાને છોડી પંખ,
નિજને માળે બૂડ્યા.
હેત ભરેલો હાથ હવાનો ને ડાળની જેવું ઝૂલી ગયો.
- હું ગીત લખવાનું ભૂલી ગયો.

બંધ થયેલા રસ્તાઓ પણ,
ખૂલે કમળની જેવા;
હોવું એટલું પૂરતું અમને
નહીં લેવા કે દેવાં
મરજીવાની પાસે દરિયો ઝીણું કશુંક કબૂલી ગયો,
- હું ગીત લખવાનું ભૂલી ગયો.

□ રવીન્દ્રનાથ ટાગોર □ સુરેશ દલાલ

તારા આનંદ - ઉલ્લાસ વચ્ચે આટલો રાખજે ખ્યાલ,
પાનઝરની મોસમ ત્યારે મેં ગીત ગાયાં તત્કાલ

સૂમસામ વને ઘાસ સુકાયું
એકલતામાં જાય છે આયુ
પાનઝરની મોસમ ત્યારે મેં ઝીલ્યા લય ને તાલ,
તારા આનંદ - ઉલ્લાસ વચ્ચે આટલો રાખજે ખ્યાલ.

સાંજનો દીવો લઈને હાથે
કેમ ચાલું છું કાળી રાતે
એટલું પથિકા! યાદ તું રાખે
અનહદનો મને સાદ આવે ત્યાં ભાંગ્યાતૂટ્યા કોઇ તરાપે
સરતી - તરતી ગાતી રહું : મોસમને હું ગાંઠતી નથી : આજ કે હોયે કાલ.

## ફરિયાદ □ લાલજી કાનપરિયા

બાઈજી ! તારો બેટડો મુંને ઘડી ઘડીમાં ખીજવે.

હું મૂઈ રંગે શામળી ને લાડમાં બોલવા જઉં
હાલતાં ચાલતાં બોલ વ્હાલપના પરણ્યાજીને કઉં.

બાઈજી ! તારો બેટડો મુંને કોયલ કહીને પજવે !
બાઈજી ! તારો બેટડો મુંને ઘડી ઘડીમાં ખીજવે.

જરાક અમથી ભૂલ ને પછી પરણ્યો મારે મ્હેણું
આંસુનાં ઝરણાંની સાથે ભવનું મારે લેણું.

બાઈજી ! તારો બેટડો મારી આંખે ચોમાસું ઊજવે !
બાઈજી ! તારો બેટડો મુંને ઘડી ઘડીમાં ખીજવે.

મોલ ભરેલા ખેતરમાં નહીં પતંગિયાનો પાર
નજરુંનાં અડપલાંનો છે મહિમા અંપરંપાર !

બાઈજી ! તારો બેટડો મારા ગાલને છાના ભીંજવે !
બાઈજી ! તારો બેટડો મુંને ઘડી ઘડીમાં રીઝવે !

## સિસકતું પંજાબ □ મિન્દર □ ભારતી દીવાન

(પંજાબી)

ઝરણું એક

મારા ખભા પર ધાબળી
અને હાથમાં વાંસળી હતી
હું સૂતો પણ નહીં
ક્યાંય ગયો પણ નહીં
પરંતુ મારા હાથમાં બંદૂક
અને ખભા પર લાશ કોણ મૂકી ગયું?

ઝરણું બે

મેં તો જમીનમાં ખૂબ ઊંડે
ગુરુઓની વાણી અને
કૃષ્ણની ગીતા રોપી હતી
આ અગ્નિબીજ
અને ઘૃણાની ઊપજ
કેવી રીતે ઊગી છે?

## પ્રોફેસર બ.ક. ઠાકોર સંશોધન વિભાગ

૨૧ નવેમ્બર, ૧૯૫૩ના દિને મળેલી એમ.એસ. યુનિવર્સિટી ઑફ્ બરોડાની મીટિંગમાં સિન્ડીકેટે નિર્ણય લીધો હતો કે પ્રૉફેસર બ.ક. ઠાકોરની સમગ્ર લાયબ્રેરી અને એમના પ્રકાશિત અને અપ્રકાશિત પુસ્તકો મેળવી લેવાં. પ્રખ્યાત ગુજરાતી વિવેચક, કવિ અને શિક્ષક સદ્‌ગત પ્રૉફેસર બ.ક. ઠાકોરની લાયબ્રેરી એ સુંદર પુસ્તકોનો ખજાનો છે. ઉપકુલપતિ શ્રીમતી હંસા મહેતાએ 'પ્રોફેસર બ.ક. ઠાકોર સંશોધન વિભાગ'નું યુનિવર્સિટીની લાયબ્રેરીમાં ૨૮મી માર્ચ, ૧૯૫૪ના દિને ઉદ્‌ઘાટન કર્યું. આ વિભાગની એક ખાસ ખંડમાં વ્યવસ્થા કરવમાં આવી છે અને વિદ્વાનો અને સંશોધનના વિદ્યાર્થીઓને અભ્યાસમાટે સંપૂર્ણ સુવિધા પૂરી પાડવામાં આવે છે. આ સંગ્રહમાં અંગ્રેજી, ગુજરાતી, મરાઠી, હિન્દી અને બંગાળી ભાષાનાં અણમોલ પુસ્તકો છે; અને તેમાં ઠેકઠેકાણે ટીકાઓ તથા નોંધો કરેલી છે, જે વિવિધ વિષયો જેવાં કે સાહિત્ય, ઇતિહાસ, તત્ત્વજ્ઞાન, ધર્મ, સમાજશાસ્ત્ર વગેરેને આવરી લે છે. એમની પોતાની કૃતિઓ લગભગ પંદર જેટલી છે અને એના બધા હક કૉપીરાઇટ સહિત, યુનિવર્સિટીએ પ્રાપ્ત કર્યા છે.

## અનૂદિત ઉર્દૂ શેર □ સુજિત શાહ

૧.

□ બશીર બદ્ર

અજવાળાં તમારી યાદનાં અમારી સાથ રહેવા દો,
ન જાને કઈ ગલીમાં જિંદગીની સાંજ થૈ જાયે.

૨.

□ 'શહજાદ' અહમદ

હજી તો સુકી છે બધુ મોસમ, વરસાદ તો પડવા દો,
કઈ માટીમાં વાવવાં અરમાનો, એ પછી વિચારશું.

૩.

□ ફરાઝ અહમદ

હવે અમે પડયાં વિખૂટાં, તો મળશું સપનાંઓમાં,
જેમ મળે છે સુકાં ફૂલો, પાનાં વચ્ચે કિતાબોમાં



બરકત વીરાણી -'બેફામ'

જન્મ : ૨૫-૧૧-૧૯૨૩ સ્વર્ગવાસ : ૨-૧-૧૯૯૪

ગઝલ

*

સમજો બધાં કે જુલ્મ સહું છું ને રોઉં છું,
આ તો નયનને કામ કરાવીને ધોઉં છું.

નિષ્ફળ પ્રણયના પંથ છે, પણ સાથ તો જુઓ,
ઘણાં ગુમાવ્યાં લાખો, એક ખુદને ખોઉં છું.

મારા વિરહમાં ઊંઘ તો ક્યાં છે નસીબમાં?
તારાં સ્વપ્ન તો જાગતાં રહી હું ને જોઉં છું.

ખુદ હું જ મારો પડછો ફરું છાંયડાની જેમ,
જ્યાં જ્યાં હું જઉં છું ત્યાં બધે હું જ હોઉં છું.

રોકું છું મારું સ્થાન જમાનામાં હું એ રીતે,
અંધારી રાતે જાણે અરીસામાં જોઉં છું.

રાખે છે આમ જીવને આનંદમાં એના,
કે રોઉં છું ને હું જ મહેર કાંઈક જોઉં છું.

"બેફામ" મારા મોત ઉપર સૌ રડે ભલે,
મારા જનમ ઉપર તો ફક્ત હું જ રોઉં છું.

– બરકત વિરાણી

Ranieri Walter Ferrara
via Saverio Altamura,22
80128 Napoli
Italy

## Domestic solitude

I am not
what you think
the drunken gardener
who tries
to banish the vision
of the world
Now I see
I took
your name
the mistakes
of your flesh
are corrected
in various degrees
as the unsinnable
fallen,numberless
I exist
I am
:this
your thought
the animal in repose
who flees not
the vision in harmony
with the world
Now you see me
in the mirror
of the name
the darkness
depth
interesting
on

the

ભાઇ સુરેશ, ૨૩-૧૧-૯૩

'કવિતા' ૧. ૨૭નો અંક મળ્યો. ઘણા કવિઓનાં સરસ મુક્તકોનો નાનો શો સંગ્રહ સાચવી રાખવા જેવો - હાથવગો - થયો છે. અત્યારની પરિસ્થિતિમાં થોડીક છાપભૂલો રહે તે માટે આપણે નિરુપાય હોઇએ છીએ- અમારાં સંશોધન લખાણો છપાય છે ત્યારે ત્રણ-ચાર પ્રૂફ સુધાર્યાં પછી પણ ટબ્બા જેવડી ભૂલો રહી જાય છે. તો પણ 'કઠો ઉપનિષદ' એક ઉપલબ્ધિ ગણાશે !

પહેલે પાને ઉમાશંકરના 'મુક્તક માધુરી'ના પુરોવચનમાંથી જે થોડુંક ઉદ્ધૃત કરી આપ્યું છે તેમાં વાચક ઉપર એવી છાપ પણ પડે કે તેમાં આપેલો મુક્તકનો અનુવાદ ઉમાશંકરનો છે. એવું થાય તો પણ મારે માટે તો મોટો લાભ જ છે- મારો અનુવાદ ઉમાશંકરનો કોઇ ગણી લે એટલે આપણે તો મેદાન મારી ગયા !- અનુવાદક તરીકે જ તો.

બીજા ત્રણ-ચાર પરભાષાનાં મુક્તકોના અનુવાદ તેમાં આપેલા છે, તે મેં પણ કરેલા છે. એક મૂળ મુક્તકના, તેનું જે પાસું અનુવાદકને પ્રભાવક લાગ્યું તેને અનુલક્ષીને બે-ત્રણ અનુવાદકોએ કરેલા અનુવાદની તુલના કરવા જેવી છે- આનો વધુ સારો કે તેનો એ દૃષ્ટિએ નહીં, પણ અનુવાદકના ચિત્રમાં મુક્તકનો મર્મ કેવોક પ્રતિબિંબિત થયો છે તે જોવાની દૃષ્ટિએ અને છંદની સમર્પકતાની દૃષ્ટિએ.

૧. પા. ૨૧ ઉપરના ઉમાશંકરે કરેલા ટી. ઇ. હ્યુમના એક મુક્તકના અનુવાદ સાથે સરખાવો :

હેમંતની રાત
આછી ચમક ઠંડીની
હું લટારે સરું બહાર-
દૃષ્ટે પડે
વાડ પર લળી રહ્યો રતૂમડો ચંદ્ર
ખેડૂતના વદન શો.
વાત કરવા હું અટક્યા વિના
સહેજ માથું હલાવી વળું માર્ગ પે- (ડોકું' વધુ સારું)
ચોતરફ તારકો ગૌરમુખ
નગરનાં બાળ શા કૌતુકે ટમટમે.

('મુક્તક મંજરી', પૃ. ૧૦૯, ક. ૬૨)

૨. પૃ. ૬૭, જયા મહેતાના બાશોના હાઇકુ. અનુવાદ (બીજો) સાથે સરખાવો.

(૧) મ્લાન ડાળ
ઉપર કાગ આવી બેસે-
ઢળત શિશિર-સાંજ

(૨) સૂકી ડાળે
વળગી બેઠો
એક મૂળ વાયસ
નિહાળે સાવચેત સૂર્યાસ્ત

Ranieri Walter Ferrara
via Saverio Altamura,22
80128 Napoli
Italy

*Domestic solitude*

I am not
what you think
the drunken gardener
who tries
to banish the vision
of the world
Now I see
I took
your name
the mistakes
of your flesh
are corrected
in various degrees
as the unsinnable
fallen,numberless
I exist
I am
:this
your thought
the animal in repose
who flees not
the vision in harmony
with the world
*Now you see me*
in the mirror
of the name
the darkness
of my depth
explores interesting things
as oblivion
embraced
unnamable
you exist (Translated by Father Paul Stenhouse)

am the Alpha and Omega/the Beginning and the End " (Ap 21,6)

" .. Walter Ferrara

ભાઈ સુરેશ, ૨૩-૧૧-૯૩

'કવિતા' ૧. ૨૭નો અંક મળ્યો. ઘણા કવિઓનાં સરસ મુક્તકોનો નાનો શો સંગ્રહ સાચવી રાખવા જેવો - હાથવગો - થયો છે. અત્યારની પરિસ્થિતિમાં થોડીક છાપભૂલો રહે તે માટે આપણે નિરુપાય હોઈએ છીએ- અમારાં સંશોધન લખાણો છપાય છે ત્યારે ત્રણ-ચાર પ્રૂફ સુધાર્યાં પછી પણ ટબ્બા જેવડી ભૂલો રહી જાય છે. તો પણ 'કઠો ઉપનિષદ' એક ઉપલબ્ધિ ગણાશે !

પહેલે પાને ઉમાશંકરના 'મુક્તક માધુરી'ના પુરોવચનમાંથી જે થોડુંક ઉદ્ધૃત કરી આપ્યું છે તેમાં વાચક ઉપર એવી છાપ પણ પડે કે તેમાં આપેલો મુક્તકનો અનુવાદ ઉમાશંકરનો છે. એવું થાય તો પણ મારે માટે તો મોટો લાભ જ છે- મારો અનુવાદ ઉમાશંકરનો કોઈ ગણી લે એટલે આપણે તો મેદાન મારી ગયા !- અનુવાદક તરીકે જ તો.

બીજા ત્રણ-ચાર પરભાષાનાં મુક્તકોના અનુવાદ તેમાં આપેલા છે, તે મેં પણ કરેલા છે. એક મૂળ મુક્તકના, તેનું જે પાસું અનુવાદકને પ્રભાવક લાગ્યું તેને અનુલક્ષીને બે-ત્રણ અનુવાદકોએ કરેલા અનુવાદની તુલના કરવા જેવી છે- આનો વધુ સારો કે તેનો એ દૃષ્ટિએ નહીં, પણ અનુવાદકના ચિત્રમાં મુક્તકનો મર્મ કેવોક પ્રતિબિંબિત થયો છે તે જોવાની દૃષ્ટિએ અને છંદની સમર્પકતાની દૃષ્ટિએ.

૧. પા. ૨૧ ઉપરના ઉમાશંકરે કરેલા ટી. ઇ. હ્યુમના એક મુક્તકના અનુવાદ સાથે સરખાવો :

હેમંતની રાત
આછી ચમક ઠંડીની
હું લટારે સરું બહાર-
દૃષ્ટે પડે
વાડ પર લળી રહ્યો રતૂમડો ચંદ્ર
ખેડૂતના વદન શો.
વાત કરવા હું અટક્યા વિના
સહેજ માથું હલાવી વહું માર્ગ પે- (ડોકું' વધુ સારું)
ચોતરફ તારકો ગૌરમુખ
નગરનાં બાળ શા કૌતુકે ટમટમે.

('મુક્તક મંજરી', પૃ. ૧૦૯, ક. ૬૨)

૨. પૃ. ૬૭, જયા મહેતાના બાશોના હાઈકુ. અનુવાદ (બીજો) સાથે સરખાવો.

(૧) મ્લાન ડાળ
ઉપર કાગ આવી બેસે-
ઢળત શિશિર-સાંજ

(૨) સૂકી ડાળે
વળગી બેઠો
એક મૂળ વાયસ
નિહાળે સાવચેત સૂર્યાસ્ત.

**Ranieri Walter Ferrara**
**via Saverio Altamura,22**
80128 **Napoli**
**Italy**

Domestic solitude

I am not
what you think
the drunken gardener
who tries
to banish the vision
of the world
Now I see
I took
your name
the mistakes
of your flesh
are corrected
in various degrees
as the unsinnable
fallen,numberless
I exist
I am
:this
your thought
the animal in repose
who flees not
the vision in harmony
with the world
Now you see me
in the mirror
of the name
the darkness
of my depth
explores interesting things
as oblivion
embraced
unnamable
you exist (Translated by Father Paul Stenhouse)

am the Alpha and Omega/the Beginning and the End " (Ap 21,6)

R. Walter F.

ભાઈ સુરેશ, ૨૩-૧૧-૯૩

'કવિતા' ૧. ૨૭નો અંક મળ્યો. ઘણા કવિઓનાં સરસ મુક્તકોનો નાનો શો સંગ્રહ સાચવી રાખવા જેવો - હાથવગો - થયો છે. અત્યારની પરિસ્થિતિમાં થોડીક છાપભૂલો રહે તે માટે આપણે નિરુપાય હોઈએ છીએ- અમારાં સંશોધન લખાણો છપાય છે ત્યારે ત્રણ-ચાર પ્રૂફ સુધાર્યાં પછી પણ ટબ્બા જેવડી ભૂલો રહી જાય છે. તો પણ 'કઠો ઉપનિષદ' એક ઉપલબ્ધિ જણાશે !

પહેલે પાને ઉમાશંકરના 'મુક્તક માધુરી'ના પુરોવચનમાંથી જે થોડુંક ઉદ્ધૃત કરી આપ્યું છે તેમાં વાચક ઉપર એવી છાપ પણ પડે કે તેમાં આપેલો મુક્તકનો અનુવાદ ઉમાશંકરનો છે. એવું થાય તો પણ મારે માટે તો મોટો લાભ જ છે- મારો અનુવાદ ઉમાશંકરનો કોઈ ગણી લે એટલે આપણે તો મેદાન મારી ગયા !- અનુવાદક તરીકે જ તો.

બીજા ત્રણ-ચાર પરભાષાનાં મુક્તકોના અનુવાદ તેમાં આપેલા છે, તે મેં પણ કરેલા છે. એક મૂળ મુક્તકના, તેનું જે પાસું અનુવાદકને પ્રભાવક લાગ્યું તેને અનુલક્ષીને બે-ત્રણ અનુવાદકોએ કરેલા અનુવાદની તુલના કરવા જેવી છે- આનો વધુ સારો કે તેનો એ દૃષ્ટિએ નહીં, પણ અનુવાદકના ચિત્રમાં મુક્તકનો મર્મ કેવોક પ્રતિબિંબિત થયો છે તે જોવાની દૃષ્ટિએ અને છંદની સમર્પકતાની દૃષ્ટિએ.

૧. પા. ૨૧ ઉપરના ઉમાશંકરે કરેલા ટી. ઈ. હ્યુમના એક મુક્તકના અનુવાદ સાથે સરખાવો :

હેમંતની રાત
આછી ચમક ઠંડીની
હું લટારે સરું બહાર-
દૃષ્ટે પડે
વાડ પર લળી રહ્યો રતૂમડો ચંદ્ર
ખેડૂતના વદન શો.
વાત કરવા હું અટક્યા વિના
સહેજ માથું હલાવી વળું માર્ગે પે- (ડોકું' વધુ સારું)
ચોતરફ તારકો ગૌરમુખ
નગરનાં બાળ શા કૌતુકે ટમટમે.

('મુક્તક મંજરી', પૃ. ૧૦૯, ક્ર. ૬૨)

૨. પૃ. ૬૭, જયા મહેતાના બાશોના હાઈકુ. અનુવાદ (બીજો) સાથે સરખાવો.

(૧) મ્લાન ડાળ
ઉપર કાગ આવી બેસે-
ઢળત શિશિર-સાંજ

(૨) સૂકી ડાળે
વળગી બેઠો
એક મૂળ વાયસ
નિહાળે સાવચેત સૂર્યાસ્ત

જાય છે. પછી કશું ગમે નહીં અને ક્યાંય પણ ગમે નહીં. એક વ્યક્તિ વિના બધું જ ખારું ખારું અને અકારું લાગે. વિયોગમાં પણ યોગ રચાય છે. મનસુખલાલ ઝવેરીની બે પંક્તિઓ કલમે ચડી આવે છે :

નહીં જોવા દિન રાત : નહીં આઘું ઓરું કશું
શું ભીતર કે બ્હાર : સાજણ ! તું હિ તું હિ એક તું

વિયોગમાં જો આ પરિસ્થિતિ હોય તો કવિ પરમ વિસ્મય અનુભવે છે અને કહે છે :

આ જો હોય વિજોગ તો જોગ વળી કેવા હશે ?

વિયોગનો યોગ એવો હોય છે કે આંખ સામે એક જ વ્યક્તિ, એક જ નામ. આ નામ એ જ આપણા હૃદયને માટે સનાતન સરનામું. કેટલાંયે લખાયેલાં કે નહીં લખાયેલાં કાગળો પંખીની પાંખ જેમ ફફડ્યા કરે છે અને આકાશ આખું ને આખું થતું જાય છે. પ્રતીક્ષાનો પણ એક આનંદ હોય છે. આ આનંદમાં જ્યારે શ્રદ્ધા ભળે ત્યારે એનો રણકાર જુદો જ લાગવાનો. પ્રાર્થના જેવું પ્રતીક્ષાનું એક ગીત રમતુંભમતું મારી પાસે આવે છે.

કોઈ રસ્તાની પારે પારે બેસી સાંજ-સવારે તારી રાહ જોઉં છું
ઊડતાં ઊડતાં પંખીઓ પણ તારું નામ પુકારે તારી રાહ જોઉં છું.

●

તારું નામ લઈને આભે સૂર્યોદય પણ થાતો
સૂરજ તારું નામ લઈને સાંજે ડૂબી જાતો
કદીક આવશે તું : એના રણઝણના રણકારે
તારી રાહ જોઉં છું.

●

વનની કેડી વાંકી ચૂકી : મારી કેડી સીધી
મેં તો તારા નામની મીઠી કમલકટોરી પીધી
રાતની નીરવ શાંતિ : એના અગમતણા અણસારે તારી રાહ જોઉં છું.

સ્પેનિશ ભાષાની ગ્લોરિયા ફુયેરટિશ નામની એક કવયિત્રી. તેણે મીરાંની ઉત્કટતા અને ઉન્માદથી જાણે કે એક કર્યું છે. આસક્તિ અને ભક્તિનો આ કાવ્યમાં સમન્વય છે. પહેલાં આ કાવ્ય જ જોઈએ :

જ્યારે હું તારું નામ સાંભળું છું
ત્યારે જાણે કે હું કૈંક લૂંટાઈ જતી હોઉં એવું મને લાગે છે.

તારા નામના છ અક્ષરો આટલું બધું કહી શકે અને કરી શકે એ વાત માની મનાતી નથી.

●

મારી ભીતરની ઝંઝાવાતી ઝંખના તો એ છે કે
તારું નામ દઈને એક દીવાલને કડડભૂસ કરી નાખું
તારું નામ મકાને મકાને ચીતરું.

●

એવો એકેય કૂવો નથી કે જેમાં મેં ઝૂકીને જોયું ન હોય
અને તારું નામ પોકાર્યું ન હોય.

પહાડોમાં હું ઘૂમી વળી છું અને તારા છ અક્ષરના નામને
મેં ઉચ્ચાર્યું છે, ઉદ્‌ગાર્યું છે અને એના પડઘા મેં પાછા મેળવ્યા છે.

મારી ઝંખના તો પક્ષીઓને તારું નામ શીખવવાની છે
કે જેથી એ ગાઈ શકે તારું નામ.
તારા નામને માછલીઓ જળની જેમ પીએ તારું નામ હરીફરીને લેવાનું પાગલપન શું છે
એ મારે બધા લોકોને સમજાવવું છે

●

મારી ઝંખના તો છે બાકીના તમામ બારાખડીના
અક્ષરો ભૂલી જવાની બધા જ આંકડાઓ ભૂલી જવાની.
ભૂલી જવા છે વાંચેલા બધાં જ પુસ્તકો
અને ભૂલી જવી છે લખેલી સઘળીય કવિતા.

●

તારા નામને 'હલો' કહેવું છે
રોટીનો ટુકડો પણ તારા નામ સાથે માગવો છે
બીજા બધા લોકો ભલે કહે કે ખરી છે આ બાઈ
કે આખો વખત એકની એક જ વાત કરે છે
પણ, એનું તો મને ગૌરવ છે, હું સુખી છું અને હરીભરી છું.

●

બીજી દુનિયામાં પણ હું જઈશ જીભ પર તારા નામ સાથે.
મને જે કોઈ સવાલો પુછાશે એ બધા જ સવાલનો જવાબ
તારા નામથી આપીશ.
ન્યાયાધીશો અને સંતો કશું સમજશે નહીં
અને ઈશ્વર મને સજા આપશે સદાયને માટે તારું નામ જપવાની.

પ્રિય વ્યક્તિનું નામ એ આપણો મુકામ છે. આપણા પોતાના નામનો કોઈ કરતાં કોઈ મહિમા નથી. મહિમા છે એના નામનો. કવયિત્રીના મનમાં કઈ વ્યક્તિનું નામ છે એ જાણવાનો પ્રયત્ન કરશું તો કદાચ કોઈ નામ મળે તો મળે, પણ કવિતા સદાયને માટે ગુમાવી બેસશું. કોઈનું અંગત નામ જાણવામાં આપણને રસ ન હોવો જોઈએ. કવિતા માણવામાં નામ જાણવાની ઈચ્છા એ નિંદા-કૂથલીનો રસ છે.

કવયિત્રીએ આખી કવિતામાં નામ છુપાવી દીધું છું. કાલિદાસની અલકાનગરી એટલી સમૃદ્ધ હતી કે ત્યાંની સ્ત્રીઓ સોનાની રેતીમાં માણેક સંતાડવાનું ઐશ્વર્ય ભોગવતી. આ કવયિત્રીએ પ્રિય વ્યક્તિના નામનું માણેક આમ જ સંતાડી રાખ્યું છે. બે પંક્તિઓ સામેલ થવા આતુર છે.

કંઈ કેટલાં નામનો ઊછળે મારે આંગણ દરિયો
એમાં એક જ નામ તમારું નાવ થઈને મ્હાલે.

એક જ નામમાં કેટલી બધી તાકાત છે ! સંસારના ભરબજારમાં આપણે

જાય છે. પછી કશું ગમે નહીં અને ક્યાંય પણ ગમે નહીં. એક વ્યક્તિ વિના બધું ખારું અને અકારું લાગે. વિયોગમાં પણ યોગ રચાય છે. મનસુખલાલ ઝવેરીની બે કલમે ચડી આવે છે :

નહીં જોવા દિન રાત : નહીં આધું ઓરું કશું
શું ભીતર કે બ્હાર : સાજણ ! તું હિ તું હિ એક તું

વિયોગમાં જો આ પરિસ્થિતિ હોય તો કવિ પરમ વિસ્મય અનુભવે છે :

છે :

આ જો હોય વિજોગ તો જોગ વળી કેવા હશે ?

વિયોગનો યોગ એવો હોય છે કે આંખ સામે એક જ વ્યક્તિ, એક જ નામ એ જ આપણા હૃદયને માટે સનાતન સરનામું. કેટલાયે લખાયેલાં કે નહીં કાગળો પંખીની પાંખ જેમ ફફડયા કરે છે અને આકાશ આખું ને આખું થતું પ્રતીક્ષાનો પણ એક આનંદ હોય છે. આ આનંદમાં જ્યારે શ્રદ્ધા ભળે ત્યારે એ જુદો જ લાગવાનો. પ્રાર્થના જેવું પ્રતીક્ષાનું એક ગીત રમતુંભમતું મારી પાસે :

કોઈ રસ્તાની ધારે ધારે બેસી સાંજ-સવારે તારી રાહ જોઉં
ઊડતાં ઊડતાં પંખીઓ પણ તારું નામ પુકારે તારી રાહ



તારું નામ લઈને આભે સૂર્યોદય પણ થાતો
સૂરજ તારું નામ લઈને સાંજે ડૂબી જાતો
કદીક આવશે તું : એના રણઝણના રણકારે
તારી રાહ જોઉં છું.



વનની કેડી વાંકી ચૂકી : મારી કેડી સીધી
મેં તો તારા નામની મીઠી કમલકટોરી પીધી
રાતની નીરવ શાંતિ : એના અગમતણા અણસારે તારી રાહ જો

સ્પેનિશ ભાષાની ગ્લોરિયા ફુયેરેટિશ નામની એક કવયિત્રી. તેણે મીરાંની અને ઉન્માદથી જાણે કે એક કર્યું છે. આસક્તિ અને ભક્તિનો આ કાવ્યમાં સમન્વ પહેલાં આ કાવ્ય જ જોઈએ :

જ્યારે હું તારું નામ સાંભળું છું
ત્યારે જાણે કે હું કૈંક લૂંટાઈ જતી હોઉં એવું મને લાગે છે.

તારા નામના છ અક્ષરો આટલું બધું કહી શકે અને કરી શકે એ વ માની મનાતી નથી.

●

મારી ભીતરની ઝંઝાવાતી ઝંખના તો એ છે કે
તારું નામ દઈને એક દીવાલને કડડભૂસ કરી નાખું
તારું નામ મકાને મકાને ચીતરું.



એવો એકેય કૂવો નથી કે જેમાં મેં ઝૂકીને જોયું ન હોય
અને તારું નામ પોકાર્યું ન હોય.

પહાડોમાં હું ઘૂમી વળી છું અને તારા છ અક્ષરના નામને
મેં ઉચ્ચાર્યું છે, ઉદ્‌ગાર્યું છે અને એના પડઘા મેં પાછા મેળવ્યા છે.

મારી ઝંખના તો પક્ષીઓને તારું નામ શીખવવાની છે
કે જેથી એ ગાઈ શકે તારું નામ.
તારા નામને માછલીઓ જળની જેમ પીએ તારું નામ હરીફરીને લેવાનું પાગલપન શું છે
એ મારે બધા લોકોને સમજાવવું છે

•

મારી ઝંખના તો છે બાકીના તમામ બારાખડીના
અક્ષરો ભૂલી જવાની બધા જ આંકડાઓ ભૂલી જવાની.
ભૂલી જવા છે વાંચેલા બધાં જ પુસ્તકો
અને ભૂલી જવી છે લખેલી સઘળીય કવિતા.

•

તારા નામને 'હલો' કહેવું છે
રોટીનો ટુકડો પણ તારા નામ સાથે માગવો છે
બીજા બધા લોકો ભલે કહે કે ખરી છે આ બાઈ
કે આખો વખત એકની એક જ વાત કરે છે
પણ, એનું તો મને ગૌરવ છે, હું સુખી છું અને હરીભરી છું.

•

બીજી દુનિયામાં પણ હું જઈશ જીભ પર તારા નામ સાથે.
મને જે કોઈ સવાલો પુછાશે એ બધા જ સવાલનો જવાબ
તારા નામથી આપીશ.
ન્યાયાધીશો અને સંતો કશું સમજશે નહીં
અને ઈશ્વર મને સજા આપશે સદાયને માટે તારું નામ જપવાની.

પ્રિય વ્યક્તિનું નામ એ આપણો મુકામ છે. આપણા પોતાના નામનો કોઈ કરતાં કોઈ મહિમા નથી. મહિમા છે એના નામનો. કવયિત્રીના મનમાં કઈ વ્યક્તિનું નામ છે એ જાણવાનો પ્રયત્ન કરશું તો કદાચ કોઈ નામ મળે તો મળે, પણ કવિતા સદાયને માટે ગુમાવી બેસશું. કોઈનું અંગત નામ જાણવામાં આપણને રસ ન હોવો જોઈએ. કવિતા માણવામાં નામ જાણવાની ઈચ્છા એ નિંદા-કૂથલીનો રસ છે.

કવયિત્રીએ આખી કવિતામાં નામ છુપાવી દીધું છું. કાલિદાસની અલકાનગરી એટલી સમૃદ્ધ હતી કે ત્યાંની સ્ત્રીઓ સોનાની રેતીમાં માણેક સંતાડવાનું ઐશ્વર્ય ભોગવતી. આ કવયિત્રીએ પ્રિય વ્યક્તિના નામનું માણેક આમ જ સંતાડી રાખ્યું છે. બે પંક્તિઓ સામેલ થવા આતુર છે.

કંઈ કેટલાં નામનો ઊછળે મારે આંગણ દરિયો
એમાં એક જ નામ તમારું નાવ થઈને મ્હાલે.

એક જ નામમાં કેટલી બધી તાકાત છે ! સંસારના ભરબજારમાં આપણે લૂંટાઈ

ગયા હોઈએ એવી લાગણીની લહાણની ધન્યતાનો એટલી હદે અનહદ અનુભવ થાય છે કે એ વ્યક્તિ કે એના નામ આગળ આખો સંસાર અસાર થઈ જાય છે. કોઈનું છ અક્ષરનું નામ આપણા અસ્તિત્વ પર મનગમતી માલિકી ભોગવે છે. પ્રેમની સત્તા આગળ કોઈની ક્યારેય મહત્તા નથી હોતી.

ભીતરથી કશુંક આપણને ધક્કો મારે છે. એક બાજુથી પ્રિય વ્યક્તિનું નામ આકાશ થઈને ઊઘડે છે. એને ફૂલની જેમ સૂંઘવાનું મન થયા કરે છે. હૃદયનો ઉન્માદ એવો છે કે એના નામ પાસે સારોય સંસાર ફિક્કો લાગે છે. સાંવરિયો મીઠો લાગે છે. જ્યાં ને ત્યાં બસ એક જ તું અને તારું નામ. પ્રિય વ્યક્તિનું નામ હોઠ પર ગીત થઈ જાય છે. અને એ ગીત જ જીવનની ધ્રુવપંક્તિ, જીવનનું સંગીત, કે ધ્રુવમંત્ર! આ મંત્રની મોહિની અજબગજબની છે.

નામને ખૂબ પીધા પછીનો કેફ છે. જામને ગટગટાવ્યા પછીનો કેફ છે. આ કેફ એવો છે કે પોતે તો એનાથી વાકેફ છે પણ સમગ્ર સંસારને પણ વાકેફ કરવાની ઇચ્છાને રોકી રોકાય નહીં. ઇચ્છા, કામના, ઝંખના, મનોરથ, કહો જે કહેવું હોય તે કહો... પણ આ વૃત્તિ પ્રબળ છે. કોઈથી કશું ખાનગી નથી. કોઈની કશી શરમ નથી. જે છે તે ઉઘાડેછોગ છે. કોઈ ઢાંકપિછોડો નથી. મીરાં કહે છે એમ :

બાઈ, મૈંને ગોવિંદ લિન્યો મોલ.
કોઈ કહે ચૂપકે, કોઈ કહે છૂપકે
મૈં તો લિયો બજાતાં ઢોલ.

મારે તો વ્હાલમના નામના ઢોલનગારા પીટવાં છે. સાચો પ્રેમ છે, કૈં છિનાળું નથી. શાની લાજશરમ? બધું જાહેર છે.

અબ તો બાત ફૈલ ગઈ.

બધી જ દીવાલો તોડી નાખવી છે. જ્યાં ને ત્યાં તારા નામના સુવર્ણ સેતુઓ બાંધવા છે. દરેક ઘર પર તારું નામ જાણે કે લાભ અને શુભ હોય, રિદ્ધિ અને સિદ્ધિ હોય એમ ચીતરવું છે અને હૃદયની સમૃદ્ધિને પ્ર-સિદ્ધ કરવી છે. તારું નામ એ જ મારું ઘર. જ્યાં તારું નામ નહીં ત્યાં આપણો મુકામ નહીં. તું છે તો બધું છે. તું નથી તો કશું જ નથી. ઑડનની પંક્તિને આધારે કહીએ -

યુ આર માય નૉર્થ, યુ આર માય સાઉથ.
યુ આર માય ઈસ્ટ, યુ આર માય વેસ્ટ.
યુ આર માય વીક ડેઝ વર્ક.
એન્ડ યુ આર માય રેસ્ટ
(તું જ મારી ઉત્તર, દક્ષિણ, પૂર્વ, પશ્ચિમ દિશા,
તું જ મારો દિવસ ને તું જ મારી નિશા.
તું જ મારા દિવસોદિવસનું કામ
તું જ મારો મનગમતો વિશ્રામ)

પ્રિય વ્યક્તિના નામ સાથે ક્રીડા કરવાનો આનંદ છે અને તે પણ કોઈ જ પીડા વિનાનો! ઊંડા કૂવામાં જોવાનું, પ્રિય વ્યક્તિનું નામ બોલવાનું, જળને પણ એ નામ દઈને ઢંઢોળવાનું, પહાડોમાં ઘૂમવાનું, મોટેમોટેથી એ નામના સાદ પાડવાના, પડઘારૂપે એ નામ

પાછું મેળવવાનું. દુનિયાના ડાહ્યા માણસોને નામની આ અનંત લીલાનો ખ્યાલ ન જ આવે. પ્રેમની દુનિયા એ કોઇ જુદી વાત છે. અહીં દુનિયાદારીને કોઇ કરતાં કોઇ સ્થાન નથી.

ઈશાવાસ્યમ્ ઈદમ્ સર્વમ્-આ બધું ઈશ્વરના આવાસથી સભર સભર છે. ઉપનિષદ અને આ પ્રેમનું ઉપનિષદ. મારે માટે તો એક જ ઈશ, એક જ ઈશ્વર : અને એ તારું નામ. આ નામ પંખીઓને શીખવવું છે કે જેથી ટહુકામાં તારું નામ સંભળાય. તારા નામની દિશા તરફ મારો સનાતન અભિસાર. માછલીને સમજાવવું છે કે જળ પીવાની વસ્તુ નથી, પીવા જેવી ચીજ તો તારું નામ છે. જળ વિના જેમ માછલી ન રહે તેમ તારા નામના જળ વિના હું જીવી નહીં શકું એનો અહીં જીવનસંકેત છે. લોકો તો મને પાગલ કહેવાના. પણ કોને પરવા ? એ મૂરખાઓને આ પગલાઇ એટલે શું એની શી ખબર પડે ?

તારા નામમાં ઝૂલવું છે અને બધુ જ ભૂલવું છે. એક માત્ર તું અને તારું નામ છે એ જ સત્ય કબૂલવું છે. તારા નામ આગળ બધું જ પારકું લાગે છે. સાવકું લાગે છે. પુસ્તકો નકામાં લાગે છે. સવારે જાગવું છે તારા નામ સાથે. રોટીનો ટુકડો પણ તારે નામે. તારું નામ એ જ મારું કામ, મારું ધામ. ખૂબ અભિમાન છે મને તારા નામનું. તારા નામમાં મારું ઓગળેલું અસ્તિત્વ છે. તારા નામ સાથે મારી હયાતીના હસ્તાક્ષર છે. હું તારાથી સભર સભર છું, પૂર્ણ સંતોષ છે. જરી હાશ છે. શ્વાસે શ્વાસે તારું નામ છે. તું જ મારી ધરતી અને આકાશ છે.

આ લોકમાં તો ઠીક, પણ પરલોકમાંય જઇશ ત્યારે જીવનમાં અને જીભ પર હશે એક તારું નામ. સવાલ પર સવાલ પુછાશે. પણ દરેક સવાલનો જવાબ એક જ હશે - અને એ તારું નામ.

અહીં એક પ્રસંગ યાદ આવે છે. અમૃતા પ્રીતમ મારે ઘરે મહેમાન હતાં. એમની સાથે એમનો ઈમરોઝ પણ. અમૃતાને જ્યોતિષશાસ્રમાં રસ. મેં ઈમરોઝને પૂછ્યું કે તમને જ્યોતિષશાસ્રમાં રસ ખરો કે નહીં ? એણે માત્ર એક જ જવાબ આપ્યો કે મારી કુંડળીમાં તો અમૃતા અમૃતા જ છે.

ન્યાયાધીશો તો ન્યાય તોળે. પ્રેમ કરવાની કે કોઇનો પ્રેમ સમજવાની એમની તાકાત નહીં. એમને પ્રેમની ગતાગમ ન હોય. સંતને પ્રેમની વસંત શું છે એ કદીય સમજાય નહીં.

ઈશ્વરના તમામ પ્રશ્નનો ઉત્તર એક તારા નામથી જ આપ્યા કરીશ, એટલે છેવટે એ પણ કંટાળશે અને મનગમતી સજા ફરમાવશે અને કહેશે કે જા, ફરીથી દુનિયામાં જા અને સદા માટે, અનંતકાળ સુધી આ જ નામ જપ્યા કર.

ઈશ્વર જે સજા રૂપે આપશે એ મારી જીવનભરની દોલત. મારી મિરાત અને અમીરાત.... મારું ભર્યું ભર્યું ઐશ્વર્ય. હું પૃથ્વી પર પાછી ફરીશ હરખના ડૂસકાં ભરતી ભરતી, તારું નામ ગાતી ગાતી, આનંદથી ક્યાંય ન સમાતી હું પૃથ્વી પર પાછી ફરીશ. ગાતી ફરીશ માત્ર એક જ ગીત : વ્રજ વ્હાલું રે વૈકુંઠ નથી જાવું. મારે મારું નામ ભૂંસવું છે ને તારું નામ લખવું છે. બોલ, હવે તારે કંઇ કહેવું છે ?

['ચિત્રલેખા'માંથી સાભાર]

## એક પ્રલંબ શિયાળા બાદ - બદ્રીનાથથી નિમંત્રણ

□ હર્ષદ ચંદારાણા

ઓગળ્યો સઘળો બરફ, ખળખળ વહી મોસમ, પ્રિયે
પીગળ્યો વાયુ, ભર્યો વર્ષો પછી મેં દમ, પ્રિયે

પાન રણઝણતાં થયાં, તનથી બરફ ખંખેરતાં -
પંખીના કંઠે વહી ગીતો ભરી સરગમ, પ્રિયે

પુષ્પ ખિલ-ખિલ-ખિલ હસ્યાં, ડાળો ભૂમિને ભેટતી
સૂર્ય સ્મિત તડકાનું લઈ રેલાવતો ચોગમ, પ્રિયે

ખીણમાં પડઘા ગજાવતી પર્વતે થાપી દીધી
નૃત્ય આરંભ્યું નદીએ, ઢાળ પર છમછમ, પ્રિયે

કેડીઓ વરસી પડી ને ઘર ફરી મ્હોરી ઊઠ્યું
છે નિમંત્રણ, આવ, રહેવાને અહીં કાયમ, પ્રિયે.

## અછૂત

□ ગયાપ્રસાદ શુકલ 'સનેહી' □ ભારતી દીવાન

એક જ વિધાતાનો અમૃત-પુત્ર, એક દેશ
કેટલાક અપુત્ર, કેટલાક પુત્ર કેવી રીતે થઈ ગયા ?
બધાની નસોમાં એક જ લોહી પ્રવાહિત છે
કેટલાક દેવદૂત, કેટલાંક ભૂત કેવી રીતે થઈ ગયા ?
જાણે કઈ ધૂન સવાર થઈ ભારતવાસીઓ પર,
બ્રહ્મજ્ઞાની બની અવધૂત કેવી રીતે થઈ ગયા ?
બંધુ શ્રી વસિષ્ઠ, વ્યાસ, વિદુર, પરાશરના,
વાલ્મીકિ-વંશજ અછૂત કેવી રીતે થઈ ગયા ?

## નીરવતામાં કવિ ☐ સીતાકાંત મહાપાત્ર ☐ નૂતન જાની
(ઉડિયા)

(૧)
શબ્દ બોલાવે છે શબ્દને
હાથ લંબાવીને મિત્ર બનાવે છે
વહાલમાં આપે છે ચુંબન
અને ખોળામાં ખેંચી લે છે

ત્યારે વહે છે હવા, ઊગે છે ચંદ્ર
તમામ વૃક્ષો પર ખીલે છે ફૂલ
વેરાઈ જાય છે સુગંધ
ધાન્યમંજરીમાં ભરાઈ જાય છે દૂધ
ઉદ્વેગભરી નદીઓ દોડી જાય છે સમુદ્ર તરફ
આકાશમાં ટમકે છે તારા
આંખોમાં છાંટે છે અંધારાં
ફેલાય છે અજવાળાં

શબ્દમાં પૃથ્વીના બધાય સ્વર
ઉત્કટ કામના અને અતૃપ્ત તૃષ્ણાના
શબ્દમાં જ પૃથ્વીના બધાય સ્પર્શ
શોકના, મૃત્યુના
શબ્દમાં જ, ધરતીની બધીય ગંધ
જિંદગીની, હેતુવિહીન દુઃખોની
માથું નમાવીને કવિ
જુએ છે વિનયપૂર્વક, સાંભળે છે
શબ્દ
કવિતા થઈ જાય છે

(૨)
પારિજાતક
શાંત રાતે

## ધીરિધીરિ ☐ જયેન્દ્ર શાહ

નયનથી સરે છે ઝરણ ધીરિધીરિ
સતાવે તમારું સ્મરણ ધીરિધીરિ
દરદનું વધ્યું છે ગ્રહણ ધીરિધીરિ
મને બિવડાવે મરણ ધીરિધીરિ - ૧
ખૂલે છે કળીનું વદન ધીરિધીરિ
નમે ચૂમવાને કિરણ ધીરિધીરિ
વધ્યું ચંદ્રનું સંવનન ધીરિધીરિ
નિશાએ ઊતાર્યાં વસન ધીરિધીરિ- ૨
તડપતા હૃદયની નથી 'આહ' કિંતુ
મુખે નામનું છે રટણ ધીરિધીરિ- ૩

## એક પ્રલંબ શિયાળા બાદ - બદ્રીનાથથી નિમંત્રણ '

□ હર્ષદ ચંદારાણા

ઓગળ્યો સઘળો બરફ, ખળખળ વહી મોસમ, પ્રિયે
પીગળ્યો વાયુ, ભર્યો વર્ષો પછી મેં દમ, પ્રિયે

પાન રણઝણતાં થયાં, તનથી બરફ ખંખેરતાં -
પંખીના કંઠે વહી ગીતો ભરી સરગમ, પ્રિયે

પુષ્પ ખિલ-ખિલ-ખિલ હસ્યાં, ડાળો ભૂમિને ભેટતી
સૂર્ય સ્મિત તડકાનું લઈ રેલાવતો ચોગમ, પ્રિયે

ખીણમાં પડઘા ગજાવતી પર્વતે થાપી દીધી
નૃત્ય આરંભ્યું નદીએ, ઢાળ પર છમછમ, પ્રિયે

કેડીઓ વરસી પડી ને ઘર ફરી મ્હોરી ઊઠયું
છે નિમંત્રણ, આવ, રહેવાને અહીં કાયમ, પ્રિયે.

## અછૂત

□ ગયાપ્રસાદ શુકલ 'સનેહી' □ ભારતી દીવાન

એક જ વિધાતાનો અમૃત-પુત્ર, એક દેશ
કેટલાક અપુત્ર, કેટલાક પુત્ર કેવી રીતે થઈ ગયા ?
બધાની નસોમાં એક જ લોહી પ્રવાહિત છે
કેટલાક દેવદૂત, કેટલાંક ભૂત કેવી રીતે થઈ ગયા ?
જાણે કઈ ધૂન સવાર થઈ ભારતવાસીઓ પર,
બ્રહ્મજ્ઞાની બની અવધૂત કેવી રીતે થઈ ગયા ?
બંધુ શ્રી વસિષ્ઠ, વ્યાસ, વિદુર, પરાશરના,
વાલ્મીકિ-વંશજ અછૂત કેવી રીતે થઈ ગયા ?

## નીરવતામાં કવિ □ સીતાકાંત મહાપાત્ર □ નૂતન જાની
(ઉડિયા)

(૧)
શબ્દ બોલાવે છે શબ્દને
હાથ લંબાવીને મિત્ર બનાવે છે
વ્હાલમાં આપે છે ચુંબન
અને ખોળામાં ખેંચી લે છે

ત્યારે વહે છે હવા, ઊગે છે ચંદ્ર
તમામ વૃક્ષો પર ખીલે છે ફૂલ
વેરાઈ જાય છે સુગંધ
ધાન્યમંજરીમાં ભરાઈ જાય છે દૂધ
ઉદ્વેગભરી નદીઓ દોડી જાય છે સમુદ્ર તરફ
આકાશમાં ટમકે છે તારા
આંખોમાં છાંટે છે અંધારાં
ફેલાય છે અજવાળાં

શબ્દમાં પૃથ્વીના બધાય સ્વર
ઉત્કટ કામના અને અતૃપ્ત તૃષ્ણાના
શબ્દમાં જ પૃથ્વીના બધાય સ્પર્શ
શોકના, મૃત્યુના
શબ્દમાં જ, ધરતીની બધીય ગંધ
જિંદગીની, હેતુવિહીન દુ:ખોની
માંથું નમાવીને કવિ
જુએ છે વિનયપૂર્વક, સાંભળે છે
શબ્દ
કવિતા થઈ જાય છે

(૨)
પારિજાતક
શાંત રાતે
કવિતા

## ધીરિધીરિ □ જયેન્દ્ર શાહ

નયનથી સરે છે ઝરણ ધીરિધીરિ
સતાવે તમારું સ્મરણ ધીરિધીરિ
દરદનું વધ્યું છે ગ્રહણ ધીરિધીરિ
મને બિવડાવે મરણ ધીરિધીરિ - ૧
ખૂલે છે કળીનું વદન ધીરિધીરિ
નમે ચૂમવાને કિરણ ધીરિધીરિ
વધ્યું ચંદ્રનું સંચનન ધીરિધીરિ
નિશાએ ઊતાર્યાં વસન ધીરિધીરિ- ૨
તડપતા હ્રદયની નથી 'આહ' કિંતુ
મુખે નામનું છે રટણ ધીરિધીરિ—

ડાળીથી પોતાને જુદું કરીને
ઝરી જાય છે ધૂળમાં
કવિ !
તું રડતો નથી,
એ જ રોજનું સવાર
અનાથ રોગી અને બેચેન
ફરીથી આવીનિ ઊભું રહી જશે
ખરેલાં ફૂલોનાં દરેક પગથિયા પર
દુઃખના દરેક કંપનમાં
આંસુનો આષાઢ
હૃદયના આકાશમાં હલચલ-એ જ ને ?
નસ-નસમાં દુઃખનું સઘન વન-એ જ ને ?
તોપણ... તોપણ કવિ
તું ચૂપ રહે
ને બધાં બોલ્યાં
ને બધાં રોયાં
રડવાનો જેમનો ધંધો છે

પારિજાતકના ઝરવાથી
કે અડધી રાતે સ્વપ્ન જોઈને
રડે છે જ્યારે મા વગરનું બાળક
ઉદાસ હવા બારીમાંથી પ્રવેશીને
સંભળાવે છે પોતાનું દુઃખ
થાકેલી ચકલી ખોવાઈ જાય છે આસમાનમાં
ત્યારે તું એક પણ શબ્દ વગર
એક વાર ફરી ખોવાઈ જાય છે આકાશમાં
અનંત સૌરપથના અનંત સન્નાટામાં
શબ્દ ક્યાં છે ? શબ્દ ક્યાં છે કવિ
નિબિડતમ અને ગોપનતમ શોકને માટે ?
અને તેથી તું જાણે છે કવિ
એક ફૂલ ઝરી જાય છે

## કમળનો ચહેરો

□ અબ્દુલ ગફાર કાઝી

સરોવરના દર્પણમાં
ખીલી ઊઠે છે.
કમળનો ચહેરો
કશું કહેતું નથી, માગતું નથી શબ્દ
કશુંક કહેવા માટે શોધતું નથી શબ્દ

## આમ્રમંજરી □ સીતાકાંત મહાપાત્ર □ ભારતી દીવાન

(ઉડિયા)

તું ચાંદામામાને બોલાવી લાવ.

મારે માટે ગીત ગા,
તાલબદ્ધ છંદોનાં ગીત
સપનામાં જોયેલાં નિરંતર સ્વપ્નોનાં

આંખોમાં ધૂળ, પવિત્ર આનંદ
અને પવિત્ર દુ:ખનો એક થઈ જાય છે લય.

કેટલી હજાર વાર
મર્યો નથી હું કહો તો
તારા કાળા ગહન ગોપિત સરોવરમાં.
તું મારી મુક્ત શક્તિ છે
આસાવરી છે.

કબૂતરના ઈંડા જેવી
મરતી પીળી રોશની છે

વાણીરહિત આ ધરતીની
રૌદ્રભરી પ્રતિશ્રુતિ છે
ધૂસર નિદ્રાની
ઉપવાસી સમગ્ર શક્તિ છે તું જ !

□ પન્ના નાયક

મળી ચૂક્યાં છે
શિયાળાનાં એંધાણ -
આંગણે
મેપલનાં ખખડતાં પાંદડાંમાં
હવે
નથી ઊડતાં પતંગિયાં...

# ભાષાની પૂંછડીનો વાંકો વિસ્તાર*

પ્રિય ઇન્દુ,

સમકાલીન સમયમાં નરત પોંખાય, નરત રાજ્યાભિષેક થાય અને બંદીજન દ્વારા પ્રશસ્તિ ગવાવી શરૂ થાય ત્યારે શબ્દની સઙનતની એ બાદશાહી માંડ ચાર દિવસની હોય છે. મેં છેલ્લા ચાર દાયકામાં આવા સદ્ય લોકપ્રિયતા મેળવનાર કવિઓને પોતાના જ સમયમાં ભૂંસાઈ ગયેલા જોયા છે. ગુજરાતી સાહિત્યના અર્વાચીન ઇતિહાસમાં આવાં ઉદાહરણ ઓછાં નથી. એટલે તું 'રોમાંચ નામે નગર'માં પ્રસ્તાવનામાં લખે છે આક્રોશથી: 'અણુમાનીતીના પેટે અવતરેલાઓનો રાજ્યાભિષેક થયો સાંભળ્યો છે કદી?' ત્યારે થાય છે કે તારો રાજ્યાભિષેક એકવીસમી સદીમાં થાય તો જ મને આનંદ થશે. ઝટઝટ લોકપ્રિય થઈ જનાર સર્જકો, ઘણુંખરું, લોકોના Idiomsમાં જ વાત કરે છે એટલે ભાષા સાથે એમનો કશો ખૂનખાર ઝઘડો હોતો નથી. એ ભાષા સાથે પુરુષાર્થપૂર્વક લડતા જ નથી. એ દાયકા બે દાયકાથી ઝાઝું જીવી શકતા નથી. તું અને મનહર મોદી બ. ક. ઠાકોર જેમ લાંબે સમયે પોંખાશો. ઠાકોરે પોચટ લાગણીઓની ઠાઠડી બાંધેલી - તમે બંનેય અર્થોની ઠાઠડી બાંધવાનો ઉપક્રમ યોજ્યો છે. તમે બંને ભાષાની પૂંછડીના વાંકા વિસ્તાર છો, મિત્રો. ભાષાની ચોપાટમાં નનોડિયાનો જેમ પાર નથી, એમ તોડ કરી ઝટઝટ ચારે સોગઠાંને પકવી દઈ, જંગ જીતી ગયાનો તોષનોષ માનનારાય ઓછા નથી. કોક જ એવા ખેલાડી હોય છે, જે પાકેલા સોગઠાને ગાંડું કરે છે. એ સાહસિક હોય છે અને એટલે જ ચોપાટના સૌ નિયમોથી અવળા નિયમો આ 'ગાંડું' કાઢનાર માટેના હોય છે. 'ગાંડું' કાઢનારાને ઈસવાલ તો એક જ મળતી હોય છે : પાકેલા સોગઠાને શું કામ ચોપાટમાં રમતાં મૂકે છે ? મનહર અને તને ભાષા, છંદ પાકેપાકાં આવડે છે. આમ છતાં તમે આ પકવતાનો તોષ માનીને બેસવાને બદલે 'ગાંડું' કાઢીને બેઠેલા છો. અટાલે તમારી કોઈ વાહવાહ નહિ થાય પણ તમારા આ ભાષાસાહસથી જતે દિવસે કવિતાને ફાયદો જ થવાનો છે. તમારી કવિતા એ આવતી કાલોની કવિતાની આરસી બનવાની છે. પણ હવે તારા જ આ સંગ્રહ વિશે વાત કરું. તારેય Rural અને urban બંને જિંદગી જીવવી પડી છે.

પણ રાવજી જેમ તું તારી ગામડી દુનિયા વિશે Morbid નથી.

ગ્રામવાતાવરણનો મોટો વારસો હજી તેં અકબંધ સાચવ્યો છે. એ લય, એ જોડકણાં, એ કથાઓ આમનેમ ગમે ત્યારે તારી કવિતામાં ગોઠવાઈ જાય છે. એક ઉદાહરણ જ આપું છું :

> તેલ ને ચોળા ખાવા દે
> તાજે માજે થાવા દે

દીકરીને ઘેર જતી ડોશીનું આ જોડકણું ઉપયોગમાં લીધું ને વાત કરી તારી :

---

* રોમાંચ નામે નગર : ઇન્દુ પુવાર. વિક્રેતા : રન્નાદે પ્રકાશન. કિંમત : રૂ. ૩૫/-.

ઉપરની બે પંક્તિઓ પછી તેં આગળ તારી રીતે જોડયું :

પેટ ભરીને ગાવા દે
ઝભલું ટોપી પહેરવા દે
ટીલુંટપકું કરવા દે
મુઠ્ઠી ચોખા લેવા દે
લાલ ઘોડે બેસવા દે
પછી મને ખાજે.

અને તારા તરફથી એક અલગ લોકગીતની પંક્તિ ઉમેરી છે :

'હો રાજ રે પછી મને ખાજે'

બે જૂના લયની આવી કોકટેઇલ જુદો સ્વાદ આપે છે.

જેમ ગામઠી વાતાવરણ એમ આ શહેરનું વાતાવરણ પણ તને ઘણું આપે છે. તેં એનો મુક્તચિત્તે સ્વીકાર કર્યો હોવાથી, તારી કવિતાને એનો પણ લાભ મળે છે. રંગમંચ અને ટી.વી. સાથેનો તારો સીધો નાતો, તારી કવિતાની ભાષાને અન્ય કવિઓની ભાષાથી નોખો પણ પાડે છે. આ સૌ સાથે તારો સીધો સંપર્ક થયેલો હોવાથી, કેટલાક કેવળ માહિતીથી લખનારા કરતાં, આ ટેક્નિકલ ભાષા તારી કવિતામાં વિશેષ અ-નિવાર્ય સિદ્ધ થાય છે. શ્રી લાભશંકરે તારાં કાવ્યોને 'ઉકેલીને પામવાની એક વધુ ચાવી તરીકે' યોગ્ય જ રીતે એને નિર્દેશી છે. વીસમું આખું કાવ્ય આ સંદર્ભે જોવું જોઇએ, સમભાવ ધરાવતા ભાવકોએ. પણ ક્યારેક આ ટેક્નિકલ ટર્મ એકાદ પંક્તિમાં આવે છે ત્યારે જુદી જ રંગત આપે છે. આવી પંક્તિઓ છે :

કોઈ પણ પ્રકારના ફ્લૅશબૅક વગર
ઇચ્છાનું હોવું ને કાંટાળા વૃક્ષ પરથી ફૂલનું પડવું...

અહીં 'ફ્લૅશબૅક' શબ્દ ઇચ્છા સાથે જોડાઈ, ભાષાને નવું પરિમાણ આપે છે. ભાષાનાં ઘડતરના કામ આમ જ થવાં જોઇએ.

ગ્રામ અને શહેરીજીવનમાંથી જે કંઈ સંચિત કરવા યોગ્ય છે એનો વિનિયોગ તારી રચનાઓમાં તેં કર્યો જ, પરંતુ એ વિનિયોગ જ્યારે twinkling eye સાથે કરવામાં આવે છે ત્યારે ભાવક માટે કડવું હાસ્ય પેદા કરે છે.

ચલો મનજી મુસાફર દેશ ભણી !
ભણી સપ્તશતી મૂંઝાય મતિ સાત વાર
આવી જાય હાથમાં પતવાર જો
કાલી કપાલિકા ટપાલિકા બબાલિકા બગડે
લગડે ઝઘડે છબ્બીસ ચારસોવીસ
હલો કેમ તો મિસ તાના ?
શાના મળે હોય હાથમાં એક છાના
ન્હાતા ખોલી ઝોળી ભરાવી ચાલી નીકળીએ ગાના
ચલી જાય રે જવાની કી રેલ ચલી જાય રે !

મનજી મુસાફરથી જવાની કી રેલની પંક્તિની અપેક્ષા ઊભી નહોતી થઈ. એ

# ભાષાની પૂંછડીનો વાંકો વિસ્તાર*

પ્રિય ઇન્દુ,

સમકાલીન સમયમાં તરત પોંખાય, તરત રાજ્યાભિષેક થાય અને બંદીજન દ્વારા પ્રશસ્તિ ગવાવી શરૂ થાય ત્યારે શબ્દની સજનતની એ બાદશાહી માંડ ચાર દિવસની હોય છે. મેં છેલ્લા ચાર દાયકામાં આવા સદ્ય લોકપ્રિયતા મેળવનાર કવિઓને પોતાના જ સમયમાં ભૂંસાઈ ગયેલા જોયા છે. ગુજરાતી સાહિત્યના અર્વાચીન ઇતિહાસમાં આવાં ઉદાહરણ ઓછાં નથી. એટલે તું 'રોમાંચ નામે નગર'માં પ્રસ્તાવનામાં લખે છે આક્રોશથી : 'અણમાનીતીના પેટે અવતરેલાઓનો રાજ્યાભિષેક થયો સાંભળ્યો છે કદી?' ત્યારે થાય છે કે તારો રાજ્યાભિષેક એકવીસમી સદીમાં થાય તો જ મને આનંદ થશે. ઝટઝટ લોકપ્રિય થઈ જનાર સર્જકો, ઘણુંખરું, લોકોના Idiomsમાં જ વાત કરે છે એટલે ભાષા સાથે એમનો કશો ખૂનખાર ઝઘડો હોતો નથી. એ ભાષા સાથે પુરુષાર્થપૂર્વક લડતા જ નથી. એ દાયકા બે દાયકાથી ઝાઝું જીવી શકતા નથી. તું અને મનહર મોદી બ. ક. ઠાકોર જેમ લાંબે સમયે પોંખાશો. ઠાકોરે પોચટ લાગણીઓની ઠાઠડી બાંધેલી - તમે બંનેય અર્થોની ઠાઠડી બાંધવાનો ઉપક્રમ યોજ્યો છે. તમે બંને ભાષાની પૂંછડીના વાંકા વિસ્તાર છો, મિત્રો. ભાષાની ચોપાટમાં નતોડિયાનો જેમ પાર નથી, એમ તોડ કરી ઝટઝટ ચારે સોગઠાંને પકવી દઈ, જંગ જીતી ગયાનો તોષતોષ માનનારાય ઓછા નથી. કોક જ એવા ખેલાડી હોય છે, જે પાકેલા સોગઠાંને ગાંડું કરે છે. એ સાહસિક હોય છે અને એટલે જ ચોપાટના સૌ નિયમોથી અવળા નિયમો આ 'ગાંડું' કાઢનાર માટેના હોય છે. 'ગાંડું' કાઢનારાને ઈસવાલ તો એક જ મળતી હોય છે : પાકેલા સોગઠાને શું કામ ચોપાટમાં રમતાં મૂકે છે ? મનહર અને તને ભાષા, છંદ પાકેપાકાં આવડે છે. આમ છતાં તમે આ પકવવાનો તોષ માનીને બેસવાને બદલે 'ગાંડું' કાઢીને બેઠેલા છો. અટાણે તમારી કોઈ વાહવાહ નહિ થાય પણ તમારા આ ભાષાસાહસથી જતે દિવસે કવિતાને ફાયદો જ થવાનો છે. તમારી કવિતા એ આવતી કાલોની કવિતાની આરસી બનવાની છે. પણ હવે તારા જ આ સંગ્રહ વિશે વાત કરું.

તારેય Rural અને urban બંને જિંદગી જીવવી પડી છે.

પણ રાવજી જેમ તું તારી ગામઠી દુનિયા વિશે Morbid નથી.

ગ્રામવાતાવરણનો મોટો વારસો હજી તેં અકબંધ સાચવ્યો છે. એ લય, એ જોડકણાં, એ કથાઓ આમનેમ ગમે ત્યારે તારી કવિતામાં ગોઠવાઈ જાય છે. એક ઉદાહરણ જ આપું છું :

તેલ ને ચોળા ખાવા દે
તાજે માજે થાવા દે

દીકરીને ઘેર જતી ડોશીનું આ જોડકણું ઉપયોગમાં લીધું ને વાત કરી તારી :

---

* રોમાંચ નામે નગર : ઇન્દુ પુવાર. વિક્રેતા : રન્નાદે પ્રકાશન. કિંમત : રૂ. ૩૫/-.

ઉપરની બે પંક્તિઓ પછી તેં આગળ તારી રીતે જોડયું :

પેટ ભરીને ગાવા દે
ઝભલું ટોપી પહેરવા દે
ટીલુંટપકું કરવા દે
મુઠ્ઠી ચોખા લેવા દે
લાલ ઘોડે બેસવા દે
પછી મને ખાજે.

અને તારા તરફથી એક અલગ લોકગીતની પંક્તિ ઉમેરી છે :

'હો રાજ રે પછી મને ખાજે'

બે જૂના લયની આવી કોકટેઇલ જુદો સ્વાદ આપે છે.

જેમ ગામઠી વાતાવરણ એમ આ શહેરનું વાતાવરણ પણ તને ઘણું આપે છે. તેં એનો મુક્તચિત્તે સ્વીકાર કર્યો હોવાથી, તારી કવિતાને એનો પણ લાભ મળે છે. રંગમંચ અને ટી.વી. સાથેનો તારો સીધો નાતો, તારી કવિતાની ભાષાને અન્ય કવિઓની ભાષાથી નોખો પણ પાડે છે. આ સૌ સાથે તારો સીધો સંપર્ક થયેલો હોવાથી, કેટલાક કેવળ માહિતીથી લખનારા કરતાં, આ ટેક્નિકલ ભાષા તારી કવિતામાં વિશેષ અ-નિવાર્ય સિદ્ધ થાય છે. શ્રી લાભશંકરે તારાં કાવ્યોને 'ઉકેલીને પામવાની એક વધુ ચાવી તરીકે' યોગ્ય જ રીતે એને નિર્દેશી છે. વીસમું આખું કાવ્ય આ સંદર્ભે જોવું જોઇએ, સમભાવ ધરાવતા ભાવકોએ. પણ ક્યારેક આ ટેક્નિકલ ટર્મ એકાદ પંક્તિમાં આવે છે ત્યારે જુદી જ રંગત આપે છે. આવી પંક્તિઓ છે :

કોઈ પણ પ્રકારના ફ્લૅશબૅક વગર
ઇચ્છાનું હોવું ને કાંટાળા વૃક્ષ પરથી ફૂલનું પડવું...

અહીં 'ફ્લૅશબૅક' શબ્દ ઇચ્છા સાથે જોડાઈ, ભાષાને નવું પરિમાણ આપે છે. ભાષાનાં ઘડતરના કામ આમ જ થવાં જોઇએ.

ગ્રામ અને શહેરીજીવનમાંથી જે કઁ સંચિત કરવા યોગ્ય છે એનો વિનિયોગ તારી રચનાઓમાં તેં કર્યો જ, પરંતુ એ વિનિયોગ જ્યારે twinkling eye સાથે કરવામાં આવે છે ત્યારે ભાવક માટે કડવું હાસ્ય પેદા કરે છે.

ચલો મનજી મુસાફર દેશ ભણી !
ભણી સપ્તશતી મૂંઝાય મતિ સાત વાર
આવી જાય હાથમાં પતવાર જો
કાલી કપાલિકા ટપાલિકા બબાલિકા બગડે
લગડે ઝઘડે છબ્બીસ ચારસોવીસ
હલો કેમ તો મિસ તાના ?
શાતા મળે હોય હાથમાં એક છાના
ન્હાતા ખોલી ઝોળી ભરાવી ચાલી નીકળીએ ગાતા
ચલી જાય રે જવાની કી રેલ ચલી જાય રે !

મનજી મુસાફરથી જવાની કી રેલની પંક્તિની અપેક્ષા ઊભી નહોતી થઈ. એ

પંક્તિ આવતાં ખડખડ હસતાંહસતાં ગંભીર થઈ જવાય છે. તારી રચનાઓનું સ્ટ્રકચર આમ સાદું છે. પરંતુ તારા સર્જનાત્મક પ્રોસેસને ધીરજથી ન જોનારા માટે એ કૉમ્પલેકિસટીઝનું કાળું નિબિડ વન ઊભું કરી આપે. તું અન્ય કવિઓ જેમ અંત્યાનુપ્રાસ મેળવીને પછીની પંકિત નથી કરતો. તું પંક્તિના એકાદ શબ્દનો ટેકો લઈ, એનો પ્રાસ, પછીની પંકિત કરવા ખપે લગાડે છે :

કે કેવડા ત્રીજની રાતે કરેલાં
જાગરણ કોને શોધે છે ?
કે' છે ભાદરણ ગામના મગ
ખાવામા સ્વાદિષ્ટ હોય છે.

તારા કાવ્યસર્જનની ક્ષણો દરમિયાન તારા ચિત્તનો કૅમેરા તત્ક્ષણ જે કં દેખાય છે, એને ગ્રાહ્ય કરે છે, એની વિગતો ઝડપે છે અને અચાનક તું એમાંના એકાદ ભાવને/ ઈસ્પિતિને/ સ્થિત્યંતરની સામગ્રીને વિધવિધ ઍંગલ્સથી ઝડપે છે : કલોઝઅપ્સ, મીડ શૉટ્સ અને લૉંગ શૉટ્સ. તારું ભાષા દ્વારા ફિલ્મીકરણ ભાવકને ગૂંચવી નાખે છે અને એટલે પ્રત્યાયનમાં વિલંબ થાય છે. ૩૧મું કાવ્ય 'હો ઝાડ મારા'માં તું આખી એક યાદી આપે છે સાંપ્રતની - તત્ક્ષણની :

સાંજ છે, પંખીનુ ટોળુ છે, દૂધની દુકાન છે
રસ્તો છે, સામે એક બારી છે
બારીમા એક છોકરી સુદર છે, સૉફ્ટ છે
સૂરજ સણસણાઈને આથમી રહ્યો છે

અને અચાનક પંક્તિ આવે છે : માણસ આખો પાણીપાણી હો ઝાડ મારા ! અને રચનાનું કેન્દ્ર તત્ક્ષણમાંથી તરત બહાર નીકળી જાય છે. ભાવક સહજ રીતે તારી સાથે કવિતામાં ત્યારે ચાલી શકતો નથી.
તેં તારા 'હું'ને તારાથી અલગ ગણીને તટસ્થ રીતે - એક અલગ વ્યક્તિ તરીકે નિરુપ્યો છે ત્યારે વૈયાકરણીઓ બિચારા વ્યાકરણના નિયમોના છડેચોક ભંગથી એવા દુ:ખી થાય કે કાવ્યની એ પંકિતથી આગળ જ ન વધે :

હું ખાતો પીતો થયો છે.
મોટો થયો છે
ચારે બાજુ ફેલાયો છે વડની માફક.

વૈયાકરણી માટે તેં એક નહિ અનેક કલેશ પેદા કર્યા છે :
'ક્રિએટાપેલી સિચ્યુએશન' પદો પાસે એનું શું થાય ?

"ખાઈગ કાકડી કચુંબર કતરી
જાઈગ જાંબુના ઝાડે
હિચિંગ હિચિંગ આકાશે પહોંચિંગ
મારા ડ્રાઈવિંગ લાઇસન્સ પર ફોટો ચોટાડિંગ રૂપરૂપ ચમકિંગ ચમકિંગ !"

આ તો વૈયાકરણીઓને પચે ક્યાંથી ? એ ગુજરાતી ભાષાના આ નવા કલેવર

માટે, શું નવું વ્યાકરણ રચવા બેસે ? અરે મિત્ર ! તું તો ભાષાના સહૃદય ભાવકનેય મૂંઝવી દે છે : 'ક્ષણને સક્કરપારા સ્ટાઇલમાં ગૂંથવાની છે !' એમ કહે ત્યારે સક્કરપારા સ્ટાઇલ અને ક્ષણ આ પદોની સંનિધિ એમના બદ્ધ ચિત્તને હચમચાવી દે છે. આ બધું અનિવાર્ય હોવાથી તેં કર્યું છે, કારણકે તારું ભાવવિશ્વ અને એને અભિવ્યક્ત કરવાની તારી સજ્જતા બંને નવાં છે, નોખાં છે. બાકી તેં ઇચ્છયું હોત તો આવી કેટલીય પંક્તિઓ તેં લખીને પરિષદ, અકાદમી અને આ તે ચંદ્રક મેળવી લીધાં હોત : આવી પંક્તિઓ છેવટે ઉતારું છું :

ચાર ગાઉ ચાલ્યા પછી
જાત ચોરાયાની પ્રતીતિ થઈ.
આશ્વાસનનાં પાણી પીવાથી નદીઓ તરાતી નથી.
મારો અવાજ પાણીનો છે
ને પડછાયો પારેવાંનો છે.
મેં મનુષ્ય જાતિની નાનમ વિશે ભાષ્ય લખવાનો નિર્ણય કર્યો છે.
ભાષા ભાડૂતી બાઈ છે ભાડું આપો ત્યાં સુધી તમારી પાસે, પછી બીજાની પાસે.
જીવનની જોડણી આપણે કોને માટે માંડી હશે ?

પણ, આ પંક્તિઓ તને તાળીઓ અપાવે, વાહવાહ મેળવી આપે તોય ત્યાં સ્થિર ન થઈ જઇશ. આવી પંક્તિઓ લખનાર ઘણા કવિઓ છે. તારી ભાષા વિશે આટલું ભાસ્ય પર્યાપ્ત છે - ક્યારેક ભાવવિશ્વ વિશેય વાત કરવી ગમશે - પણ, એ તો કોક કહેશે ત્યારે. બાકી વિવેચન કોને પ્રિય છે ?

– ચિનુ મોદી

## ફોરમ મને □ ભગવતીકુમાર શર્મા

પત્રમાં જો તેં લખ્યું 'વ્હાલમ' મને;
ફૂલની વળગી પડી ફોરમ મને.
હું તો અંધારાનો એકલ આગિયો;
તેડું ક્યાંથી મોકલે પૂનમ મને !
મેંદીરંગ્યા હાથ હું જોતો રહ્યો;
હાથતાળી દઇ ગઇ મોસમ મને.
દુન્યવી કંઇ દળકટક ઊતરી પડ્યાં;
લાગણી, લું રાખજે અણનમ મને.
જિન્દગીભર બાથમાં લઈને ટક્યો
'ભગવતીકુમાર' નામે ભ્રમ મને !

## અનૂદિત કાવ્યો □ અજિત ગાંધી

## પૂર્વજોની પીડા □ એલફૉન્જિના સ્ટૉની

(અર્જેન્ટાઇના)

તમે કહ્યું,- 'મારા પિતાની આંખમાં ક્યારેય આંસુ નથી આવતાં!'
તમે કહ્યું- 'મારા પિતામહની આંખમાં ક્યારેય આંસુ નથી આવ્યાં!
મારી જાતિના નિર્માતા- મારા પૂર્વજ લોકો
તેઓ કદી રડ્યા નથી : તેઓ પોલાદના હતા!'
આટલું કહેતાં કહેતાં તમારી આંખમાં આંસુ છલકાઇ આવ્યાં
અને મારા હોઠ પર ટપકી પડયાં- આટલું કાતીલ હલાહલ
આટલા નાના પ્યાલામાં મેં ક્યારેય ચાખ્યું નહોતું
હું દુર્બલ નારી, વિવશ નારી
જે યુગોની સંચિત પીડાને
સમજી ગઇ છે એને પીને
મારો આત્મા એને સહન નથી કરી શકતો
એ દર્દના બોજાથી તરફડી ઊઠયો છે!

## જોન કાકા □ જોર્જ દે લિમા

(બ્રાઝિલ)

જોન-કાકા ઊખડી ગયેલા ઝાડની જેમ કરમાઇ ગયા
જોન-કાકા છેવટના શ્વાસ ગણી રહ્યા છે
જોન-કાકા નાવ ચલાવતા હતા
હળ ચલાવતા હતા
ધરતીમાંથી લીલી વનસ્પતિઓની દોલત ઉગાડતા હતા
ઘઉં, શેરડી, કપાસ!
જોન-કાકાએ ધરતીમાંથી હીરા કાઢયા હતા
તાજાં રસદાર મીઠાં ફળવાળા હીરા
જોન-કાકાની દીકરી
મેમ-સાહેબનાં બાળકોને દૂધ પીવડાવતી હતી
ધીરેધીરે એનું લોહી નિચોવાઇ ગયું

એ પણ સુકાઈ ગઈ
જોન-કાકાની ચામડી હંમેશાં કોરડાથી ઉઘાડી રહેતી હતી !
જોન-કાકાની તાકાત હંમેશાં, હળ અને હાસ્યની મૂઠમાં રહ્યા કરતી હતી
ગોરાઓએ જોન-કાકાની પત્ની છીનવી લીધી હતી
બાળકોને પાળવા-પોષવા માટે
જોન-કાકાનું લોહી મેમ-સાહેબના ઉચ્ચ લોહીમાં ભળતું હતું
જેમ લાલ ગોળ સફેદ દૂધમાં ભળી જાય
મેમ-સાહેબનાં બાળકો જોન-કાકાને
ઘોડો બનાવતાં હતાં
જોન-કાકાને એવી અનોખી વાર્તાઓ
આવડતી હતી કે લોકો સાંભળતાં-સાંભળતાં રડી પડે
જોન-કાકા છેવટના શ્વાસ ગણી રહ્યા છે
બહાર રાત એટલી કાળી છે, જાણે જોન-કાકાની ચામડી
આકાશના બધા તારા ગાયબ છે
કયાંક જોન-કાકાએ જાદુ તો નથી કર્યું
જોન-કાકા જાદુ પણ જાણતા હતા

## શમણાં □ જયન્ત પાઠક

નીંદરની નદીયુંમાં આવ્યાં ધસમસ પૂરે શમણાં
તૂટું તૂટું પાંપણિયા તટ બે ડાબા ને જમણા.
કાંઈ વગડે વરસ્યો મેહ
જનમના જાગ્યા જૂના નેહ
પવનપલાણ્યું મન મારગડે ઊગમણા - આથમણા !
તણાયાં ઝાડ તણાયા પ્હાડ
હેત તરબોળ્યાં હાડેહાડ
તાણ તાણ તરબોળતણી ચોમેર ચગીશી રમણા
નીંદરની નદીયુંમાં હું મઝધારે
કાંઠે હાવાં નથી નીકળવું મારે
મેહ-નેહ લીલા ભ્રમણા, તો ભલી અમારે ભ્રમણા -

પ્રિય સુરેશભાઈ

મહારાષ્ટ્રીયન છું અને છતાંય ગુજરાતી સાથે મારો નાતો છે. સાહિત્ય મને ગમે છે અને એમાંયે વિશેષ કવિતા.

'કવિતા'ની હું નિયમિત વાચક છું. તમે 'કવિતા'માં આ એક સારી પદ્ધતિ શરૂ કરી છે કે ભાવકને પોતાનો પ્રતિભાવ આપવાની તક મળે. 'કવિતા'નો પ્રત્યેક અંક કોઈ ને કોઈ વિશિષ્ટતા લઈને આવે છે. કાવ્યમય મુખપૃષ્ઠ તો હોય જ છે, પછી આ મુખપૃષ્ઠ પરની કવિતા તમે કયાંથી શોધી લાવો છો ? કઈ ભાષાની એ કવિતાઓ હોય છે ? કવિનું નામ તો તમે લખતા જ નથી.

મને પોતાને ડિસેમ્બર ૧૯૯૩ના ૧૫૮ના અંકની કવિતા વાંચતાંની સાથે વસી ગઈ તે વિનોદ અધ્વર્યુની 'જેસલમેર'.

આ ઉપરાંત મને કલ્લોલિની હઝરતની કૃતિ પણ બહુ ગમી. આજ લગી હું એમને 'ઝરઓ ધૂમ્મો'ના સંપાદિકા તરીકે જાણતી હતી. તમે હંમેશાં નવીનવી કલમો લાવો છો. મૌલિક કૃતિઓ અને અનુવાદોનો સમન્વય 'કવિતા'માં વિરલ છે. પ્રત્યેક અંકમાં કાવ્યવિચારણાનું પણ કોઈને કોઈ તત્ત્વ હોય છે. મારા તરફથી અને સમગ્ર મહારાષ્ટ્રીય પ્રજા તરફથી હું તમને અભિનંદન આપું છું.

-અનીતા પુરાણિક

૧-૧-૧૯૯૪

## ગીત ◻ કિશોરસિંહ સોલંકી

ભૂખી રે તલવારું કોરી ધાર
સોલંકી બાપુ ! નાગી રે તલવારું ભૂખી ધાર
એક રે સંગાથે મ્યાનુમાં રહીએ હોજી !

રણ રે મોઝાર લીલી નદીયું
સોલંકી બાપુ ! રણ રે મોઝાર ઊડતી નદીયું
એક રે સંગાથે વ્હેતાં રહીએ હોજી !
વાયુરે પોઢાડયા ઢાળી ઢાળિયે
સોલંકી બાપુ ! વાયુ રે વેરાવ્યા શીળી છાંયે
એક રે સંગાથે લોહીમાં વહીએ હોજી !

આભ રે નીચોવી વાદળ સૂકવ્યાં
સોલંકી બાપુ ! આભ રે ચોળીને કંકુ ઢોળિયાં
એક રે સંગાથે કોને કહીએ હોજી !

રોકી રે સરોવર ઊભી પાળ
સોલંકી બાપુ ! રોકી રે સરોવર ઊભી પાળ
એક રે સંગાથે બાંધ્યાં રહીએ હોજી !

◻ સુ. દ.

હું કોઈનાં આંસુ
લૂછી શકતો નથી,
એટલે
સ્મિત યાદ આવતું નથી.

## સંકલન

### ભણકારા ❑ બળવંતરાય ઠાકોર

આઘે ઊભાં તટધુમસ જેમાં દ્રુમો નીંદ સેવે,
વચ્ચે સ્વપ્ને મૃદુ મલકતાં શાંત રેવા સુહાવે;
ઊંચાંનીચાં સ્તનધડક શાં હાલતાં સુપ્ત વારિ,
તેમાં મેળે તલ સમ પડે ઊપડે નાવ મ્હારી.
માથે જાણે નિજ નરિ જુવે કાંતિ તો સૃષ્ટિ સૂતી
ચોકી જાગે, કુસુમવસને તેથિ જ્યોત્સ્ના લપાતી;
ને બીડિલાં કમલમહિં બંધાઇ સૌંદર્યઘેલો
ડોલે લેટે અલિમૃદુ પદે, વાય આ વાયુ તેવો.
ત્યાં સૂતેલો લવું નવલ અર્ધા અનાયાસ છંદ,
કે આંદોલૂં જરિ લય નવે બીનના તાર મંદ,
તેમાં આ શી-રજનિ ઉરથી, નર્મદા વ્હેનમાંથી,
સ્વર્ગંગાની રજત રજ, કે વાદળી ફેનમાંથી,
-પુષ્પે પાને વિમલ હિમમોતી સરે, તેમ છાની
બાની ભીની નિતરિ નિગળે અંતરે શીય, સેહની !

### ❑ વિંદા કરંદીકર

આ નિષ્પર્ણ વૃક્ષની છાયા જો પડે મારા શરીર પર
તો શરીરને ફૂટે પાન ફક્ત ફણસનાં, એની નહોતી મને કલ્પના;
નહોતી કલ્પના કરવતિયો પવન બેસશે કહેતો મહોરની વાતો;
નહોતી કલ્પના અહીં પાર્થિવને ફળવતું કરશે બરફ, અને અંકુરશે
આ બરફમાં તે હિરણ્યગર્ભ, સતલજની પેલી પારનું.
નહોતી કલ્પના ચાર હજાર માઈલ ઓળંગીને હું છેવટે
પહોંચીશ ફક્ત મારા જ દેશમાં; હશે વહેતી ગંગા જ મિસિસિપીમાં;
હશે તેના જ બે હાથ શસદ્વીપને બાથમાં લેતા.
કેટલું મુશ્કેલ પરદેશમાં પહોંચવું,, સ્વદેશનો ત્યાગ કર્યા વગર.
જેનેસિઓમાં ફાધર ડૅગ્લીના ઘર સામે એક કૂંડામાં
મને ભાસ્યાં તુળસીવૃન્દાવન, અને રાત્રિના નિર્ભર નૃત્યમાં

મને દેખાઈ અનેક ગોપીઓ કૃષ્ણ સાથે રાસક્રીડા કરતી.
ત્યારે જ ચમકી ગયો ! કેટલું મુશ્કેલ છે પરદેશમાં પહોંચવું.
ઉંબરને ફૂટેલી મથુરાની પગદંડી હોય છે અનંત, ઍટલાંટિક ઓળંગીને પણ.

□ બરકત વીરાણી 'બેફામ'

ઓ હૃદય, તેં પણ ભલા કેવો ફસાવ્યો છે મને ?
જે નથી મારાં બન્યાં, એનો બનાવ્યો છે મને !

સાથ આપો કે ન આપો એ ખુશી છે આપની,
આપનો ઉપકાર, મારગ તો બતાવ્યો છે મને.

સાવ સહેલું છે, તમે પણ એ રીતે ભૂલી શકો;
કે તમારા પ્રેમમાં મેં તો ભુલાવ્યો છે મને.

મારા દુઃખના કાળમાં એને કરું છું યાદ હું,
મારા સુખના કાળમાં જેણે હસાવ્યો છે મને.

હોત દરિયો તો હું તરવાનીય તક પામી શકત,
શું કરું કે ઝાંઝવાંઓએ ડુબાવ્યો છે મને.

કાંઈ નહોતું એ છતાં સૌયે મને લૂંટી ગયા,
કાંઈ નહોતું એટલે મેં પણ લૂંટાવ્યો છે મને.

એ બધાંનાં નામ દઈ મારે નથી થાવું ખરાબ,
સારાં સારાં માનવીઓએ સતાવ્યો છે મને.

તાપ મારો જીરવી શકતાં નથી એ પણ હવે,
લઈ હરીફોની મદદ જેણે જલાવ્યો છે મને.

છે હવે એ સૌને મારો ઘાટ ઘડવાની ફિકર,
શુદ્ધ સોના જેમ જેઓએ તપાવ્યો છે મને.,

□ સુ. દ.

શરીર બહેરું
અને
મન આંધળું
બંને એકમેકને ઓળખવાનો
પ્રયત્ન પણ કરતાં નથી.

આમ તો હાલત અમારા બેયની સરખી જ છે,
મેં ગુમાવ્યા એમ એણે પણ ગુમાવ્યો છે મને.

આ રીતે સમતોલ તો કેવળ ખુદા રાખી શકે,
ભાર માથા પર મૂક્યો છે ને નમાવ્યો છે મને.

સાકી, જોજે હું નશામાં ગમને ભૂલી જાઉં નહિ,
એ જ તો આ તારા મયખાનામાં લાવ્યો છે મને.

આપ સાચા અર્થમાં છો મારે માટે તો વસંત,
જ્યારેજ્યારે આપ આવ્યાં છો, ખિલાવ્યો છે મને.

આ બધા 'બેફામ' જે આજે રડે છે મોત પર,
એ બધાંએ જિંદગી આખી રડાવ્યો છે મને.

□ સુ. દ.

વ્હેલી સવારે
બગીચામાં ટહેલતાં
જોયાં ઝાકળનાં ફૂલ
અને ફૂલનાં ઝાકળ.

## શિલ્પનો પ્રભાવ □ ભરત ભટ્ટ 'તરલ'

પાણીમાં રહી રહીને પાણીનો સ્વભાવ ડંખશે,
હે, વિચાર-માછલી! તને ય આ તળાવ ડંખશે.
એકમેક થઈ જશે કદાચ જળ અને જમીન, ત્યાં-
ઊંડે - ઊંડે ધારદાર ધારણાની વાવ ડંખશે.
ખાલીપોય રેતી જેમ ઝંખનાને ચોંટશે ફરી,
હા, નદી ઉલેચવા જતાં હવે અભાવ ડંખશે.
પાથરી શકાય છે પીડા, પહાડ પર ચઢો પ્રથમ,
પાથરી શકાય થાક તો પછી પડાવ ડંખશે,
બુદ્ધ થઈ જશે બધાય એમ બીક રાખશો નહીં,
શિલ્પ જોઈ જોઈને જ શિલ્પનો પ્રભાવ ડંખશે.

## *Death of Krishna* ❑ SITAKANT MAHAPATRA

The ordained fateful arrow
finally arrived.
It hit the tired feet
of the cowherd boy, Arjuna's charioteer
the primeval lover, the wily envoy, the romantic emperor;
trembled and, in a moment, went still.

The long wait to return to *Vaikuntha* ended:
the working of Karma
the litanies of treachery and retribution
the heart-breaking silence, the remorse
that had dawned
after the din of Kurukshetra,
all of it ended.

A great wind from the sea across Dwaraka
carried the piteous wail of Jara the hunter
soaked in the black rain
of mango blossoms and koel's song.

Bent under the weight of guilt
the dark voices of ancient rituals wept
in the wombs of prison houses
in frolics and *rasas* of yesterdays
on forsaken moonlit river banks
down glittering royal courts
and avenues of falling armies.

Unshaven lean face
disillusioned, sad, pale as plaster
crumpled yellow garments
once the heartthrob of the *gopis*

lips still smelling of
a little earth stealthily swallowed,
stolen butter, half-truths
loveplay in moonlight
and the myriad deceits on the Yamuna banks.

Newspapers flashed hurried obituaries:
untimely accidental death
leaves a void difficult to fill
and yet, from now on,
husbands would sleep in peace
no more would there be fratricidal wars
or darkness in the hearts
and cancer in the soul.

Conflagration of unknown joy
leapt into the sky
as the crowd sang
'The age of guilt has ended'.

In Jara's heart darkness swelled
as the sun went out
and his tears flowed as river.

The same evening
at the hurried convened meeting
condoling the sad demise
they declared another public holiday.

□ સુ. દ.

પવન કેમ આટલો બધો
બોલકો થઇ ગયો છે ?
શું એને ફૂલની ભાષા
સમજાતી નથી ?

□ રેખા પટેલ

મારાં સમણાં
મ્હોં - જો - દરેનું ઘર
ત્યાં કોણ રહે ?

કવિતા – શબ્દની સુગંધ

તંત્રી : સુરેશ દલાલ
સળંગ અંક ૧૫૯,
વર્ષ : ૨૭, અંક ૩, ફેબ્રુઆરી ૧૯૯૪
મુખપૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ



# કવિતા



**ખાસ સૂચના:** કોઈ પણ કાવ્ય એક વખત બીજે ક્યાંય છપાયેલું હોય તે ફરીથી મોકલવું નહીં. **અપ્રગટ કાવ્ય જ મોકલવું. પ્રસિદ્ધ થતા લેખોના અભિપ્રાયની જવાબદારી લેખકની છે.**

સૂચના: વરસમાં ૭ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે કેટલી નાની હોય તોપણ પોસ્ટકાર્ડ, ઇનલૅન્ડ લેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફુલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળ્યા અંગેનો પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિવિવેચક મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થવા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટ્સ વિભાગ સાથે કરવો.

**લવાજમ: દેશમાં ૬૦ રૂપિયા, પરદેશમાં સીમેલ રૂા. ૧૫૦/-, ઍરમેલ રૂા. ૨૫૦/-. આ અંકના ૧૨ રૂપિયા**

બહારગામનું લવાજમ "SAURASHTRA TRUST" ના નામથી મનીઑર્ડર/ડ્રાફ્ટ મોકલવા વિનંતી.

**પત્રવ્યવહારનું સરનામું:** જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, કોટ, પોસ્ટ બૉક્સ નં. ૬૨, મુંબઈ - ૧.
સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક પીરૂભાઈ દેસાઈ, જન્મભૂમિ મુદ્રણાલય, મુંબઈ - ૧.



KAVITA Regd No. R.N. 16800/67

*An age old devotion*
*is fulfilled.*
*I found*
*my cosmos*
*in your palm.*



*On a peak of a temple*
*a bird is free,*
*and*
*God is a prisoner.*





# કવિતા


વર્ષ : ૨૭

તંત્રી : સુરેશ દલાલ  અંક ૧૬૧  ન ૧૯૯૪  બાર રૂપિયા ૪

## કંઈ નથી ◻ ભગવતીકુમાર શર્મા

વિશ્વમાં મંગળ અમંગળ કંઈ નથી;
આપણા હોવાનું અંજળ કંઈ નથી.

શ્વાસની સીમાની પાછળ કંઈ નથી;
મૃત્યુની સરહદની આગળ કંઈ નથી.

બત્રીસે કોઠામાં દીવાનો ઉજાસ;
આંખમાં ઝળહળ કે કાજળ કંઈ નથી.

નભ ભલે ને થૂંક ઉડાડયા કરે;
સૂર્ય ઊગનાર્વિત ઝાકળ કંઈ નથી.

મારી એકલતા છે મારું ઉપનિષદ;
શબ્દ, લેખણ, સાહી, કાગળ કંઈ નથી.

## નામ મીરાં ☐ ભગવતીકુમાર શર્મા

આ પા મેવાડ અને ઓલી પા દ્વારકા,
 વચ્ચે સૂનકાર નામ મીરાં;

રણકીરણકિનિ કરે ખાલીપો વેગળો
 હરિના તે નામનાં મંજીરાં;
 બાજે રણકાર નામ મીરાં...

મ્હોલ્યુંમાં વૈભવનાં ચમ્મર ઢોળાય,
 ઊડે રણમાં તે રેતીની આગ;
મીરાંના તંબૂરના સૂરેસૂરેથી વહે
 ગેરુઆ તે રંગનો વૈરાગ.

ભગવું તે ઓઢણું ઓઢયું મીરાંએ,
 કીધા જરકશી ચૂંદડીના લીરા;
 સાચો શણગાર નામ મીરાં...

રણને ત્યજીને એક નીસરી રે રાગ,
 એને દરિયે સમાવાનાં કોડ;
રાણાએ વિષનો પિયાલો ભેજ્યો
 તો એણે સમરી લીધા શ્રી રણછોડ.

ઝળહળમાં ઝળહળનો એવો સમાસ,
 જાણે કુન્દનની વીંટીમાં હીરા;
જીવતો ઝબકાર નામ મીરાં...

## ગઝલ ☐ મંગળ રાઠોડ

દિ' ફરીથી એક પૂરો થૈ ગયો,
એક ઇરાદો અધૂરો રૈ ગયો.

રોજ હું ઘૂંટયા કરું છું તને,
શ્વાસ મારો પણ બસૂરો થૈ ગયો.

જ્યાં જરી હું બોલવા જાઉં જુદું,
સૂર સૌનો એકસૂરો થૈ ગયો.

આપણો સંબંધ પણ કાચો રહ્યો,
ખટ્મીઠો એ સ્વાદ તૂરો થૈ ગયો.

ખ્યાલ તારો ડાયરાને ના રહ્યો,
એક ફોફ્ળ જેમ ચૂરો થૈ ગયો.

આપણાપે શબ્દનો અંજામ જો,
ક્યાંક ડૂમો ને ડચૂરો થૈ ગયો.

ક્યાં કદી મેં કૈં કહ્યું છે ભૈ તને,
રંગ કેમ તારો ભૂરો થૈ ગયો!

## , મનુષ્ય વિશે □ જયન્ત પાઠક

એકલો છું એટલે મૂંઝાઉં છું
મૂંઝાઉં છું એટલે માણસ છું -
માણસ - અમૃતનો પુત્ર.
મૂંઝાવા સિવાય મારે નાન્ય : પન્થા.
– બધાંની ઉપર મનુષ્ય ને મનુષ્યની ઉપર કોઈ નહીં –
એકલો એકલો ફરું છું
આવડે તે કરું છું
જન્મું છું જીવું છું મરું છું
વિચરું છું ને વિચારું છું - એકલો એકલો.

મનન કરી કરી મન થાકી જાય
દ્રવીદ્રવી હૃદય નિચોવાઈ જાય
પિંજરનું પંખી
ઝંખીઝંખી વનનો વિહાર
ઘસી નાખે ચાંચ
ફફડી ફફડી ખરી જાય પીંછાં,
અરે આખેઆખી પાંખ.

પણ
સળિયા તે સળિયા - મહાબળિયા !
કોની આગળ રડીએ !
કોને પગે પડીએ !
કોણ જાણે સત્ય ? આદિમાં હતો તે ?!
પણ તે તો 'વેદ યદિ વા ન વેદ',

મન, વાણી, કર્મ
ધર્મ ને અધર્મ
સત્ય ને અસત્ય
ૐકાર ને શૂન્ય
પાપ અને પુણ્ય
આપણી જ જાળ અને આપણે જ કેદ !
– બધાંની ઉપર મનુષ્ય ને મનુષ્યની ઉપર કોઈ નહીં –
સહી, ભાઈ સહી !
એ જ તો છે પાપ
માણસ હોવાનો મહાશાપ....

## સાંયાજી..... ▢ હરિશ્ચંદ્ર જોશી

સાંયાજી, મારી આંખોને પરસો જરી,
અધરી કંઈ જીવતરની ભાષા ઉકેલવી
અજવાળાં આંજો હરિ !
અપલક આ પાંપણને પરસાવો
ઊડતા પતંગિયાની ફરફરતી પાંખો,
આઘાતો પીતી ને જીરવતી
કીકીનો રંગ સાવ પડી ગયો ઝાંખો,
સાંયાજી, ઝીણાં અચરજ આળેખો ફરી.
આજ લગી સંઘરેલ અણીદાર ઘટનાઓ
પોપચાંની દાબડીએ સળકે,
નેજવું બનીને આમ ઊભાં એ આશાએ
અણધારી નદી કોઈ ખબકે,
સાંયાજી, આંખ સૂકી તળાવડી ઠરી.
ખૂણામાં ચચરે છે સદીઓનાં અંધારાં,
કોરી અણસમજણની મેશ,
પથ્થરિયાં સપનાંઓ ઊગે છે રસ્તામાં
લાગે છે જીવ લગી ઠેશ,
સાંયાજી, તમે સૂરજ, મેં અરજી ધરી.

## સાંભળું ▢ 'પ્રણય' જામનગરી

શ્વાસની આવન ને જાવન સાંભળું
હુંય પગરવ એ-જ પાવન સાંભળું
તેં તો ટહુકો સાંભળ્યો કેવળ હશે
હું ટહુકા સાથ ઉપવન સાંભળું
છેક ઊંડે વૃદ્ધની એ આંખમાં
કોઈ ક્ષણ મદમસ્ત યૌવન સાંભળું
સાવ નીરવ જળ થયાં અવસાદનાં
મૌનની મેનાનું કૂજન સાંભળું
સાંભળે તું ગત જનમની વારતા
હું 'પ્રણય' મારુંય પણ મન સાંભળું

## વૃક્ષત્વ વિશે □ જયન્ત પાઠક

ના, ના, મિત્ર !
હું જ્યારે મને વૃક્ષ કહું છું
ત્યારે કવિતા કરતો નથી,
– શબ્દો ક્યારેક લબાડ હોય છે ને લવારો કરે છે ખરા –
પણ હું સાચું કહું છું.
એક પગે ઊભો છું તપમાં અનન્ત કાળથી
ક્યારેક મુનિ હોઉં છું તો ક્યારેક ધૂની
ધૂળમાં છાંયડા ચીતરું છું !
ઝંઝાવાતોમાં મુક્તછંદી મંત્રો બોલું છું
થરથર કંપું છું, ઝડીઓ ઝીલું છું
માટીભેગો ફૂલ થઈને ખીલું છું
નીચો નમી
હાથ લંબાવી
ઉદ્‌બાહુ વામનના હાથમાં મૂકું છું અમરફળ;
ને
ક્યારેક તો વળી જોઉં છું
અલપઝલપ
ઊર્ધ્વમાં
આકાશને વળગેલાં મારાં મૂળને પણ –
ના, ના, મિત્ર !
હું વૃક્ષની કવિતા કરતો નથી
હું છું.

## □ અનિલા જોશી

ભણકે છે વણબોલ્યું તારું રે નામ
સાજણ સાળુમાં વણસે શું કામ ?

તારી મેડીનાં અમે બીડયાં કમાડ
તોય અંધારે ઓરડો ધ્રૂજે
સૂનાં પગલાંમાં હવે મૂંગા ઊજાસ
તોય પગમાંથી હવે સૂજે પંથ

જુઓ તો હવા પણ નથી ઠરીઠામ
સાજણ સાળુમાં વણસે શું કામ ?

આપણા તે ગામ વચ્ચે
ઊગી ગયો દરિયો
ડૂબી ગયો દરિયો
તારી વણદીઠી નજરુંમાં
હું તો નકામ !

## આગ્રાનો કિલ્લો ▫ કિસ્મત કુરેશી

અહીં નજરકેદ મોગલ શહેનશાહે ઘણા
દિનો જીવનના અતીવ ગમ, દર્દ ને વ્યાધિમાં
વિતાવી, મમતામયી નિજ સુતા સહે, નીરખ્યા
કર્યો, અતિ વહાલસોયી મુમતાજની યાદમાં
સુરમ્ય યમુનાતટે મહલ તાજ જે શોભતો.
કપાતર કપૂત નિર્દય તણા સહ્યા જુલ્મને
અને મરણસેજમાં નિત સ્મરીસ્મરી પત્નીને,
જહાં નજી દઈ પ્રિયા સમીપ પોઢનો થા'જહાં.

•

હજી નગર આગરા મહીં હયાત કિલ્લો ખડો,
પરંતુ નથી ને વિશ વ્યથિત શાહ, ને સેવિકા
સુતા જનકના અસહ્ય ગમ દર્દની ભાગિની;
વિલાપ સુલતાનના ક્વચિત્ માત્ર કર્ણે પડે.
ભલે રહ્યો ન પીડનાર, જગમાં પિતા-બંધુનો,
રહો અમર યાદગાર સિતમો તણી, પુત્રના.

## નદી ▫ હર્ષદ ચંદારાણા

મનની ગલીકૂચીમાં રહે જેટલી નદી
બીજે વહે છે ક્યાંય, કહો એટલી નદી!

તારાં સ્મરણ છે સ્રોત ને સપનાં વહેણ છે
મનના ખુણામાં ધોધ-વતી કેટલી નદી!

ખળખળ વહે ભુજાઓ, લહર પગથી કં ઊઠે
રાખે સતત પ્રવાસે મને મનચલી નદી

કાંઠે જતાં જ તુર્ત એ સમજી જતી બધું
મારી ખુશી ને મારી વ્યથા, એકલી નદી

મુગ્ધા બની છે સાંભળી સાગરનો ઘુઘવાટ
પર્વતની આંગળીએ હતી ઢીંગલી નદી

## રૂપલવંતી છોકરીને... □ ચંદ્રેશ શાહ

કેમ બતાવું છાતી અંદર પડ્યો છે કેવો કાતિલ ઘાવ: તું કાગળ લખ
ને લીલુંછમ વૃક્ષ થયું સુસવાતા વાવાઝોડે ઉજ્જડ સાવ: તું કાગળ લખ

પાદર, પડછાયો, પોપટ, પીંછું, પડઘો, પનિહારી પાંપણના પલકારે પોંખાશે,
જળને શિશુવત્ ખોળામાં ઝંખે છે વરસોથી ખાલીખમ વાવ: તું કાગળ લખ

હું રૂબરૂ મળીને પણ હિંસક પીડાનું વર્ણન નહિ કરી શકું, હે રૂપલ!
આ કાળમીંઢ પથ્થર પણ પીગળતા એવો કરપીણ બનાવ: તું કાગળ લખ

કોઈ વિહ્વળ રાજકુમારી જેમ પછી તું ભલે દોડી આવ મને વીંટાવા,
તરફડતા જીવને ચડ્યો છે તીક્ષ્ણ એકલતાનો ઝેરી તાવ: તું કાગળ લખ.

### □ સુરેશ દલાલ

તમે સ્વપ્ને આવ્યા તરત પછીથી નીંદ સરકી
રહું વાગોળી હું સ્વપન-જગને, યાદ ટપકી
રહે ધીમે ધીમે ઝરમર રૂપે: વ્હાલ વળગે.
તમે આપ્યાં ફૂલો રવિકિરણમાં શાંત સળગે.

તમારી કૃપાથી! તિમિર તરીને આ તટ પર
તમે આવ્યા અંતે: હૃદય-મન આ મત્ત મધુર
કહો, સાચું શું છે? સ્વપ્ન-જગ કે જાગૃત દિશા
મને તો લાગે છે અદ્‌ભુત વધી તારી મનીષા

તમે આવ્યા, ચાલ્યા: ઘણું બધું બની જાય વચમાં
કશું ક્યાં છે કંઇ! મનુજ-મનના કોઇ વશમાં
હું તો મારે જીવું: સહજ થઇને હાશ લઇને
નદીની જેવો હું વન વન તણો શ્વાસ લઇને

કદી લાગે એવું: સ્મરવું કશું ના: માત્ર ભૂલવું.
અને પોતાના આ સરવર મહીં માત્ર ખૂલવું.

### □ મહેશ દવે

પાછલી રાતનો બીજનો ચંદ્ર જો...

કેવી અણસારની નોખી આ રીત જો
છલકતી, મલકતી, હલકતી પ્રીત જો

પાતળો પાતળો મુખર મોંફાડ શો
આંખમાં ચમકતા લાખલાખ લાડ શો

નીરદના વૃંદમાં નાવ શો
બહુની ભીંસમાં મુક્ત કો' ભાવ શો

હું તને જોઉં અને
તું ઊંચે આભમાં-
પાછલી રાતનો બીજનો ચંદ્ર જો...

## લે, લાવ્યો છું □ હર્ષદ ચંદારાણા

લે, લાવ્યો છું મારાં સઘળાંયે ગીત
મને બદલામાં આપી દે તારું એક સ્મિત
વાદળની છાંય આપું, અંકાશી ઝાંય આપું
લહેરાતા ઘાસની આપું પથારી
માગે તું , તે જ આપું, દરિયાનો ભેજ આપું
ઊછળતાં મોજાં પર આપું સવારી
હાથોમાં હાથ દે, તારી રગે રગે વહેશે
મારા મનનું સંગીત
ઘૂઘવતો સાદ આપું, ખળખળતી યાદ આપું
વ્હાલપની છલકાતી આપું રે પ્યાલી
ગીતનો ઉપાડ આપું, ગાતો ઉઘાડ આપું
વરસાદી સંધ્યાની આપું રે લાલી
શ્વાસોથી શ્વાસ લે, તારી રોમરાઈ ગણશે
ગમતા લયનું ગણિત

## ગઝલ

□ મદનકુમાર અંજારિયા 'ખ્વાબ'

શબ્દ છે સંવેદનાના પાશમાં,
હોત ના નહિતર ગઝલના પ્રાસમાં.

સ્પર્શ, સ્પર્શક, ટેરવાં, સૌ અંધ છે,
કોણ દોરી જાય છે આભાસમાં?

શ્વાસ લેવો વર્જ્ય હોવો જોઇએ;
અન્યથા પલટાય ના ઉચ્છ્વાસમાં.

વૃક્ષ પર્ણો કાં તજે લીલાશને ?
કંઈક હોવું જોઇએ ફિક્કાશમાં.

□ શૈલેષ ટેવાણી

## એમ એટલે એમ

તમે જો ફાગણ ફોરો તો હું ફૂલ બની જઉં તેમ
રેશમ જેવી વાત ગૂંથું ને પૂછું કુશળ ક્ષેમ.

એમ એટલે એમ
હું ભરચક્ક ભીંજાંઉ પછી હું વાદળ નીતરું તેમ
તમે હીંચતાં હિંડોળે હું ગગન ઢળી જઉં એમ

એમ એટલે એમ
ધરાને અડકું, સ્હેજ નમું હું ખૂશ્બુ એવી કેમ
જે બોલાવે તેને મઘમઘ ન્યાલ કરી દઉં તેમ

એમ એટલે એમ
ના શિયાળો, ના ઉનાળો ઝરમર નિશદિન જેમ
છલછલ કરતી ઘડી એકમાં વ્હાલ કરી જઉં એમ.

## હો □ સૉલિડ મહેતા

[ટુકડા ગઝલ]

નામ તારું      આંખ અમથી
કોઈ પણ હો      રોઈ પણ હો

મેં તને ના      યાદ જેવી
જોઈ પણ હો      સોઈ પણ હો

તેં તરસને      હાથથી ક્ષણ
ટોઈ પણ હો      ખોઈ પણ હો

## રમીએ □ ભગવતીકુમાર શર્મા

(ગઝલ)

કવિતાની રાધા સહિત રાસ રમીએ;
શબદ-દાંડિયે પ્રાસ-અનુપ્રાસ રમીએ.

અહો, નિર્વસન સુન્દરી નામે ભાષા;
લઈ ભુર્જપત્રો ને સોલ્લાસ રમીએ.

સતત છન્દલય, છન્દલયની આ રમણા!
ચલો, શ્વાસ - ઉચ્છ્વાસ - નિ:શ્વાસ રમીએ

ઝૂરે ચન્દ્ર કાજે કંઈ પોયણીઓ;
હૃદયસરમાં સ્પન્દનને સહવાસ રમીએ.

કોઈ સાંવરી, કોઈ ગોરી કવિતા;
રમત છે ગહન, પણ અનાયાસ રમીએ.

## નદીને મળ્યા પછી

□ હર્ષદ ચંદારાણા

પથ્થર થયા છે ગાતા, નદીને મળ્યા પછી
કાંઠે નથી સમાતા, નદીને મળ્યા પછી

લાલી સમા સુહાતા, નદીને મળ્યા પછી
હોઠો જે ગીત ગાતા, નદીને મળ્યા પછી

છાલકનો સ્પર્શ થાતાં, નદીને મળ્યા પછી
ફૂલો શરમથી રાતાં, નદીને મળ્યા પછી

દિવસો ન ઓળખાતા, નદીને મળ્યા પછી
ખુશ્બો બની છવાતા, નદીને મળ્યા પછી

ધસમસ પ્રવાહ થાતા, નદીને મળ્યા પછી
અંગે પવન ભરાતા, નદીને મળ્યા પછી
પરિચય મટીને નાતા, નદીને મળ્યા પછી
તનના પતંગ થાતા, નદીને મળ્યા પછી

## પંખીની શોધમાં...

□ અબ્દુલ ગફાર કાઝી

આજે પંખીની શોધમાં
નીકળી પડયું છે
આખુંય આકાશ...

□ અનિલા જોશી

રાત આખી સેવાયેલું
સ્વપ્ન
ઊડી ગયું છે ઝાકળની જેમ
કાળા કાળા ઉજાસમાં

રહી ગયા છે
લાંબા લાંબા ઓળાઓ.

અડીખમ પહાડમાંથી
જન્મી છે નદી.

ભગવાન ખાતર
રહેવા દો, વહેવા દો
મારી એકલતાને...

મારે ઝીલવું છે
મારા કાળા ડિબાંગ પ્રારબ્ધના આકાશને
મારી નદીના જળમાં.

# વૃક્ષ : એક તટ પર, બીજું પાણીમાં

□ ચંદ્રશેખર કંબાર □ સુધી દલાલ

[કન્નડ]

૧.

તળાવના તટ પર એક વૃક્ષ
તળાવની અંદર બીજું વૃક્ષ

ઉપર સાચેસાચું વૃક્ષ
નીચે પ્રતિબિંબિત વૃક્ષ
લહેરો ઊઠે છે
ત્યારે એક કંપે છે
બીજું હસે છે.

તો પણ યાદ રાખીએ
છેડા બે છે પણ
મૂળ એક જ છે આ વૃક્ષોનું

૨.

જો તમે એક વૃક્ષ પર ચઢશો તો
બીજામાં ઊતરો છો
માથું ઉપર સીધું રાખીને
ઊલટે માથે ઊતરશો

માનો કે ચઢતાં ચઢતાં હવા બનશો
ત્યારે પણ યાદ રાખજો કે નીચે ઊતરવાના કર્મથી નહીં બચી શકો.

ચઢવું તો તમારા હાથમાં છે
પણ ઊતરવું તમારા વશમાં નથી

માની લઈએ કે જે ચઢે છે તે સ્વર્ગમાં જાય છે
પણ એનું કોઈ સાક્ષી નથી
ડૂબવાથી પાતાળ જવાનું તો નિશ્ચિત છે
કરવું હોય તો પારખું કરી શકો છો.

આ વાતનો દુઃખદ દોષ આ છે કે -
સાચેસાચું વૃક્ષ અને
પાણીનું વૃક્ષ
આ બન્ને વૃક્ષના એક હોવાના બિંદુનું
નજરે ન પડવું
એટલે કહું છું દોસ્ત -
ઉપરથી કૂદીને
નીચે પહોંચીને પાછા ઉપર ઊઠીને
જમીનને શોધતા ચાલો.



□ મહેશ દવે

તારા લિસ્સા લિસ્સા બરફને
મેં કુરેદ્યો
તારા ફિસ્સા ફિસ્સા પ્રીતવછોયા અંગમાં
એક લખલખું ઊઠયું
બસ ત્યારથી તું ધબકયા કરે છે
સળગ્યા કરે છે
મને વળગ્યા કરે છે
ભયનું લખલખું મને કનડયા કરે છે
રિ-ચાર્જ બૅટરીને
ફરી પાછી કદી રિ-ચાર્જ ન કરી શકું
તો તને ફરી જગવવા ને જિવાડવા
મારી પાસે
શકિત નહિ હોય-
ત્યારે શું થશે તારું ?
- શું થશે મારું ?

□ નિનાદ અધ્યારુ

બોલવું એ તો ગૌણ હોય છે
પ્રેમમાં પ્રથમ મૌન હોય છે.

## વટવૃક્ષ □ ધીરુ મોદી

આ યે કેવું !
જે ઘરમાં રહીએ તેનું સપનું જ ન આવે !
સપનામાં આવે આવે અને આવ્યા જ કરે
પેલું મારું જૂનું પુરાણું
અમે દૂર ગામડે મૂકીને આવેલા તે
બાળપણનું ઘર.
હું ચડ્ડીય નહોતો પહેરતો એ પહેલાંનું યાદ,
ખૂણે ખૂણે જ્યાં મારું શૈશવ ફરતું
ત્યાં આજે
એ ઘુઘરિયાળા ઘરમાં
બોખા દાંતે સાઠ વરસનો ડોસો કેમ આટલું બધું ફર્યા કરે !

## કાળી ગઝલ

□ બેન્યાઝ ધ્રોલવી

એક હબસણ દર્દ લૈ સૂતી હશે,
રાતભર કાળી ગઝલ લૂંટી હશે.

તારલાના વૃક્ષ નીચે હું સૂતો,
વાદળાંની ડાળીઓ ઝૂકી હશે.

એ પતંગિયાની હવેલી આસપાસ,
ફૂલની રળિયાત વછૂટી હશે.

ભાગ્યનો સૂરજ ઊગે કે ના ઊગે,
કાચ જેવી સાંજ ત્યાં ફૂટી હશે.

શબ્દનો અફસોસ છે, 'બેન્યાઝ'ને,
શ્વાસમાં શાહી, કલમ ખૂટી હશે.

## અસ્થિનાં ફૂલો

□ અબ્દુલ ગફાર કાઝી

ગંગાના પવિત્ર બગીચામાં
ખીલી ઊઠે છે.
અસ્થિનાં ફૂલો...

## સંકલન

### ગાંધીગિરા ☐ ઉમાશંકર જોશી

સદા સૌમ્ય શી વૈભવે ઊભરાતી,
મળી માતૃભાષા મને ગુજરાતી,

રમે અન્ય સખીઓ થકી દેઈ તાળી,
સુધા કર્ણે સીંચે ગુણાળી રસાળી,
કરે બોલતા જે, ભર્યા ભાવ છાતી,
રમો માતૃભાષા મુખે ગુજરાતી.
મળી હેમઆશિષ, નરસિંહ - મીરાં,
થયા પ્રેમભટ ને અખો ભક્ત ધીરા,
પૂજી નર્મદે કાન્ત ગોવર્ધને જે,
સજી ન્હાનલે કલ્પનાભવ્ય તેજે,
ધ્રુવા સત્ય - સાથી અહિંસા - સુહાતી,
નમો ધન્ય ગાંધીગિરા ગુજરાતી.

### નિષ્ફળ ☐ જયન્ત પાઠક

દરવાજો તો ખુલ્લો જ હતો,
ને
રસ્તોય ઘરને અડીને જતો હતો
કોઈ આવ્યું હોત
તો આવી શક્યું હોત
છેક અંદર લગી - અંતર લગી;
હું બહાર નીકળ્યો હોત
તો નીકળી ગયો હોત
છેક સરહદ લગી - અનહદ લગી.
પણ
કોઈ આવ્યું નહીં
ને હું નીકળ્યો નહીં
બાકી દરવાજો ખુલ્લો હતો - છેક અંતર લગી,
ને રસ્તોય જતો હતો - છેક અનહદ લગી.

## *To the Same* □ Patricia Beer

*(for Damien)*

'My favourite poem in this anthology
Is William Cowper's *To the Same*' I wrote
At school. The English mistress pointed out
That this was no true title, but to me
Even after half a century
It shines out with the steadfastness of gold
From a dark bookcase. It is a title held
By all achievers in fidelity.

I do not write love poems, but if I did
I too would praise the continuity
Of love and not the onset. So a name
Would not be necessary, for I should
Of course mean you, who have survived with me,
And address all my sonnets to the same.

□

## ....ઢોલનગારાં વાગે.... □ નવનીત ઉપાધ્યાય

મારી મેડી સામે ચોકમાં રે બાઇ ઢોલનગારાં વાગે
ઢોલનગારાં વાગે મારા ટોડલા તોરણ.... માગે....

વાયરા હારે હાલશું અમે એટલા ફોરા થાશું
પાંદડા હારે વાતું કરવા ડાળીએ ડાળીએ જાશું

આજ તો ઘેલા થાશું રે બાઇ ઢોલનગારાં વાગે
મારી મેડી સામે ચોકમાં રે બાઇ ઢોલ નગારાં વાગે....

ચાંદો મુને ગોતે એવા પડઘા ચોગમ વાગે
વડલે હીંચકા ખાઉં હું મોટા બીક મુને ના લાગે

આભલું આંગળી ઝાલશે રે બાઇ ઢોલનગારાં વાગે
મારી મેડી સામે ચોકમાં રે બાઇ ઢોલનગારાં વાગે....

# દાદાજી (ઉમાશંકર) □ અમિતાભ મડિયા

ઉમાશંકરભાઈને અમે બધાં ભાઈબહેન 'દાદાજી' કહેતાં અને એમણે પણ અમારાં બધાં પર દાદાજી જેટલું જ, બલ્કે કદાચ તેથી પણ વધુ હેત રાખ્યું હતું. એ મારા એટલા નજીકના વડીલ અને સંબંધી હતા કે મારી આ સ્મૃતિઓની નોંધ કદાચ એક ઘરના વડીલને યાદ કરવાનો પ્રયાસ બની બેસશે, પરંતુ અમારો સાચો સંબંધ તો મિત્રતાનો હતો.

મારી સૌથી પહેલી સ્મૃતિ ૧૯૬૮ની છે. હું માંડ ચાર વરસનો હોઈશ. મુંબઈમાં 'ઉમાશંકર જોશી સન્માન સમારંભ' યોજાયો હતો. એ અમારે ઘેર મલબાર હિલ પર જ ઊતર્યા હતા. સમારંભ સમયે હું અને મારી બહેન પૂરવી સમારંભની બહાર હતાં. સાવ જ બાળકો હોવાથી અમે સ્વાભાવિક રીતે એ વિધિથી કંટાળીએ. અમને અમારો ડ્રાઈવર બહાર ઍમ્બેસેડરની બૉનેટ પર સાચવતો હોવાનું યાદ છે.

અમે અમદાવાદ રહેવા આવ્યાં અને અમારા મેળાવડાની આવૃત્તિ વધતી ચાલી. એ સમયે તે ગુજરાત યુનિવર્સિટીના ઉપકુલપતિ હતા.

મને લાગે છે કે મારે અમારી વચ્ચે થયેલી ચર્ચાઓ રજૂ કરવી જોઈએ. કદાચને એ તમારે માટે રસપ્રદ બની રહે!

'૭૫માં ઈન્દિરાબહેન કટોકટી લાવ્યાં. ઉમાશંકરભાઈનો સાંગોપાંગ કલાકાર આત્મા, લોકશાહી આત્મા એ કેમ સાંખી લે? વળી એ તે સમયે રાજ્યસભાના સભ્ય. તેમણે પાર્લામેન્ટમાં તો ઈન્દિરાબહેન વિરુદ્ધ ભાષણ કર્યું જ, પરંતુ પોતાનું મૅગેઝીન 'સંસ્કૃતિ' પણ બંધ કરવાની જાહેરાત કરી. વાણીસ્વાતંત્ર્ય જ્યાં ગૂંગળાતું હોય ત્યાં કોઈ કૉમ્યુનિકેશનની જરૂર ખરી? આ પ્રકારનો તર્ક તે પાછળ હોવાની તેમણે વાત કરી હોવાનું યાદ છે. (પછી 'સંસ્કૃતિ' ફરી પુનર્જીવિત કર્યું.) તે વખતે હું બાર-તેર વરસનો અને અમારે ઘેર (પરિમલ ગાર્ડન પાસે, અમદાવાદ) હસમુખ પટેલ, મોહનભાઈ પટેલ વગેરે કલાકાર, કવિઓ અને વિદ્વાનો ભેગા થતા. અને જોરદાર ચર્ચાઓ કરી પોતાનાં મંતવ્યો સ્પષ્ટ કરતા, તેમાં મારા ઘરના સભ્યો ઉષામાસી, મૃદુલામાસી, દેવુકાકા વગેરે પણ ઝંપલાવતાં. મોટા થયા પછી મને અને અપૂર્વ-પૂરવીને પણ આ ચર્ચાઓનો ચસ્કો લાગ્યો. ઉમાશંકરભાઈ અમદાવાદ હોય ત્યારે સાંજે અમારે ત્યાં આવે અને એ પણ તેમાં જોડાય. આ ચર્ચાના ઘોંઘાટનું વૉલ્યુમ એટલું વધી જતું કે ઘરથી ૨૦૦ ફૂટ દૂર પણ તે સ્પષ્ટ રીતે સાંભળી શકાતી અને સાંભળનારને તે કોઈ ભયંકર ઝઘડા-વાક્યુદ્ધ જેવી જણાતી. પાડોશીઓ અમને આ બાબતે પૃચ્છા પણ કરતા.

ઈન્દિરાબહેનની કટોકટી પછી આવેલી જનતા સરકારના ભવાડા અને કાળજી વગરના કારભારથી ઉમાશંકરભાઈ ઘણા વ્યથિત હતા, કારણ

એમની અપેક્ષા ઘણી ઘણી ઊંચી હતી. એ ઈન્દિરાબહેનને "ભારતભરના એકમાત્ર ભડપુરુષ" કહેતા તે ઈન્દિરાબહેનને બિરદાવવા નહીં, પણ સાચા પુરુષોની જે ખોટ વર્તાઈ આવે છે તે સ્પષ્ટ કરવા માટે.

એક વાર હું તેમની સાથે દિલ્હીથી ટ્રેનમાં અમદાવાદ આવી રહ્યો હતો. રાજસ્થાનના ગ્રીષ્મમાં તપેલા લૅન્ડસ્કેપ જોઈ તે બોલેલા, " આ વીજળીના થાંભલા, તાર વગેરે ઔદ્યોગીકરણની પેદાશો પ્રકૃતિ જોડે કેવું સુંદર સામંજસ્ય પેદા કરે છે? ચિત્રમાં પણ તે દીપી ઊઠે." તેમનાં મંતવ્યોનું મૂલ્ય મારે મન ઘણું હતું.

એક વાર મેં એમને પૂછી નાખ્યું: "ગુજરાતી સાહિત્યનું ભાવિ કેવું છે? તમે કોઈ ઊગતા સાહિત્યકારને જોઈ શકો છો કે જે તેની ટીન-એજમાં હોય?" એમનો જવાબ હતો, "તમારા જેવા જાગૃત યુવાનો હોય ત્યારે ગુજરાતી સાહિત્યના ભાવિની ચિંતા કરવાની જરૂર રહેતી નથી." કોઈ ઊગતા સાહિત્યકારને જાણતા હોવાની તેમણે ના પાડી.

દિલ કવિનું, પણ દિમાગ એક વિજ્ઞાની જેટલી ચીવટવાળું. તેમના વિચાર હંમેશાં તર્કશુદ્ધ અને બુદ્ધિનિષ્ઠ. એક વાર તેમણે મને કહ્યું કે એક કલાકારની સાધના કે ખોજ કરતા એક વિજ્ઞાનીની સાધના અને ખોજ વધુ શુદ્ધ હોય છે. કલાકાર જે 'સ્ટેટમેન્ટ' કરી બેસે છે તેને ક્યારેક તે જડતાપૂર્વક ઝનૂનથી વળગી રહે છે, જ્યારે વિજ્ઞાની તો માત્ર આટલું જ કહે છે "મને અત્યારે, આ રીતે વિચારતાં, આ પ્રયોગમાં આટલાં સાધનોની મદદથી આવું જોવા મળ્યું (observation); જે તદ્દન અસત્ય હોવાની પૂરી શક્યતા છે."

૧૯૮૪ પછીનાં વર્ષોમાં મને યુરોપિયન કલાસિકલ સંગીત સાંભળવાનો ઘણો ચસ્કો લાગ્યો હતો. એમણે મને ચેતવ્યો GO ON, BUT DO NOT BE OVERWHELMED!! મેં કહ્યું "મારા OVERWHELMED થવાનો સવાલ નથી. પણ આ સંગીત સમજવા INTENSE LISTENING (સઘન શ્રવણ) તો જોઈએ જ ને? તમે તમારા જર્મનીમાં આપેલા વ્યાખ્યાનમાં બીથોવનનો ઉલ્લેખ કર્યો કે WORLD NEEDS 'A' BEETHOVEN IN THE FIELD OF POLITICAL LEADERSHIP, SUCH A BEETHOVEN WHO CAN ADMINISTRATE. પણ આ બીથોવને મ્યુઝિક કેવી રીતે એડ્મિનિસ્ટ્રેટ કર્યું તે તો જાણવું જ જોઈએને-મારે, તમારે?"

અત્યંત ઉચ્ચ કોટિના સર્જક અને તીક્ષ્ણ બુદ્ધિશાળી અને નિરીક્ષક. હું તેમને ૧૯૮૩-૮૪-૮૫માં વારંવાર કહેતો કે લાંબું નાટક લખો, નવલકથા લખો. તો તે કહેતા: "મારી એક માત્ર નવલકથાને તારી મમ્મી અને માસીઓ સિવાય કોઈએ પણ APPRECIATE કરી નથી."

તેમની એક વાત મને એકદમ જ ગળે ઊતરી ગઈ છે. તે કહેતા કે કલાનાં બધાં સ્વરૂપો-સ્થાપત્ય, સંગીત, ફિલ્મ, ચિત્રકલા, શિલ્પ, નાટ્ય,

નૃત્ય, સાહિત્યમાં સાહિત્ય એવું માધ્યમ છે કે જે સૌથી વધુ સ્વતંત્ર છે-સ્વતંત્ર એ અર્થમાં કે તે કદાચ સૌથી સસ્તા Materials જેવાં કે કાગળ, પેન, છાપકામ પર નિર્ભર છે અને આને સામે છેડે ફિલ્મ અને આર્કિટેક્ચર ખુદને બનાવવામાં વિઘ્ન ઊભાં કરે છે. (આમાં medium ની subtlty (સૂક્ષ્મતા)ની વાત પ્રસ્તુત નથી.)

હું મારી INFANCY માં હતો ત્યારથી જ ચિત્રો કરતો અને તે મારા ચિત્રો જોવામાં ઉત્સુકતા બતાવતા. અમારી ચિત્રવિષયક ચર્ચાઓમાં એક મુદ્દે અમે બંને સહમત થયા કે આજે આધુનિક અને ઉત્તર આધુનિક (POST-MODERN) કલામાં જુદા જુદા વાદો (ISMS) નો જે રાફડો ફાટ્યો છે તે કદાચ કલાના આત્માને રૂંધી રહ્યો છે અને આ 'ISM'S પણ GIMMICKS રમતો જેવા બની રહ્યાં છે, ખાસ કરીને ૧૯૪૦ પછીના. રવીન્દ્રનાથનાં ચિત્રોને ૧૯૫૦-૬૦-૭૦ના અરસામાં જ્યારે મોટા ભાગના લોકો માત્ર doodles થી વિશેષ કશું નહોતા માનતા ત્યારે ઉમાશંકરભાઈએ તો રવીન્દ્રનાથની ચિત્રકલાના હાર્દને બરાબર જાણ્યું હતું-રવીન્દ્રનાથની ચિત્રકલાની સ્વાભાવિકતા- Spontaneity ને અને તેમાં ભજવેલા unconcious mind ના ફાળાને.

ઘણા ઓછા લોકો ઉમાશંકરભાઈને એક ઉત્તમ ફોટોગ્રાફર તરીકે જાણતા હશે. મારા મમ્મી-પપ્પાનાં લગ્નના ફોટોગ્રાફર ઉમાશંકરભાઈ હતા. એ ફોટા આજે પણ અમારી પાસે છે. સાંજના ઝાંખા (dusk) પ્રકાશને કોઈ પણ વિશેષ ઉપકરણ (જેવા કે FLASH) વગર અનોખી રીતે તેમણે કૅમેરામાં પકડ્યો.

૧૯૮૦ પછી અમદાવાદમાં ગાર્ડનિંગની પ્રવૃત્તિનો નવો જુવાળ ફેલાયો અને શહેરમાં લીલોતરી વધી. આ એક સરસ પ્રવૃત્તિ હતી. સમાજની સૌંદર્યબુદ્ધિ- aesthetic ને પણ તે પ્રતિબિંબિત કરતી હતી. ઉમાશંકરભાઈએ એક વાર મને કહ્યું "ગાર્ડનિંગ પણ ચિત્રકલા જેવી એક ઊંચી કલા છે. ' મેં કહ્યું, "ઊંચી કલા છે, પણ તેની ચિત્ર, સંગીત, શિલ્પ જેટલી ઊંચી કક્ષા નથી, તેમાં સ્વસર્જનનો અવકાશ મર્યાદિત છે અને તે Applied -ગાર્મેન્ટ ડિઝાઈનિંગ, કુંભારકામ વગેરેની જેમ.

તેમનું સામયિક 'સંસ્કૃતિ' હું નિયમિત વાંચતો. એક વાર હું તેમના વિવેચનાત્મક લેખોનો સંગ્રહ 'અભિરુચિ' વાંચતાં તેમના દ્વારા જ 'રંગે હાથે' પકડાઈ ગયેલો, એ બોલેલા: "અરે! આ તે કાંઈ વાંચવાની ચીજ છે!" નવા લોકોમાં ગુજરાતી ભાષા તરફની બેતમા તેમને ખટકતી હતી. ખાસ કરીને જયારે ગુજરાતીઓ ગર્વ લે કે મને ગુજરાતી લખતાં-વાંચતાં કે ક્યારેક બોલતાં પણ આવડતું નથી!

હું માનું છું ત્યાં સુધી સેઝાં, રેમ્બ્રાં અને એલ ગ્રેકો તેમના પ્રિય ચિત્રકારો હતા. સેઝાંની ચિત્રકલાની સિદ્ધિઓને તેઓ સમકાલીન ફ્રેંચ સાહિત્યસ્વામીઓ (ઝોલા વગેરે) કરતાં પણ અતિ ઉચ્ચ કક્ષાની ગણતા.

ચિત્રકલામાં FORM ના ક્ષેત્રે સેઝાંએ જે ક્રાંતિ આણી તે માટે સેઝાંને તે ઘણો હિંમતવાન ચિત્રકાર ગણાવતા. રેમ્બ્રાં માટે તે કહેતા કે 'જુઓ! રેમ્બ્રાં કેવી UNEXPECTED જગ્યાએ ચિત્રમાં પ્રકાશ ફેંકે છે! હું તેની જગાએ હોઉં તો મોઢા પર પ્રકાશ ફેંકું!' અલગ્રેકોનાં ચિત્રોની એક વિશાળ અતિ જાડી ચોપડી તેમણે સ્વાતિ અને નંદિનીબહેન જોડે મને એક વાર ભેટ આપેલી.

ભારતીય ચિત્રકલામાં પ્રાચીન-મધ્યકાલીનમાંથી તેમને કશું ખાસ પ્રિય નહોતું. તે કહેતા-અજંતાનાં મ્યુરલ જો, કેડમાંથી કેવા લચકી ગયેલાં છે-આખી એ ચિત્રકલા જ લચકી ગઈ છે.

૧૯૮૮ના ફેબ્રુઆરીમાં મને કહે, મારે ભૂપેન ખખ્ખર જોડે સ્કેચ કરવા જવાનું છે. પ્રયોગ આગળ વધ્યો કે નહીં તે હું જાણતો નથી.

ઘણી બધી ફિલ્મો અમે સાથે થિયેટરમાં જોયેલી. મોત્શાર્ટના જીવન પર ફિલ્મ આવેલી: એમિડિયસ. એ અમે સાથે વીડિયો પર જોયેલી. ઉમાશંકરભાઈ જોઈને કહે: "કલાકારના જીવનમાં રાજકારણ કેટલું બધું છે? એના કરતાં સીધું રાજકારણ ખેલવું જ બહેતર."

૧૯૮૫માં અમદાવાદમાં અનામત બેઠકો વિરોધી આંદોલનો અને તોફાનો ફાટી નીકળ્યાં. પછાત વર્ગોને સૈકાઓથી જાણીબૂઝીને પછાત રાખવાનો ઉચ્ચ ઉજળિયાત વર્ગનો પેંતરો તેઓ પારખી ગયેલા. માટે અનામત બેઠકો જરૂરી છે તેમ તે માનતા, પણ એક વાર અનામત બેઠકનો લાભ લઈ જિંદગીમાં આગળ વધેલો મનુષ્ય પછી પછાત રહેતો નથી તે તર્ક પણ તે રજૂ કરતા. આ માટે પોસ્ટ-ગ્રેજ્યુએટ લેવલ પર અને નોકરીમાં બઢતી વગેરે માટે પછાતોને લાભ ન મળવો જોઈએ એમ તે માનતા. '૮૫માં વિદ્યાર્થી નેતાઓ ગૌરાંગ શાહ, ભાવેશ પટેલ વગેરે અને માધવસિંહ સોલંકી સરકાર વચ્ચે ઉમાશંકરભાઈએ સ્વતંત્ર મધ્યસ્થી બની સમાજના વિસ્તૃત હિતમાં સક્રિય ફાળો આપેલો.

'૮૮ના જાન્યુઆરીમાં મને કહે "સમકાલીન ભારતની ભ્રષ્ટ રાજનીતિ" સમાજને પ્રતિબિંબિત કરતી કોઈ નવલકથા કે નાટક ગુજરાતીમાં નથી. આને તે 'કટકીપુરાણ' કહેતા. મેં કહ્યું તે છે, અને તમારા મિત્ર ચુનીલાલ મડિયાએ જ તે લખી છે. તે પણ છેક ૧૯૬૨-૬૪ના અરસામાં: 'સધરા જેસંગનો સાળો' અને 'સધરાના સાળાનો સાળો' એમણે તે વાંચી પણ ખરી.

હું મારાં મંતવ્યો તેમને જણાવતાં ક્યારેય અચકાયો નથી. તેમનાં કેટલાં બધાં બુકજૅકેટ્સ પ્રત્યે મેં સ્પષ્ટ અણગમો બતાવ્યો હતો! પરંતુ પાછળથી ૧૯૮૦ પછી પોતાનાં પુસ્તકોનાં જૅકેટ્સ એ પોતે જ ડિઝાઈન કરતા અને તેનાં સુંદર પરિણામ જોવા મળ્યાં. આનું શ્રેષ્ઠ ઉદાહરણ છે 'સમગ્ર કવિતા', ૧૯૮૧નું જૅકેટ. એક સંગીતમંડળે તેમનાં ગીતોની કૅસેટ બહાર પાડી. તેમને ઘરે જ મેં તે તેમની સાથે સાંભળી અને નારાજગી

વ્યક્ત કરી. તેમણે પૂછ્યું: "શું આમાં ગ્રામરની ભૂલ છે?" મેં જવાબ આપ્યો, "ના, ગ્રામર તો છે, પૂરેપૂરું ગ્રામર છે, પરંતુ માત્ર ગ્રામર જ છે."

ઉમાશંકરભાઈ એક એવી વ્યક્તિ હતા કે તેની આગળ માત્ર ચપળતા- SMARTNESS ના ચાલે. વ્યક્તિત્વમાં તેમ જ કાર્યમાં અને વિચારમાં INTENSITY- સઘનતા અને PROFOUNDITY- ઊંડાણની તે અપેક્ષા રાખતા.

ઘણા બધા વડીલ સાહિત્યકારોને મેં બોલતા સાંભળ્યા છે (કે વાંચ્યા છે) કે ઉમાશંકરનો ગુસ્સો દુર્વાસા જેવો. 'સદ્‌ભાગ્યે કે દુર્ભાગ્યે' મને તે ગુસ્સો ક્યારેય જોવા મળ્યો નથી.

હું છેલ્લે તેમને મળ્યો '૮૮ના નવેમ્બરમાં, ભાનુકાકાને ઘરે, અમદાવાદમાં. પછી તો તે મુંબઈ ઓપરેશન માટે ગયા અને ડિસેમ્બરમાં ગુજરી ગયા. એક વિચિત્ર ગમગીની ઘરમાં બધાંને જ ગ્રસી ગઈ. એક વડીલ, મિત્ર, કલાકાર આત્માવાળા મિત્ર ગયાનું દુઃખ રહ્યું.

## વિકાસ

□ મદનકુમાર અંજારિયા 'ખ્વાબ'

ગંઠાઈ જવાનો ગુણ  
લોહી સુધી  
સીમિત હતો,  
જે હવે  
લાગણી સુધી પહોંચી ગયો છે !

□ નિમેષ ચોકસી

પ્રેમ કરવો એ એક ઘટના છે  
પણ ઘટનામાં પણ ઘટના છે.  
તમને તો અવ કાંઇ કશું નહીં  
ને અમને તમારી રટના છે.

તમે બુદ્ધિથી બધુંય માપો  
અમને લાગણીઓનો છાક  
અમને જોઇએ ધોધમાર :  
ને તમને ઝંખના હોય જરાક.  
પાગલ અમે ભટકીએ :  
તમારા પંથ બધા વહીવટના છે.

તમે શાંત સરોવર  
એમાં અમે ઊછળતી નૌકા  
તમને વ્હાલું મૌન ને અમને  
જોઇએ ટહુકેટહુકા  
તમે વેદ પુરાણ :  
અમારા સ્કંધ બધા ભગવતના છે.

□ ધવલ ત્રિપાઠી

એક્વેરિયમની માછલી જેવી એક સ્રી
દરિયાની ડંફાસ મારતાં થાકતી નથી.

અને મારી આંખ પાસેથી
ખાબોચિયું ખસતું નથી.

□

મેલી વિદ્યા જેવી
એક સ્રી
ગંજીપો લઈને આવે છે
મારી પાસે
ગંજીપો ચીપે છે
અને કાઢે છે કાળીની રાણી
હું જોયા કરું છું
કે આ બેમાં સાચું કોણ ?
કાળીની રાણી
કાઢે છે ચાર ગુલામ
અને વિનંતી કરતી હોય એમ કહે છે
લાલના બાદશાહને કાગવાસ નાખો.

□

એક સ્રી
મારી આંખનાં
નહીં વરસેલાં આંસુઓને
ઈજા પહોંચાડીને
પોતાના રૂમાલની
સાચવી સાચવીને ઘડી વાળીને
પર્સમાં મૂકી દે છે.

□

બેચાર દિવસ જતા નથી
ને એક સ્રી આવ્યા વિના રહેતી નથી.
એ આવે છે અને બતાવે છે

## માણસની વાર્તા

□ વિવેક ભસીન □ ઉષા પટેલ

(હિન્દી)

માણસ
ચડ્યો પહાડ પર –
પહાડથી ઊંચો થઇ ગયો.

તર્યો સમુદ્રમાં
સમુદ્રથી ગહન થઇ ગયો.

ઊડ્યો હવામાં
હવાથી તેજ થઇ ગયો.

પછી,
ઊતર્યો 'જમીન' પર –
પોતાનું અસ્તિત્વ ખોઇ બેઠો.

પોતાને માટેની એક સીડી
એ સીડી ક્યાંયની ક્યાંય પહોંચી શકે એમ છે.
કેટલી કુનેહથી એણે ક્યાંક પહોંચવા માટે સીડીનાં
પગથિયાં બનાવ્યાં છે,
એ વાત મને પૂરતા પ્રપંચથી સમજાવે છે
એ પગથિયાં બતાવે છે
અને હું
પગથિયાં વચ્ચેના અવકાશને જોયા કરું છું.
□
એક સ્રી
ક્યારેક ક્યારેક મારી પાસે આવે છે.
પોતાનાં સ્તનોની આંખોથી
મને ફંફોસવાનો પ્રયત્ન કરે છે.
કેપિટલ ઈન્વેસ્ટમેન્ટ જેવાં
પોતાનાં સ્તનનો એને ખુમાર છે,
પણ હું પામી ગયો છું
કે એ પૂતનાની વંશજ છે.
□
એક સ્રી
અવારનવાર મારી પાસે આવે છે.
એના હોઠ પર હોય છે
ઉલ્લાસનાં ગીતોનું ચીતરામણ
અને આંખમાં હોય છે
ચિતાની જવાળા
હું એમાં
મારા દેહને બળતો જોઉં છું.
મારી જ આંખ સામે
મારો અગ્નિસંસ્કાર.
□
કૂવે બેસીને કોલસા ખાતી
એક સ્રી

□ નિનાદ અધ્યારુ

એક વાર
સૂર્ય
ચંદ્રને
પી ગયો
ને તડકો
શીતળ શીતળ !

ક્યારેક આવે છે અહીં
મારા જ અગ્નિ પર
પોતાની ખીચડી પકવી લે છે
અને પછી મારે માટે
અંગારા મૂકતી જાય છે
હું જોયા કરું છું અંગારા પર વળતી રાખ
અને ઝંઝાવાતની આગાહી કરું છું
□
મરેલા ઉંદરને મોંમાં પકડીને
બિલાડીની જેવી એક સ્ત્રી
મારી ઑફિસમાં આવે છે
અને વાઘની ઓલાદ જેવી એ
શેરીના કૂતરાને કેટલી હદે રમાડી શકે છે
ડરાવી શકે છે
એની વાતો કરતાં કરતાં
મ્યાઉં મ્યાઉં કરતી ચાલી જાય છે.
□
હવાની લહેરખી થઈને આવેલી
એક સ્ત્રી
ઝંઝાવાતની જેમ ચાલી ગઈ
અને મારા બગીચાને
સ્મશાન જેવો કરી મૂક્યો.
□
પતંગિયા જેવી
એક સ્ત્રી
ખુરશી પર બેઠી :
ફૂલ સાથેનો એનો નાતો
છૂટ્યો - તૂટ્યો
રંગ ઊડી ગયા
અને
એની પાંખો પોલાદી થઈ ગઈ

## ફરી એક વાર

□ ડેવિડ ઈગ્નાતોવ □ સુ. દ.

પથારીમાં પડખામાં સૂતાં છીએ ત્યારે
બરાબર પારખી શકીએ એવી એક બદબૂ
આપણી વચ્ચેથી પસાર થઈ ગઈ
અને આપણે કશું બોલ્યાં નહીં.
ફરી એક વાર
જિંદગીથી મૂંઝાયેલા હોઈએ ત્યારે
કહેવાનું પણ શું હતું ?

અરે!
મેં તો કૈંપણ કહ્યું નથી
તો પછી
આ ફૂલો
એકાએક કેમ ચીમળાઈ ગયાં?

મેં તો કૈંપણ કહ્યું નથી
તો પછી
આ ધોધમાર વરસતો વરસાદ
અચાનક કેમ અંદર ને અંદર સુકાઈ ગયો?

મેં તો કૈંપણ કહ્યું નથી
તો પછી
આ ફંફાવાતો પવન
અચાનક ગગનની કઈ ગુફામાં છુપાઈ ગયો?

કદાચ હું કૈં નથી બોલ્યો
એની તો વેદના નહીં હોય?

[illegible] નરેન
ગપાલ



કવિ ન્હાનાલાલ

— ?

વિચારની વળગણોને ક્યાં ઉતારી શકાય છે?
ને ચામડીને ક્યાં ઉતરડી શકાય છે?
મારી અંદર ને અંદર એક બીજ
અચાનક ઘણી વીજળીના પ્રકાશથી દાઝ્યા વિના
કઈ રીતે અંકુરિત થયું હશે
એ મારી સમજણની બહાર છે.

આ બીજ થયું નાજુક નમણો છોડ
(કોણ બળે વીજળીની જેમ વન બાળીને
સમજ્યા ફેલાયો છોડ?!)
આ છોડ બને છે ઘટા ઘેઘૂર વૃક્ષ
બને કે અથવા—નો અહીં કોઈ પ્રશ્ન નથી.

એની શાખા-પ્રશાખા સાથે
તે માટીના ગર્ભાશયથી બહાર આવવા
પોતે જ પોતાને પ્રબળ ધક્કો મારે છે

એને રોક્યું રોકાય તેમ નથી
ટોક્યું ટોકાય તેમ નથી
એ એની અખૂટ અને અતૂટ શક્તિથી
મને તોડીને બહાર આવશે.
ત્યારે હું વિભાજિત થઈશ
કે સંપૂર્ણ?

બધું જ સમજની બહાર છે
અત્યારે તો પ્રશ્નો... પ્રશ્નો... પ્રશ્નો
ને નિ-પ્રશ્નની તલાશમાં છું

— [signature] દવે.

૫-૧૯૯૪

## કાવ્યનો પથ □ સુરેશ દલાલ

### અમે કોણ?

શા માટે પૂછો છો તમે કોણ? અમે તો દેવના લાડકવાયા.
એમણે અમને સમગ્ર સૃષ્ટિ આપી લીલા માટે
અમે અમારા પ્રતિભાબળથી આ વિશ્વમાં વિહરીએ છીએ
અમારી દૃષ્ટિ દિશાકાળને વીંધીને આરપાર જોઈ શકે.

આ બધો ઠાઠમાઠ વૈભવ અમારે માટે ફિક્કોફસ
એ તો અમારી પ્રતિભાનો સ્પર્શ કે જે વસ્તુને સૌંદર્ય અર્પે
અમારા હાથમાં જ કંઈક જાદુ છે.
તમે તો ખાલી છાલછોતરાંમાં અટવાઓ, અમે વીણી લઈએ કેવળ સત્ત્વ.

આ શૂન્યાવકાશામાં દેવોનાં રહેઠાણ કોણે વસાવ્યાં?
પૃથ્વીને સ્વર્ગ જેવી બનાવવાનો કોણે પ્રયત્ન કર્યો?
આ અમે જ છીએ જેમના સર્જને અમૃત વસાવ્યું.
આ અમે જ છીએ જેમણે તમને માંગલ્યનું શરણ આપ્યું.

કરી નાખો અમારી બાદબાકી! તારામઢ્યું આકાશ નિસ્તેજ થઈ જશે,
કરી નાખો અમારી બાદબાકી! જિંદગીની કોડીનીયે કિંમત નહીં રહે!

-કેશવસુત

કેશવસુત મરાઠી ભાષાના કવિ, આપણા ઠાકોરની પેઢીના. ઠાકોરની જેમ એમણે સૉનેટ લખ્યું! મરાઠીમાં સૉનેટને સુનીત કહેવાય. હજી પણ ચર્ચા ચાલે છે કે સૉનેટ પહેલું કોણે લખ્યું? ઠાકોરે કે કેશવસુતે? આપણને કોણ પ્રથમ એમાં રસ નથી. આપણો રસ પરમમાં. પરમ કવિતાથી વિશેષ શું હોઈ શકે?

અહીં કેશવસુતના સૉનેટની વાત કરવી છે. આ કાવ્યમાં કવિતા અને કવિનો મહિમા છે. સુંદરમે ક્યાંક લખ્યું હતું કે વિચાર તો કરો કે રામાયણ, મહાભારત કે કાલિદાસ ન હોય તો આપણું ભારત કેવું લાગે? કવિતા અને જગતનો સંબંધ એ સૂક્ષ્મ સંબંધ છે. આપણું ઊર્મિતંત્ર કવિતાને કારણે કેળવાય છે. કેળવણીનું પ્રથમ પગથિયું અને કેળવણીની ચરમ સીમા કવિતા. કવિતા એટલે સર્જકતા. આ સર્જકતાનો અભિગમ અનેક ક્ષેત્રમાં હોઈ શકે. આજે કેળવણીમાંથી સર્જકતા અલોપ થઈ ગઈ છે.

કવિ એટલે કોણ? દુનિયાના માણસથી એ કઈ રીતે જુદો પડે છે. આમ તો એ હોય છે સામાન્ય માણસ જેવો જ. પણ કશુંક અ-સામાન્ય લઈને એ બેઠો હોય છે. ઉમાશંકરે કવિને સ્વર્ગનો જાસૂસ કહ્યો છે. કોઈકે કવિને નાનકડો બ્રહ્મા કહ્યો છે. કેશવસુત સીધી જ વાત કરે છે. કહે છે અમે તો દેવના લાડકવાયા. કવિ આ સૃષ્ટિમાંથી નોખી સૃષ્ટિ સર્જી શકે છે. ઉત્તમ કવિ જે કરે તે લીલા કહેવાય. કવિ આરપાર જોઈ શકે છે. દિશાકાળને વીંધી શકે છે. સર્જક પાસે પ્રતિભા હોય છે. અને આવા પ્રતિભાપુત્રો વિશ્વમાંથી કાવ્યવિશ્વ ઊભું કરતા હોય છે. સામાન્યને માટે આકાશ એ આકાશ છે, ફૂલો એ ફૂલો છે, તારા એ તારા છે. પણ આ આકાશ કવિની આંખે જોઈએ ત્યારે એ જુદું જ લાગે છે. ધોળાં વાદળ શ્વેત સસલાં જેવાં લાગે છે. ફૂલની સુગંધમાં કોઈક વાણી સંભળાય છે. માછલીમાં મીનાક્ષી દેખાય છે. આ બધો પ્રતિભાનો ચમત્કાર છે. હકીકત મહત્ત્વની છે પણ હકીકત પૂર્ણવિરામ નથી. કવિ હકીકતને ઓળંગીને સત્ય તરફ જાય છે. કાલેલકર આઠમની ચંદ્રલેખા જુએ અને આપણે જોઈએ એમાં ફેર તો રહેવાનો જ. કાલેલકરને આઠમની ચંદ્રલેખા સુંદરીના પગના ઉતારેલા નખ જેવી લાગે. આપણે છાલ છોતરાંમાં અટવાઈએ છીએ. કવિને સીધો ફળ સાથે એટલે કે એના રસ સાથે સંબંધ છે.

આ પૃથ્વી તો પૃથ્વી જ છે પણ કવિ પૃથ્વી પર સ્વર્ગની સ્થાપના કરી શકે છે. જગતના નકશા પર ક્યાંક ના હોય એવી ચિર યૌવનની ધબકતી અલકાનગરી એ કવિની કલ્પનાનું પરિણામ છે. કવિ કાંઈ ઘેલો કે તરંગી નથી, મેલો કે મુત્સદ્દી નથી. આ અલકાનગરીમાં જે વાત છે તે તો મનુષ્યના હૃદયમાં રહેલા ચિર વિરહની વાત છે. ઝેર પીને કવિ આપણને અમૃતનો અનુભવ આપે છે. અશુભમાં પણ શુભને જોઈ શકે છે. કવિ વિનાના જગતની કલ્પના કરવી અશક્ય છે. મેઘદૂતમાં લાગણીનું ઉપનિષદ્ છે. પ્રકૃતિ અને માનવપ્રકૃતિનો સમન્વય છે. મેઘદૂત એટલે વ્યાકુળતાનું શિલ્પ. લાગણી ફેક્સ કરવાની નથી હોતી. એને તો કાવ્યમય રીતે વાદળ મારફતે વહેતી કરવાની હોય છે. મેઘદૂતમાં માનવહૃદયની શ્રી અને સમૃદ્ધિ છે. કવિની બાદબાકી કરી નાખીશું તો સરવાળે કશું જ રહેશે નહીં. કેશવસુતના આ કાવ્યના અનુસંધાનમાં, મરાઠી કવિ નારાયણ સૂર્વેએ 'શબ્દનો ઈશ્વર' નામનું કાવ્ય કર્યું છે તે આ સાથે વાંચવા જેવું છે.

કવિતા લખવાને બદલે જો મેં રદ્દી વેચી હોત તો સારું થતે
કાંઈ નહીં તો છેવટે ઉઘરાણીવાળાઓનો તકાદો તો હું ચૂકવી શકતે.
પણ એમ થયું નહીં: હું એટલો બધો શબ્દની પાછળ પડયો, બહેકી ઊઠયો:
જો એમ ન થયું હોત તો કદાચ હું બંગલાઓ બાંધી શકયો હોત!

લોકસેવકની છટાથી મેં સારું યે જીવન સમર્પી દીધું હોત;
પ્રત્યેક ગરજુ યાચકે ઝૂકીને મને સલામ ભરી હોત.
'ફિયાટ'ની સુંવાળી ગાદીમાં બેસીને મેં પવનને પણ ગુલામ કર્યો હોત.
એ જામ્યું હોત તો ગામમાં ચાર કારખાનાં નાખ્યાં હોત!

શરાબનો ઘૂંટ પીતાં ગાલ પર ચંદ્ર જોયો હોત.
રોમિયો અને મજનૂની યાદમાં (હાય) આયુષ્ય વ્યતીત કર્યું હોત.
પ્રત્યેક સભાસંમેલનનું અધ્યક્ષસ્થાન અમે શોભાવ્યું હોત.
ગરીબાઈમાં મરી ચૂકેલા કવિનું સ્મારક રચ્યું હોત!

અમે ન હોત તો સૂર્યચંદ્ર, બિચારા ફિક્કા ફિક્કા થઈ જતે.
હે પૂર્વજો! તમારી વ્યથાને શબ્દોમાં અમર કોણે કરી હોત?
જન્મમરણના પ્રવાસમાં અમારા સિવાય તમારું કોણ સાથી થતે?
ચાલો સારું થયું: અમારે કવિતામાં જ ખરાબ થવાનું હતું.

આકાશમાં જ્યારે રૉકેટ છોડવામાં આવ્યાં ત્યારે અમેરિકન કવિ રૉબર્ટ-ફ્રૉસ્ટે ચીસ પાડી હતી: 'What are you doing in my sky?' કવિની પૃથ્વી અને કવિના આકાશ સાથે ચેડાં ઓછાં કરીએ અને આપણે સંસ્કૃત નાગરિક છીએ એટલું પુરવાર કરી શકીએ તોપણ ઘણું.

## ગીત □ શૈલેશ ટેવાણી

આ ફૂલોના દરિયા, હવા તાજી તાજી, પર્ણોનું ચકચક ટહુકાઈ જાવું,
ઉદાસી ખીચોખીચ ભરી છે સજન, તું ઉગારી શકે તો ઉગારી શકે

આ ફરફર ફરકતું, ઘડીક ઊડી જાતું, મનના મલીરનું છે સરકાતું જાળું,
ઉદાસી ખીચોખીચ ભરી છે સજન, તું ઉગારી શકે તો ઉગારી શકે.

આ ઘરમાં નથી તું, ફળીમાં નથી તું, શહેરમાં નથી તું છતાં આ પીડાવું,
ઉદાસી ખીચોખીચ ભરી છે સજન, તું ઉગારી શકે તો ઉગારી શકે.

આ કોની વસંતો, આ કોનો હરખ છે, આ જલસાના દરિયાનું ઘર લગ ઝીંકાવું,
ઉદાસી ખીચોખીચ ભરી છે સજન, તું ઉગારી શકે તો ઉગારી શકે.

આ તડકાની ખડખડ, આ રાતોની ખૂશ્બુ, આ દોસ્તોનું દરવાજે ટકટક ડોકાવું,
ઉદાસી ખીચોખીચ ભરી છે સજન, તું ઉગારી શકે તો ઉગારી શકે

## શરમ □ ઇં. પાર્વની □ ભાનુ શાહ

(નિલુગુ)

આ તે શું જિંદગી છે,
મારા કરતાં તો પશુ પણ બહેતર જીવે છે.
મેં દીવાલ પરની ઇયળને
થોડા દિવસ મારું જીવન જીવવા પૂછ્યું.
તેણે જવાબ આપ્યો કે
તે પોતાની પીઠ પર વિશેષ વેરાન
ઊંચકી શકે તેમ નથી.
મેં રસ્તા પરના
ગધેડાને પૂછ્યું.
તેણે કહ્યું તેનામાં આવા બોજા
ઊંચકવાની ધીરજ નથી.
અને પછી મેં કૂતરાને
મારી વિનંતીનો જવાબ આપતાં સાંભળ્યો :
'હું કૂતરો છું પણ
આથી વધુ વફાદાર થઇ શકું તેમ નથી -
તેઓ તેમની પ્રેમની જીવા-દોરી પર
અત્યાચાર કરે
હું નહીં જીવી શકું
આવા 'કદરહીન પશુઓ સાથે.'

## □ અમલ શાહ

મારા માલિકે મારી છે મ્હોર :
　　કે તારે હવે મ્હોરવાનું છે.
મારા કાનમાં છે એનો કલશોર
　　કે મારે હવે મ્હોરવાનું છે.

એ તો પડખામાં લઈને મને વાતો કરે
રાતનો દિવસ અને દિવસની રાતો કરે
શ્વાસમાં એનો દમામ અને દોર :
　　કે મારે હવે મ્હોરવાનું છે

પાસેથી વ્હાલ કરે દૂરથી પણ વ્હાલ કરે
એના સંગાથે મારી બધી ગઇ કાલ ખરે
અહીં મધરાતે ફૂટે છે પ્હોર :
　　કે મારે હવે મ્હોરવાનું છે.

# મીણનો મહેલ □ કિશ્વર નહીદ □ સુ. દ.

(ઉર્દૂ)

આ તો મારા પરણ્યાં પહેલાંની રાત
દુ:સ્વપ્નથી જાગી જાય મારી માતા આખી રાત
એની ભયભીત ચીસ મને આખીને આખી હલાવી નાખે છે
હું એને જગાડું, પૂછું
'શું થયું ?'
શૂન્ય નજરથી એ મને તાક્યા કરે
એનાં સ્વપ્નો એને નહીં યાદ આવ્યા કરે.

એક દિવસ દુ:સ્વપ્ને એને જગાડી મૂકી
પણ એણે ચીસ નહીં પાડી
ભયભીત મનથી એણે મને જકડી રાખી
મેં પૂછ્યું :
'શું થયું ?'
એણે આંખ ખોલી અને ખુદાનો આભાર માન્યો
"મને સપનું આવ્યું કે તું ડૂબતી ને ડૂબતી જાય છે
અને હું નદીમાં કૂદી પડી અને મેં તને બચાવી લીધી"

એ રાતે અમારી ભેંસ પર
અને મારી સગાઈ નક્કી કરેલા છોકરા પર
વીજળી પડી

પછી એક રાતે મારી મા સૂતી રહી
હું એને જાગતી જોતી રહી
એ મુઠ્ઠીઓ ખોલ બંધ કરતી હતી
જાણે કે કશુંક પકડવાને-જકડવાને મથતી હતી
નિષ્ફળ જતી હતી અને કશું પકડવાનો પ્રયત્ન કરતી હતી.

મેં એને જગાડી પણ
એણે પોતાનું સપનું કેહવાની ના પાડી

એ દિવસ પછી હું ક્યારેય
ગાઢ નિદ્રામાં સૂતી નથી
હું કોઈક બીજા બગીચામાં ચાલી ગઈ

હવે હું અને મારી મા દુઃસ્વપ્નમાં ચીસો પાડયા કરીએ છીએ.

અને અમને જો કોઈ પૂછે
અમારાં સપનાં વિશે
તો અમે કહી દઈએ છીએ
અમને કશું યાદ નથી.

## ચેતનાનું તારસપ્તક

□ એરિકા ફેંગ, □ જયશ્રી મહેતા

(અમેરિકન)

બ્રહ્માંડે મારી ચેતનાના તારસપ્તક પર સૂર છેડયા છે
દરેક તારને શુદ્ધ સ્વરથી છેડી
મારા સંવેદનતંત્રને ઝણઝણાવ્યું છે.
બ્રહ્માંડના સંગીતના રકતમય પડઘાઓથી
જ્યારે માંસ હાડથી વિખુટાશે
ત્યારે નાદનિનાદ થશે
ચામડી ચીમળાશે ત્યારે
આત્મા શુદ્ધ વસંતના વાયરા સમી હિલોળાશે
સુક્કાં પાંદડાં સમું બરડ અને
પૃથ્વીના નીર સમું સ્વચ્છ
દૂરથી દેખાશે બ્રહ્માંડ અણુઓને
જે અદૃશ્ય અને જેની અનુભૂતિ અશક્ય છે
તેઓ પૃથ્વી પર અવતરી
આપણાં ક્ષણભંગુર હાડકાંઓ પર
સંગીતનું સર્જન કરશે.

## ભેટ □ રીના સિંઘ □ ભાનુ શાહ

(ભારતીય અંગ્રેજી)

તેં મને
મારી વર્ષગાંઠે
આપેલી ભેટ -
વિલ્ટશાયર છરી
સામે જોઉં છું
અને તેના વિવિધ
ઉપયોગોનો વિચાર કરું છું
હું
લેટુસના માથાની
કાતળી કરી શકું
કોળા પર
સ્મિત કોરી શકું
મરઘીની પાંખો
કાપી શકું
સેલેરીના મર્મસ્થાનમાં
ઘા કરી શકું
બટાટાની છાલ
ઊતરડી શકું
વેંગણનું પેટ
ચીરી શકું
મશરૂમનાં માથાં કાપી શકું
ટામેટાંને ઈજા પહોંચાડી શકું
મન ફાવે તેટલાં
ટામેટાંને ઈજા પહોંચાડી શકું
અગણિત શક્યતાઓ છે
આવતાં વર્ષોમાં
મારી સાથે સારી રીતે વર્તો
તમારી ભેટ સાથે
જિંદગીભરની
ગૅરન્ટી અપાયેલી છે.

## લઘુ કવિતા

□ કુઞ્ઞુણ્ણી □ સુશી દલાલ
(મલયાળમ)

પિતાએ માને જન્મ આપ્યો
માએ મને જન્મ આપ્યો
એ નારાજગીમાં મેં
એ બંનેને એક સાથે જન્મ આપ્યો.

□

મારી છે એક દુનિયા
તારી છે એક દુનિયા
આપણી નથી કોઈ દુનિયા

□

છઠ્ઠે દિવસે ઈશ્વરે
માટીમાંથી માણસનું સર્જન કર્યું
સાતમા દિવસે માણસે
પથ્થરમાંથી ઈશ્વરનું પણ.

□

પહેલાં વિષ્ણુ,
હવે વિષાણુ !

## શેઠની સ્વગતોક્તિઓ □ પ્રાણજીવન મહેતા

(૧)
આજે ઘેરેથી નીસરી પેઢીએ પધારતાં
રસ્તે કાંઈ ફેર ચડતા હોય એવું થીયું.
હવે હાશ કરી ગાદીએ ગોઠવાયો ને વિચારું
તો હા, એ બધું સમજાય ધીમેધીમે.

પેલો, મારાથી દોઢ વેંત હેઠી દડીનો વાણોતર
મારે માથે છતરી ઝાલી હેંડે.
છતરીમાં છોંનેર છીંડાં હોવા જોઇએ.
મેં ગણવા તો માંડેલ પણ છતરી ગોળગોળ ફરતી
હોવા કારણ એનાં એ છીંડાં
ફેર ગણાઈ ગયાં હોય ભૂલમાં
તો બનવા જોગ છે છતરીમાં છીંડાં
છોનેરથી અધિક ઓછાય હોય કદાચ.

ખેર, છતરીમાં છીંડાં ને છીંડેથી તડકો ચળાઈને
બરોબર મારે માથે ધનુષબાણ જેમ તોળાય.
ઊંચે નજર માંડું તો આંખમાં ચશ્માં સોત
ઊંડે આગ ઝરતું કાંક ઊતરી જાય ઘડીકમાં.
પછી ફેર ના ચડે તો શું ફૂલવેલ ચડે ? હેં ?

આ બાઠીના વાણોતરને
છતરીમાં છીંડાં હશે એવીય અદકી વેળા કહ્યું હશે
કે ભલા આદમી, આ છીંડાં કેમે કરી પુરાવી દે
તો તારી ભલાઈ.
પણ એ વાત એને કાને કોણ જાણે પડતી જ નથી.
મને થાય, એના મગજમાં મોટું છીંડુ હોવું જોઇએ.
મારી વાત સડેડાટ વા ભેળી
આ લમણેથી તે લમણે ગુલાંટ ખાઈ

બહાર નીસરી જાતી હશે.
નહીં તો આમ ના હોય, ભલા ભા.

એક વાર એ મૂરખીનાએ મને સલાહ આપતાં કહ્યું :
શેઠ, છતરી બદલી કાઢીએ તો કેમ ? :
છતરીમાં તો હવે છીંડાથી અધિક કશું રીયું નથી બાકી.
કાપડ પણ બચ્યું નથી બાકી
કે હવે અદકાં છીંડાં પડે છતરીમાં :

મેં ત્યાં ઊભે ઊભે જ ખખડાવી કહી દીધેલું:
રેવા દે, બાઠકીના તને બદલવો પોસાશે મને.
આ છતર જેવી છતરીને નહીં.
જેવી છે તેવી આ છતરી તો મારી પેઢીનું છતર છે છતર.
સમજ્યો શાનમાં કે નહીં ?
વડીલોએ માંડ સાચવેલી આ અમાનત
એને હું માંડમાંડ સાચવતો આવ્યો છું
અત્તર લગી, તે તું જાણે છે કે કેમ ?
અલ્યા, તું આવું હેઠી દડીનું વિચારે જ કેમ નો?:

પછી સૂચન કરતાં ઉમેરેલું :
જા, ગામમાં સુતાર મોચી લુહાર કડિયા
ઘણાં કામ વગર નવરા ધૂપ બેઠા હશે.
એમને જઈ કે' આ છતરીનાં છીંડાંમાં
સિમેન્ટ રેતી ચૂનો કાંકરા કે પછી
ખપે તો ખપાટિયા ખોંસી ખોડી દે
અને આ સઘળાં છીંડાંને છતરી બારા કાઢે.
એમ કર્યેથી છતરીનું વજન વધશે
ને ધીંગીય થાશે પાછી
આ પેઢીની શાખ જેવી - એ છોગામાં :

મારા સૂચન પર વાણોતર વારી ગયો.

——કવિતા

# બહાઈ હાઉસ ઓફ વર્શિપ - શિકાગો

☐ મકરન્દ દવે

તાહીરિહ તપસ્વિની !
તાહીરિહ તપસ્વિની !
ફરી ગુંજી રહ્યો પ્રાણે, પુરાણા મંત્રનો ધ્વનિ.

વર્ષોનાં વર્ષ ભેદીને જાગે ગુંજાર કાળજે,
ઝબૂકે ચેતના ઝીણી, ભાળું જ્યાં ભવ્ય ગુંબજે.

હા, યાદ છે કાગળ કેસરી પરે
કાચી વયે જે કવિતા સરી હતી,
એ તો પછી ક્યાં પવને ચડી ગઈ
આવી અહીં પ્રાણ ભરી પુકારતી.

ઊડી રહ્યું હૃદય વ્યાકુલ તીવ્ર વેગે
તાઝા - બ - તાઝા,
નવા નવા નિત્ય ઈરાની ગુલશને
સુણાય એ બુલબુલ સૂર હાય, ત્યાં
ચિરાય છાતી ભરપૂર યૌવને.

તાહીરિહ તપસ્વિની,
આહુતિ આત્મયજ્ઞની.

ઉદાસ આ સૃષ્ટિ, ઉદાસ દૃષ્ટિ,
ઉદાસ મારી સઘળી ગતિ સ્થિતિ
ત્યાં તો મને ઘુમ્મટ ભેદી ઘેરતી
જ્વલંત, જીવંત, અનંત પ્રીતિ.

તાહીરિહ તપસ્વિની,
મુક્તપ્રાણ મનસ્વિની.

# લિપ્સા ☐ રાજેન્દ્ર ઉપાધ્યાય

☐ નૂતન જાની

(હિંદી)

હું જ્યારે બાળક હતો
ત્યારે મારી મુઠ્ઠીમાં
સમાતા હતા
કેવળ ચાર-પાંચ દાણા

હવે સમાઈ જાય છે આખું આકાશ
અને આખી પૃથ્વી
તોપણ મારી મુઠ્ઠી ખાલી જ રહે છે.

તારી અમૃત વેલીના સદાબહાર સિંચને સદા નવા જીવનના જયધ્વજે.
કોણ મારી શકે તને ?

શી કાળરાત્રી ભયઘોર ભેદતી
પ્રકાશના પુંજ સમાન ગુંબજે
તું મંત્ર મૃત્યુંજય આજ ગુંજતી

બહાઈને સંગમ-તીર્થ નીરખું
તું દેશ દેશે વહેતી સ્વદેશિની,
નિ:સીમ તાહીરિહ. ઓ તપસ્વિની !

## એક માનવી - જેને મારી નાખ્યો

**□ થોમસ હાર્ડી □ પ્રદીપ પંડ્યા**

જો એ અને હું
કોઈ પ્રાચીન - પુરાણી સરાઈમાં
મળ્યા હોત તો
અને સાથે બેઠા હોત તો
અમે દારૂની કેટલીય પ્યાલીઓ પીધી હોત.
પણ લશ્કરમાં અમે આમનેસામને હતા.
એણે મને ગોળી મારી અને મેં એને -
મેં એને ખતમ કરી નાખ્યો.
મેં એને મારી નાખ્યો કારણ કે -
કારણ કે એ મારો દુશ્મન હતો.
સાચી વાત છે, એ મારો દુશ્મન જ હતો.
આ તો બહુ ચોખ્ખી દીવા જેવી વાત છે, પણ
જેવી રીતે હું બેકાર હતો અને કોઈ કામ માટે
સૈન્યમાં જોડાયો હતો.
એ જ પ્રમાણે એ પણ જોડાયો હતો.
બીજું કોઈ જ કારણ ન હતું.
હા, યુદ્ધ રહસ્યભર્યું અને વિચિત્ર છે.
તમે એક વ્યક્તિને મારી નાખો છો.
એ જ વ્યક્તિ
જો દારૂના પીઠામાં મળી હોત તો -
તમે એને દારૂ પીવડાવ્યો હોત.
કે એને ખભો આપ્યો હોત.

# બહાઈ હાઉસ ઓફ વર્શિપ - શિકાગો

□ મકરન્દ દવે

તાહીરિહ તપસ્વિની !
તાહીરિહ તપસ્વિની !
ફરી ગુંજી રહ્યો પ્રાણે, પુરાણા મંત્રનો ધ્વનિ.

વર્ષોનાં વર્ષ ભેદીને જાગે ગુંજાર કાળજે,
ઝબૂકે ચેતના ઝીણી, ભાળું જ્યાં ભવ્ય ગુંબજે.

હા, યાદ છે કાગળ કેસરી પરે
કાચી વયે જે કવિતા સરી હતી,
એ તો પછી ક્યાં પવને ચડી ગઈ
આવી અહીં પ્રાણ ભરી પુકારતી.

ઊડી રહ્યું હ્રદય વ્યાકુલ તીવ્ર વેગે
તાઝા - બ - તાઝા,
નવા નવા નિત્ય ઈશની ગુલશને
સુણાય એ બુલબુલ સૂર હાય, ત્યાં
ચિરાય છાતી ભરપૂર યૌવને.

તાહીરિહ તપસ્વિની,
આહુતિ આત્મયજ્ઞની.

ઉદાસ આ સૃષ્ટિ, ઉદાસ દૃષ્ટિ,
ઉદાસ મારી સઘળી ગતિ સ્થિતિ
ત્યાં તો મને ઘુમ્મટ ભેદી ઘેરતી
જ્વલંત, જીવંત, અનંત પ્રીતિ.

તાહીરિહ તપસ્વિની,
મુક્તપ્રાણ મનસ્વિની.

# લિપ્સા □ રાજેન્દ્ર ઉપાધ્યાય

□ નૂતન જાની

(હિંદી)

હું જ્યારે બાળક હતો
ત્યારે મારી મુઠ્ઠીમાં
સમાતા હતા
કેવળ ચાર-પાંચ દાણા

હવે સમાઈ જાય છે આખું આકાશ
અને આખી પૃથ્વી
તોપણ મારી મુઠ્ઠી ખાલી જ રહે છે.

તારી અમૃત વેલીના સદાબહાર સિંચને સદા નવા જીવનના જયધ્વજે.
કોણ મારી શકે તને ?

શી કાળરાત્રી ભયઘોર ભેદતી
પ્રકાશના પુંજ સમાન ગુંબજે
તું મંત્ર મૃત્યુંજય આજ ગુંજતી

બહાઈને સંગમ-તીર્થ નીરખું
તું દેશ દેશે વહેતી સ્વદેશિની,
નિ:સીમ તાહીરિહ. ઓ તપસ્વિની !

## એક માનવી - જેને મારી નાખ્યો

**□ થોમસ હાર્ડી □ પ્રદીપ પંડ્યા**

જો એ અને હું
કોઇ પ્રાચીન - પુરાણી સરાઇમાં
મળ્યા હોત તો
અને સાથે બેઠા હોત તો
અમે દારૂની કેટલીય પ્યાલીઓ પીધી હોત.
પણ લશ્કરમાં અમે આમનેસામને હતા.
એણે મને ગોળી મારી અને મેં એને -
મેં એને ખતમ કરી નાખ્યો.
મેં એને મારી નાખ્યો કારણ કે -
કારણ કે એ મારો દુશ્મન હતો.
સાચી વાત છે, એ મારો દુશ્મન જ હતો.
આ તો બહુ ચોખ્ખી દીવા જેવી વાત છે, પણ
જેવી રીતે હું બેકાર હતો અને કોઇ કામ માટે
સૈન્યમાં જોડાયો હતો.
એ જ પ્રમાણે એ પણ જોડાયો હતો.
બીજું કોઇ જ કારણ ન હતું.
હા, યુદ્ધ રહસ્યભર્યું અને વિચિત્ર છે.
તમે એક વ્યક્તિને મારી નાખો છો.
એ જ વ્યક્તિ
જો દારૂના પીઠામાં મળી હોત તો -
તમે એને દારૂ પીવડાવ્યો હોત.
કે એને ખભો આપ્યો હોત.

## જોધપુરમાં □ મહેશ દવે

સંગેમરમરમાં નજર ઢોળી નાખ્યું લાગે છે
સાથ-સંગાથ વિના સૂનું સૂનું લાગે છે
એકલવાયું લાગે છે

રસ્તા વિશાળ આ કેવા તારા હૃદય જેવા
સરે છે આમ જાણે વલખના લય જેવા
દૂર વ્હીસલ બજે ને ભેંકાર-ભીનું લાગે છે
સૂનું સૂનું લાગે છે

ચોતરફ રેતરંગ મહેલ ઊભા આંખ ફાડીને
ઝૂરે ફૂલો બધાં ફિક્કાં હૃદય ઉઘાડીને
મન મારું ક્યાં, અરે, ફસાયું કેવું લાગે છે
સૂનું સૂનું લાગે છે.

સૂર્યનગરીમાં ઊગ્યો સૂર્ય: બજારો સળગી
ફરું ભરચક ને અચાનક તારી સ્મૃતિ વળગી
ચહેરાઓ હસતા બધા તો યે પરાયું લાગે છે
સૂનું સૂનું લાગે છે.
એકલવાયું લાગે છે.

## □ ડેવિડ ઇગ્નાતોવ □ મહેશ દવે

[અમેરિકન]
હું તને એક નાનકડી લાકડી આપું છું.
તું મને નાની અમથી કાંકરી આપે છે
આપણે એકબીજા વિશે જુદું જુદું ધારી
એકબીજાને ઉત્તેજિત કરીએ છીએ.
અને આપણને એકબીજામાં પ્રવેશવાનું દ્વાર મળે છે
આપણને તે સંગીત અને નર્તન તરફ લઇ જશે
હું લાકડીથી ખણું-ખોતરું છું
તું કાંકરીને મારા લોહી-માંસમાં ખોસી ખોસીને ભીંસે છે.
એક પીડા થાય છે
પણ એ અર્થસભર છે અને આપણે પ્રેમમાં છીએ.

# પછી કોણ એ મારી નવાઈ

□ ડેવિડ ઇગ્નાતોવ □ સુ. દ

[અમેરિકન]

સાંભળો માઓ ત્સે-તુંગ જીવશે સદા કાળ; ચિક્કાર
ધૂમ્રપાન કરે છે એટલે એ લોકો બદલે છે એમનાં
ફેફસાં અને હૃદય પણ, અને એના બાકીના તમામ
અવયવો એક્યુપંકચર હેઠળ. એ લોકો એની નાડી પર
નજર માંડી બેઠા છે અને એના પ્રત્યેક અશક્ત હલનચલનની
ચોકી કરે છે. એ બોલે છે ત્યારે એનો અવાજ
દેખાઇ આવે એવી વિભિન્નતા માટે રેકૉર્ડ કરવામાં
આવે છે અને હસ્તાક્ષરનુ પૃથક્કરણ. જ્યાં જ્યાં
એ જાય છે કે પલાંઠી વાળીને બેસે છે ત્યાં ત્યાં
એ લોકો એને નખશિખ ઘેરી વળે છે ટોળું થઈને
એ દેખ્યો દેખાતો નથી. યાવદ્‌ચંદ્ર દિવાકરૌ – માઓ
ત્સે-તુંગ તમે જીવ્યો કરો.

□ મેલેની સિલગાર્ડો □ સુ. દ.

(ભારતીય)

હાડકાંની રાખથી હવ સુધી
મરેલા માણસોને ચાહવા
એ મુશ્કેલ છે.
જિજીવિષાનાં વલખાં
પ્રેમ, પુસ્તકો, વૃક્ષો
કે છેલ્લી નજરને જોવા
કે ચોરવા માટે
ત્યાં કદીયે પહોંચવું જ નહીં
અંતિમ વિચારો ગૂંચવાયેલા અને સ્પષ્ટ
હૃદય અને મરણશીલ
પૂરતી તાકાત છે અં
હાથની લંબાઈ એ ઈ

# કુહાડીના આંસુ

□ અબ્દુલ ગફાર કાઝી

વૃક્ષનું સ્મિત
લૂંટી લીધું છે.
કઠિયારાએ
ને..
હવે, હળવેકથી
લૂછે છે,
કુહાડી આંસુ...

## અરીસો ◻ હિતેશ દેવલુક

બાપ રે બાપ
કેટલી ભયંકર ચીજ છે આ અરીસો !
અરીસો હોય છે બોલકો.
એક માણસને એવી ટેવ કે વારંવાર અરીસામાં જોયા કરે.
કેવું દુસાહસ !
મારું ચાલે તો જગતના બધા જ અરીસાઓ ફોડી નાખું.
નખ્ખોદ જજો આ અરીસાનું.
ઘણી વખત આપણે અરીસામાં જોવા જઈએ આપણું બિમ્બ
ને દેખાય કાંઇક જુદું જ.
કેવું વિચિત્ર !
એક વાર એક હસમુખો માણસ અરીસા પાસે ગયો
ને અરીસામાં દેખાયું
દોરડે લટકતું મડદું
એક વાર એક રૂપાળી બાઇ અરીસા પાસે ગઇ
ને અરીસામાં દેખાઇ
બિહામણી ચૂડેલ.
એક વાર મારો મિત્ર અરીસા પાસે ગયો.
ને અરીસામાં દેખાયું.
તેણે હાથમાં છુપાવેલું ખંજર.
એક વાર એક પ્રતિષ્ઠિત સદ્‌ગૃહસ્થ અરીસા પાસે ગયા.
ને અરીસામાં દેખાયું.
ભૂખ્યું ડાંસ વરુ.
તમે ક્યારેય, મધરાતે, નાઇટ લૅમ્પના આછા અજવાળામાં
ઊભા છો ફુલ સાઇઝના અરીસા પાસે
ઓહ ! કેટલું ભયાવહ !
જવા દો એ વાત
અરીસાઓની તો વાત જ નિરાળી હોય છે.
ઘણી વખત ઉનાળાની સૂની બપોરે લાગે
કે હમણાં કોઇ આવશે - મને મળવા - અરીસામાંથી - અરીસો તોડીને.

મેં તો આવેશમાં આવીને ફોડ્યો છે અરીસો
મુક્કો મારીને.
ને અડધો ઘવાયેલો હાથ ગયો છે
અરીસાની અંદર.
હવે હું આખો અંદર જઇ શકતો નથી
કે અરીસામાંથી પાછો બહાર કાઢી શકતો નથી
આ લોહીલુહાણ હાથ.
જવા દો યાર,
આ બોલકા, વિચિત્ર અરીસાઓની તો વાત જ નિરાળી હોય છે.

☐ કિશોર શાહ

દરિયાનાં મોજાંની દીવાલ પર
ખીલો ખોડીને
હું લટકાવું છું
અસ્ત થતા સૂર્યના ચિત્રને.

**ધન્ય ધન્ય** ☐ ડેવિડ ઈગ્નાતોવ ☐ સુરેશ દલાલ

(અમેરિકન)

મેં મરણને અનેક વાર ઝંખ્યું છે
પણ આજે જ્યારે હું એને બારણે ઊભો છું
ત્યારે દુનિયા વિશેનું મારું મન બદલાઈ ગયું છે.
દુનિયા વ્હેતી રહેવી જોઈએ, એ ખૂબ સુંદર છે
સપનાં તરીકે પણ, જળ અને બીજ,
છોડ અને પ્રાણીઓ, મારા જેવાં બીજાં,
જહાજો અને મકાનો અને હવાને સભર કરતા
સંદેશાઓ - નર્યું સૌન્દર્ય
આવું કશું બીજું જોયું નથી, – અનન્ય.
હવે પછીની દુનિયામાં આ એક જ.
યાદ રહેશે, બીજાં બધાંને બાજુએ મૂકીને
હું એક આની જ પ્રશંસા કરીશ : ધન્ય ધન્ય !

## ગીત □ કિશોરસિંહ સોલંકી

તમે મળ્યાં આ મનસાના મેળે કે વિજોગણ વેદના રે
અમે ઊભા આ આંસુના ખોળે કે વિજોગણ વેદના રે
તમે વહેર્યા આ શ્વાસોના પહાડ કે વિજોગણ વેદના રે
અમે રોપશાં મોગરાનાં ઝાડ કે વિજોગણ વેદના રે
તમે ઉગાડી આયખાને ડાળ કે વિજોગણ વેદના રે
અમે બંધાયા વાયરાની પાળ કે વિજોગણ વેદના રે
તમે ભર્યાં વાદળ જેવાં કોપ્યાં કે વિજોગણ વેદના રે
અમે દુકાળો લોહીમાં રોપ્યા કે વિજોગણ વેદના રે
તમે આંખોમાં છલકાવ્યા દરિયા કે વિજોગણ વેદના રે
અમે હલેસાં મારતાં તરિયા કે વિજોગણ વેદના રે
તમે ઝરણાંને હૈયે સમાયાં કે વિજોગણ વેદના રે
અમે દાવાનલ જેવા ઓલાયા કે વિજોગણ વેદના રે
તમે ઊડતાં પંખીઓનું આકાશ કે વિજોગણ વેદના રે
અમે કાપેલી પાંખોની આશ કે વિજોગણ વેદના રે
તમે જાઓ છો સમંદર પાર કે વિજોગણ વેદના રે
અમે સુકાતા સરોવરનો ભાર કે વિજોગણ વેદના રે

## નિર્ભ્રાન્તિ □ એડિથ સોડરગ્રાન □ સુરેશ દલાલ

તારો પ્રેમ મારા સિતારાને કાળો મસ કરી મૂકે છે –
મારા જીવનમાં ચંદ્ર ઊગ્યો છે.
મારા હાથને તારા હાથમાં આસાયેશ નથી મળતી.
તારો હાથ વાસના –
ગ્રો હાથ ઝુરાપો.

# સ્વાતંત્ર્યોત્તર મરાઠી કવિતા (૧૯૬૧ - ૮૦)

સ્વતંત્રતા મળ્યા પછી જુદાં જુદાં કારણોસર ભારતીય ભાષાઓમાં સાહિત્યક્ષેત્રે નવા વળાંકો ને નવા પ્રવાહો ઉદ્‌ભવ્યા. એ લક્ષમાં રાખીને દિલ્હી સાહિત્ય અકાદમીએ તે તે ભાષાની કવિતાનાં સંપાદનો પ્રગટ કરવાનો ઉપક્રમ રાખ્યો છે, તેમાંનું આ એક પુસ્તક, એનું સંપાદન લબ્ધપ્રતિષ્ઠ મરાઠી સાહિત્યકાર (કવિ, વાર્તાકાર, વિવેચક, સાહિત્યના અભ્યાસી અને 'પ્રતિષ્ઠાન' જેવા ઉચ્ચ કોટિના સાહિત્યિક સામયિકના સંપાદક) તુ. શં. કુળકર્ણીએ કર્યું છે.

પ્રસ્તુત સંપાદનમાં નારાયણ સુર્વે, આરતી પ્રભુ, ગ્રેસ, દિલીપ ચિત્રે ઇત્યાદિથી માંડીને નામદેવ ઢસાળ, મલિકા અમરશેખ, ભુજંગ મેશ્રામ ઇત્યાદિ જૂની નવી પેઢીઓના આડત્રીસ કવિઓની, દરેકની પાંચ પાંચ કૃતિઓનો સમાવેશ કર્યો છે.

આધુનિક મરાઠી કવિતાના પ્રણેતા કવિ મર્ઢેકરની કવિતા પર સંતકાવ્યની શૈલી ને ચિંતનનો ઊંડો પ્રભાવ હતો, ને તેમણે સ્વાનુભવની અભિવ્યક્તિ પર સવિશેષ ભાર મૂક્યો હતો. વાસ્તવવાદી મર્ઢેકર પછી પણ મરાઠી કવિતાક્ષેત્રે વિંદા કરંદીકર, વસંત બાપટ, મંગેશ પાડગાવકર, ઇન્દિરા સંત વગેરે કવિઓએ નિજી પ્રતિભાથી કાવ્યલેખન કર્યું - કરે છે; આ પછી એટલે કે ૧૯૬૦-૮૦ના બે દાયકામાં બે નવા કવિતા પ્રવાહ નિર્માણ થયા. તેમાંનો એક, દેશીયતાનો આગ્રહ રાખનારા દિલીપ ચિત્રે, ભાલચંદ્ર નેમાડે વગેરેએ આપણી પરંપરાને મહત્ત્વ આપ્યું અને સંતોની કવિતા તથા લોકગીતોની લયબદ્ધતા લક્ષમાં લઇ, મરાઠી કવિતાનો પ્રવાહ એ તરફ વાળવાનો પ્રયત્ન કર્યો. આ જ સમય દરમિયાન આંબેડકરવાદી દલિત - વિદ્રોહી કવિતાનો બીજો નવો પ્રવાહ નિર્માણ થયો. આ બંને નવા પ્રવાહોનાં, તેમ જ આવા કોઇ પ્રવાહ સાથે સંકલિત નહીં પણ નિજી શૈલીએ લખતા કવિઓનાં કાવ્યો સંપાદકે અહીં પ્રસ્તુત કર્યાં છે; તેમાં બધા કવિઓની અતિપ્રસિદ્ધ કૃતિઓ ખાસ લીધી છે એવું નથી, તેમ જ આ પ્રકારનાં બીજાં સંપાદનોમાં પ્રસિદ્ધ થયેલી કૃતિઓને બદલે બીજી કૃતિઓની પસંદગી કરવાનું રાખ્યું છે.

અહીં ગુજરાતી વાચકો જેમની કવિતાથી બહુ પરિચિત નથી એવા કવિઓની કૃતિઓમાંથી થોડા થોડા અંશ નમૂના-દાખલ મૂકું છું :

કયાં અટવાયો ચપળ વિચાર
પોતાનામાંથી જ સૌ હદપાર

- કૃ. મું. શિંદે

□

અમે સ્ટેજ પર ગયાં જ નહીં
અને અમને બોલાવ્યાં પણ નહીં.
આંગળીને ઇશારે

કવિતા – ઘટના વિહોણી ઘટના
તંત્રી : સુરેશ દલાલ
સળંગ અંક : ૧૬૧
વર્ષ : ૨૭, અંક : ૫, જૂન ૧૯૯૪,
મુખપૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ



કવિતા



નોંધ: કવિએ કાવ્યો સાથે પોતાનું નામ ન મૂકવાથી થયેલી સરતચૂકથી એપ્રિલ, ૧૯૯૪ના અંકમાં જે નિનાદ અધ્યારુનાં બે મુક્તકો સુ.દ.ના નામે છપાયાં હતાં તે આ અંકમાં નિનાદ અધ્યારુનાં નામે ફરીથી પ્રગટ કરીએ છીએ.

**ખાસ સૂચના:** કોઈ પણ કાવ્ય એક વખત બીજે ક્યાંય છપાયેલું હોય તે ફરીથી મોકલવું નહીં.
**અપ્રગટ કાવ્ય જ મોકલવું. પ્રસિદ્ધ થતા લેખોના અભિપ્રાયની જવાબદારી લેખકની છે**

**સૂચના:** વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે કેટલી નાની હોય તોપણ પોસ્ટકાર્ડ, ઇનલૅન્ડ લેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફૂલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃત પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. લવાજમ ન મળ્યા અંગેનો પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિ-વિવેચક મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થવા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટ્સ વિભાગ સાથે કરવો.

**લવાજમ: દેશમાં ૬૦ રૂપિયા, પરદેશમાં સીમેલ રૂ. ૧૫૦/-, ઍરમેલ રૂ. ૬૫૦/-. આ અંકના ૧૨ રૂપિયા**

લવાજમનું લવાજમ "SAURASHTRA TRUST" ના નામથી મનીઑર્ડર/ડ્રાફ્ટ મોકલવા વિનંતી
**પત્રવ્યવહારનું સરનામું:** જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, ફોર્ટ, પોસ્ટ બૉક્સ નં. ૬૨, મુંબઈ-૧.
સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક પીરુભાઈ દેસાઈ, જન્મભૂમિ મુદ્રણાલય, મુંબઈ-૧.



KAVITA Regd No R N 16800/67



*Our Love –*
*a deserted pub*
*where glasses*
*are empty*

*and*
*eyes are thirsty*

# ઊભા છીએ □ ઇન્દુ પુવાર

આંખોમાં એક વૃક્ષ ઊગ્યું ફાલ્યું ફૂલ્યું
પવને એની ડાળીઓને હલનચલન બક્ષ્યું
ગમ્યું ગમ્યું એવું ગમ્યું કે આકાશ આખું
ભૂરું ભૂરું ભૂરી ઊંઘમાં ઊંઘી ગયું.
ને નહીં માનો ભાવકશ્રેષ્ઠ,
અમને એમ જ જળની યાદ આવી ગઈ.
કાચીંડાની કુંવારી છાયાની જેમ જળની યાદ આવવી
એટલે રણની તાજી આવૃત્તિની સાથે આંખો મેળવવી.
આપણે ભોગળો ક્યાં ભીડી દીધી છે ?
ગુમરાહ છે કાગડાનું માથું
લીલીછમ વેલને પડી ગયું છે ચાઠું
અહીં રાજમહેલના ઠઠારા તો એના એ છે
રાગ દરબારોમાં ઘેનાઈને બેઠા છીએ
ધોધમાર વરસાદમાં વર્ષા વર્ષા થઈ ગયા છીએ
વાતાવરણ ગહેંક ગહેંક છે આખું
તેથી કહીએ છીએ કે અમને આંખો મળી છે
આંખોને વૃક્ષ મળ્યું છે
વૃક્ષને મળ્યું છે ભૂરી ઊંઘમાં ઊંઘતું આકાશ
ભાવકશ્રેષ્ઠ !
જળની ઊંચાઈ, આકાશનું ઊંડાણ અથવા
વૃક્ષની પહોળાશ માપવાનો આશય અમારો નથી
અમે તો અનુભૂતિનાં મૂળિયાંમાં
માટીના કણો ક્યાંક ક્યાંક સપડાઈ ગયા છે
એ શોધી શોધી ઓગાળવામાં મશગૂલ છીએ
કેમકે
અમારી ક્ષણોને
પ્રક્રિયાની પીઠીમાં રસ પડયો છે
એટલે નત મસ્તકે ઊભા છીએ
આંખમાં ઊભેલા વૃક્ષનું અભિવાદન કરતા...

## નખ અણિયાળા વધે.... □ ભાનુપ્રસાદ પંડ્યા

પ્રભુદ્વારે જઇ
બે હાથ જોડી ઊભો રહું;
એવામાં ક્યાંકથી સૂણું સ્વર મૃદુ :
ભાઇ, જાળવજે, તારા વધી રહ્યા નખ બહુ !
જોડેલા હાથ તરત જ
પાછા ખેંચી લઉં !

ઘરના ફળિયામાં
ગાયના વાછરડાની પીઠ પર
હાથ ફેરવતો એને પંપાળું
ત્યાં ગમાણમાંથી કોણ બોલે મરમાળું ? -
સાચવજે, વધ્યે જાય નખ...
એના પર રાખ નજર !

છબિવાળાની દુકાને જાઉં
બુદ્ધ, ઈસુ અને પયગંબરોની
તસવીરો કઢાવું ?
છબિવાળાને પૈસા આપવા
હાથ લંબાવું... પેલો મોટે સાદે રહે ઉચ્ચારી :
'અરે ભાઇ, તમારા નખ તો જુઓ જરી !
સાચવજો છબિઓને - ભારે કરી !'

ઘેર જઇ વિમાસણમાં સરું
એક વેળા ગુફાવાસી હતો, એ ખરું,
પણ આજે કાચઘરમાં વસું...
વાતો વિશ્વમૈત્રીની કરું...
ને તોય નખ અણિયાળા વધે...
સૌની આંખે ચઢતા રહે બધે !

## પ્રતિબિંબ □ રમેશ પટેલ

બિંબની
ઝૅરોક્ષ કાઢી આપે છે
અરીસો.

## ઊભા છીએ □ ઇન્દુ પુવાર

આંખોમાં એક વૃક્ષ ઊગ્યું ફાલ્યું ફૂલ્યું
પવને એની ડાળીઓને હલનચલન બક્ષ્યું
ગમ્યું ગમ્યું એવું ગમ્યું કે આકાશ આખું
ભૂરું ભૂરું ભૂરી ઊંઘમાં ઊંઘી ગયું.
ને નહીં માનો ભાવકશ્રેષ્ઠ,
અમને એમ જ જળની યાદ આવી ગઈ.
કાચીંડાની કુંવારી છાયાની જેમ જળની યાદ આવવી
એટલે રણની તાજી આવૃત્તિની સાથે આંખો મેળવવી.
આપણે ભોગળો ક્યાં ભીડી દીધી છે?
ગુમરાહ છે કાગડાનું માથું
લીલીછમ વેલને પડી ગયું છે ચાંઠું
અહીં રાજમહેલના ઠઠારા તો એના એ છે
રાગ દરબારોમાં ઘેનાઈને બેઠા છીએ
ધોધમાર વરસાદમાં વર્ષા વર્ષા થઇ ગયા છીએ
વાતાવરણ ગહેંક ગહેંક છે આખું
તેથી કહીએ છીએ કે અમને આંખો મળી છે
આંખોને વૃક્ષ મળ્યું છે
વૃક્ષને મળ્યું છે ભૂરી ઊંઘમાં ઊંઘતું આકાશ
ભાવકશ્રેષ્ઠ!
જળની ઊંચાઇ, આકાશનું ઊંડાણ અથવા
વૃક્ષની પહોળાશ માપવાનો આશય અમારો નથી
અમે તો અનુભૂતિનાં મૂળિયાંમાં
માટીના કણો ક્યાંક ક્યાંક સપડાઇ ગયા છે
એ શોધી શોધી ઓગાળવામાં મશગૂલ છીએ
કેમકે
અમારી ક્ષણોને
પ્રક્રિયાની પીઠીમાં રસ પડયો છે
એટલે નત મસ્તકે ઊભા છીએ
આંખમાં ઊભેલા વૃક્ષનું અભિવાદન કરતા...

## ફૂલનું આહ્‌વાન ▫ ભાનુપ્રસાદ પંડ્યા

મારી સમીપ ફેંકી મઘમઘતાં વેણ
        મને ફૂલ કહે : તારી કર વાત!
રંગોની ઝિલમિલમાં ઝળહળતાં હાસ
        એને રોમરોમ રેલ્યું પ્રભાત!
આખીયે રાત એનો બેહદ અંકાશ હેઠ
        ખુલ્લી ધરતીમાં ઉછેર,
અકળાતા શ્વાસ એવા ઓરડાની ભીંતોમાં
        ધરબાયો હું તો ચોમેર.
એનો અસીમ જોઉં ઊભર્યો હુલાસ
        નહીં માંડુ શેં મારી પંચાત ?!
સોડમાં ઊડે રે એની ફોરાં પતંગિયાં
        ને મારી કને સ્મરણોનો ભાર!
એક એક લ્હેરખીમાં ફેલાતું જાય એ તો
        લટક્યો હું તૃષ્ણાને તાર.
ખૂલી ના વાણી-એક ફૂલની સમીપ ચૂપ
        ઓશિયાળો ઊભો થૈ મ્હાત!

▫ સૌરભ દેસાઇ

પ્રેમને હોય નહીં અભિમાન
પ્રેમનું હોય નહીં અભિમાન

રમ્ય, ભવ્ય કે દિવ્ય એવા વિશેષણથી પર
પ્રેમ તો માત્ર અઢી અક્ષર.
પ્રેમ તો કેવળ કીર્તન, ગાન.
પ્રેમનું હોય નહીં અભિમાન.

પ્રેમને નહીં બટકતાં વાર
લાગણી શબ્દોમાં લાચાર!
પ્રેમ તો મંદિર ને ભગવાન.
પ્રેમને હોય નહીં અભિમાન!

## □ અનિલા જોશી

આંસુઓને જ્યારે
લૂછી શકાય છે
ત્યારે શા માટે બાળવાં
અગ્નિથી ?

□

ઝાંખાં થઇ ગયેલાં પર્ણો
કાયમ નિસ્તેજ નથી હોતાં;
પવનના એક સૂસવાટે
એની સઘળી રજ ખરી પણ શકે છે !

□

પડી ગયેલી ગાંઠમાં
હર હંમેશ રહસ્યો નથી હોતાં;
ક્યારેક શિશુના પગમાં
અટવાઇ ગયેલા
ધાગાની ગૂંચ હોઇ શકે !

□

વાદળ જ્યારે વરસે છે
ત્યારે હરહંમેશ
કારણો નથી હોતાં;
ક્યારેક તેનું વરસવું જ પૂરતું હોય છે !

## □ ત્રિલોચન જેસલપરા

ઠીક છે, જવું હોય તો જાઓ
પણ તમને નહીં જવા હું દઉં.
ફરીફરીને, રહીરહીને એક વાત હું કહું :
– કે તમને નહીં જવા હું દઉં.

મારો વિરાટ લોભ –
એને કોઇ કશો નહીં થોભ
અમને ક્યાં છે કોઇ સંકોચ ?
અમને નથી કશો કોઇ છોછ.
વેલ વૃક્ષને વળગે એમ જ તમને વળગી રહું
– કે તમને નહીં જવા હું દઉં.

આવ્યા છો તો રહેવાનું છે
મારે કંઇ કેટલું કહેવાનું છે
ગીત તારું સાંભળવાનું છે
હું તો તારા પૂરમાં જોને પાગલ થઇને વહું
– કે તમને નહીં જવા હું દઉં.

## ગીત □ કિશોરસિંહ સોલંકી

વ્હાલા રાયજી રે
દિલડાં દુભાણાં
મારાં ફૂલડાં વીંધાણાં રે
આંખોમાં ઓરતા ઓળાય....

વ્હાલા રાયજી રે
મારગ સીધાયા
મારા અંતર કોરાયા રે
પાંપણમાં પગલાં રોળાય...

વ્હાલા રાયજી રે
પાણીડાં સીંચાણાં
મારાં બેડલાં નંદાણાં રે
કમખાના મોરલા કૉળાય....

વ્હાલા રાયજી રે
મેંદીલો રંગ
મારો રંગાયો સંગ રે
હાથોમાં સગાયું ઢોળાય...

વ્હાલા રાયજી રે
સરોવર છલકાયાં
મારાં જીવતર મલકાયાં રે
શ્વાસોમાં સુવાસ ઘોળાય....

## અપેક્ષા
□ અબ્દુલ ગફાર કાઝી

સ્મિતના પુલ નીચેથી
વહે છે,
આંસુની નદી.
ને હું,
જિન્દગીના બેઉ કાંઠે ઊભો છું.
ટુકડો અપેક્ષા લઈને...

□ જયા મહેતા

કુરુક્ષેત્રમાં
આ કોનો પડયો છે
હાથ કપાયેલો

એકલો

અચેતન અરમાનો
હથેળીની રેખાઓ

સપનાં અધૂરાંમધુરાં

કોનો પડયો છે
હાથ કપાયેલો

એકલો

અતીતથી તૂટેલો
દેહથી છૂટેલો
દેહનો અંશ આ
તરફડતો નથી કેમ
ફરી દેહને પામવા
નિજ પરમમાં ભળી જવા

રઝળતો
મૂકી ગયું છે કોણ
આ પોતાના હાથને કપાયેલો

અટુલો

આમ નિર્મમ નિર્દય થઇ
નિશ્ચેતન
જડવત્
કુરુક્ષેત્રમાં.

## થીજેલો હતો ☐ ભગવતીકુમાર શર્મા

ગઝલ

એ કોઈ માણસ નહીં, આકાર થીજેલો હતો,
મેં અડાડયો હાથ તો અંગાર થીજેલો હતો.
એણે આપ્યો, મેં પ્રમાણ્યો, પણ કશું પ્રગટયું નહીં;
એ હતો ભીનો છતાં અણસાર થીજેલો હતો.
ઘંટડી, પગરવ, કોઈનો સાવ મંજુલ- શી ખબર ?
કાન પર અથડાયો, પણ ભણકાર થીજેલો હતો.
વાદળોનું આવરણ વીંધી શકાયું હોત, પણ
આ ગગનમાં વીજનો ચમકાર થીજેલો હતો.
બોલી ઊઠી હોત આ મૂર્તિ કોઈ માણસની જેમ,
શિલ્પ સાથે શિલ્પનો ધબકાર થીજેલો હતો.
'હા' અને 'ના'ના બધા અર્થો પછી પીગળી ગયા,
સ્વીકૃતિ મોંઘમ હતી, ઇનકાર થીજેલો હતો.
કંઈ સદીનો કાફલો આવ્યો અને ચાલ્યો ગયો;
ક્ષણનો પરપોટો અહીં પળવાર થીજેલો હતો.

## વધેરી દો ! ☐ ભગવતીકુમાર શર્મા

ગઝલ

મને તમારી હયાતી વડે જ ઘેરી દો !
નહીં તો ફૂલની માળાની જેમ પ્હેરી દો !
સમુદ્ર શૂન્યનો ગર્જે ને ઘૂઘવે ચોગમ,
છતાં ય શૂન્ય વિશે શૂન્યને ઉમેરી દો !
ઘણીય પૂજા કરી તો હવે કમળપૂજા;
તમારે ઉમ્બરે આ લાગણી વધેરી દો !
એ ફૂલ હોય કે ચન્દનનું કાષ્ઠ, સરખું છે;
લીધી છે હાથમાં કરવત તો કંઈક વ્હેરી દો !
સૂકી છે ભોંય ને વૈરી થયાં છે ચોમાસાં;
બચ્યાં છે આંસુઓ થોડાં તો એ ય વેરી દો !

## ગીત □ કિશોરસિંહ સોલંકી

વ્હાલા રાયજી રે
 દિલડાં દુભાણાં
 મારાં ફૂલડાં વીંધાણાં રે
આંખોમાં ઓરતા ઓળાય....

વ્હાલા રાયજી રે
 મારગ સીધાયા
 મારા અંતર કોરાયા રે
પાંપણમાં પગલાં રેળાય...

વ્હાલા રાયજી રે
 પાણીડાં સીંચાણાં
 મારાં બેડલાં નંદાણાં રે
કમખાના મોરલા કોળાય....

વ્હાલા રાયજી રે
 મેંદીલો રંગ
 મારો રંગાયો સંગ રે
હાથોમાં સગાયું ઢોળાય...

વ્હાલા રાયજી રે
 સરોવર છલકાયાં
 મારાં જીવતર મલકાયાં રે
શ્વાસોમાં સુવાસ ઘોળાય....

## અપેક્ષા
□ અબ્દુલ ગફાર કાઝી

સ્મિતના પુલ નીચેથી
વહે છે,
આંસુની નદી.
ને હું,
જિન્દગીના બેઉ કાંઠે ઊભો છું.
સેંકડો અપેક્ષા લઈને...

□ જયા મહેતા

કુરુક્ષેત્રમાં
આ કોનો પડ્યો છે
હાથ કપાયેલો

એકલો

અચેતન અરમાનો
હથેળીની રેખાઓ

સપનાં અધૂરાંમધુરાં

કોનો પડ્યો છે
હાથ કપાયેલો

એકલો

અતીતથી તૂટેલો
દેહથી છૂટેલો
દેહનો અંશ આ
તરફડતો નથી કેમ
ફરી દેહને પામવા
નિજ પરમમાં ભળી જવા

રઝળતો
મૂકી ગયું છે કોણ
આ પોતાના હાથને કપાયેલો

અટૂલો

આમ નિર્મમ નિર્દય થઈ
નિશ્ચેતન
જડવત્
કુરુક્ષેત્રમાં.

## થીજેલો હતો □ ભગવતીકુમાર શર્મા

ગઝલ

એ કોઈ માણસ નહીં, આકાર થીજેલો હતો,
મેં અડાડયો હાથ તો અંગાર થીજેલો હતો.

એણે આપ્યો, મેં પ્રમાણ્યો, પણ કશું પ્રગટયું નહીં;
એ હતો ભીનો છતાં અણસાર થીજેલો હતો.

ઘંટડી, પગરવ, કોઈનો સાવ મંજુલ- શી ખબર ?
કાન પર અથડામ્યો, પણ ભણકાર થીજેલો હતો.

વાદળોનું આવરણ વીંધી શકાયું હોત, પણ
આ ગગનમાં વીજનો ચમકાર થીજેલો હતો.

બોલી ઊઠી હોત આ મૂર્તિ કોઈ માણસની જેમ,
શિલ્પ સાથે શિલ્પનો ધબકાર થીજેલો હતો.

'હા' અને 'ના'ના બધા અર્થો પછી પીગળી ગયા,
સ્વીકૃતિ મોંઘમ હતી, ઇનકાર થીજેલો હતો.

કંઈ સદીનો કાફલો આવ્યો અને ચાલ્યો ગયો;
ક્ષણનો પરપોટો અહીં પળવાર થીજેલો હતો.

## વધેરી દો ! □ ભગવતીકુમાર શર્મા

ગઝલ

મને તમારી હયાતી વડે જ ઘેરી દો !
નહીં તો ફૂલની માળાની જેમ પ્હેરી દો !

સમુદ્ર શૂન્યનો ગર્જે ને ધૂઘવે ચોગમ,
છતાં ય શૂન્ય વિશે શૂન્યને ઉમેરી દો !

ઘણીય પૂજા કરી તો હવે કમળપૂજા;
તમારે ઉમ્બરે આ લાગણી વધેરી દો !

એ ફૂલ હોય કે ચન્દનનું કાષ્ઠ, સરખું છે;
લીધી છે હાથમાં કરવત તો કંઈક વ્હેરી દો !

સૂકી છે ભોંય ને વૈરી થયાં છે ચોમાસાં;
બચ્યાં છે આંસુઓ થોડાં તો એ ય વેરી દો !

## એક વધુ વર્ષાકાવ્ય □ ઉદયન ઠક્કર

એ કહે : વરસાદમાપક યંત્રને વાંચી જુઓ
હું કહું : નળિયાં, પ્રથમ નળિયાંને તો પૂછી જુઓ
મેહુલાને માટી સાથે મીઠી રકઝકનો રિવાજ
'ના'થી નીકળી નીકનહેરો, 'હા'થી હરિયાળી, જુઓ
પુસ્તકો પંપાળતાં બેઠા છો શું વરસાદમાં ?
ફરફરો, ફાટી જુઓ, ફફડી જુઓ, ખૂલી જુઓ
આંખને રેઢી લગીરે મૂકવા જેવી નથી
આ ભીના વાતાવરણમાં થઈ જશે ભીની, જુઓ
ગોંદરે ન્હાવા જવાનો એક પીરિયડ રાખજો
ધૂળી નિશાળોમાં વિદ્યા કેટલી મેલી, જુઓ !
ચાલશે, દુનિયા ફરી બારેક મહિના ચાલશે
લાલ માટી, ધાન પીળું, કૂંપળો લીલી જુઓ
તારસપ્તક- મંદ્ર- મધ્યમ એ બધાંમાં શી મજા ?
રંગ- સપ્તકમાં મિયાં મલ્હાર બહેલાવી જુઓ
ચકલીઓ પણ બુલબુલો જેવું ગજું કાઢી ગઈ
મેંય પેલી પક્ષકન્યાને ખણી ચૂંટી, જુઓ
પાટિયે વાળી પલાંઠી, ઊધઈકોર્યાં પુસ્તકે
વાલ્મીકિ માફક પવનમાં જાતને વાંચી, જુઓ
આપ શું ગોત્યા કરો છો ? પાનું મૃત્યુનોંધનું ?
હોડી કાગળની સરકતી સેર પર ચાલી, જુઓ

## સ્મિત ને આંસુ
□ અબ્દુલ ગફાર કાઝી

શ્યામની વાંસળીના-
મધુર સુરમાં.
આ તરફ છે, રાધાનું સ્મિત.
ને
પેલી તરફ છે મીરાંનાં આંસુ

## બે ગીત: કીડી કાગડો □ ભગીરથ બ્રહ્મભટ્ટ

કાગડાએ ગુંજામાં સપનાં સેવ્યાં અને ચપટીમાં ચણાવ્યાં સુખ
ભજે રામ રામ કાગડાનું મુખ
કાગડાએ વાણીથી વ્હોર્યો છે LOVE
અને કીકીથી વેતરાવ્યો વટ્ટ
ચકરાવે ચકરાવે શ્વાસોની ડમરીમાં
ઝુલાવે વેરાની પટ્ટ !
પારધીની જેમ એનાં તાકયાં નિશાન કોઇ ઉજાડે મૂળિયાં અચૂક
ભજે રામ રામ કાગડાનું મુખ
કાગડાએ હળવેથી મંતર માર્યા
અને વરસાવ્યો કોરો વરસાદ
ભીંજાયું લોક બધું કાગડો ભયું
પછી સોહાવે એંઠો ઉન્માદ !
વાયુની જેમ બધે કાગપણાં વ્હેંચવા ઘરતી પણ એવી ઉત્સુક !
ભજે રામ રામ કાગડાનું મુખ

(૨)

પવન પ્રકાશ બધું અંધારે સેળભેળ? કીડીએ નાખેલી
આંખ પર કીડીએ પાટા બાંધ્યા અને કાનોનાં ભીડયાં
કીડી સરવર ખોદતી મળિયાં ભમ્મર કૂપ !
અચરજ જળ કંઇ ચાખીને થાતી [illegible]પ !!
આંબાની ડાળ પર શૂળ [illegible] ! [illegible] કયાં
પવન પ્રકાશ બધું અંધા[illegible]ળ? [illegible]ના
કીડી ભી[illegible] ઘળે
લીલી વેટ[illegible] આ
ભીંતોના રસ્તામાં ભીંત[illegible] ઈ
પવન પ્રકાશ બધું [illegible]

## એક વધુ વર્ષાકાવ્ય □ ઉદયન ઠક્કર

એ કહે : વરસાદમાપક યંત્રને વાંચી જુઓ
હું કહું : નળિયાં, પ્રથમ નળિયાંને તો પૂછી જુઓ
મેહુલાને માટી સાથે મીઠી રકઝકનો રિવાજ
'ના'થી નીકળી નીકનહેરો, 'હા'થી હરિયાળી, જુઓ
પુસ્તકો પંપાળતાં બેઠા છો શું વરસાદમાં ?
ફરફરો, ફાટી જુઓ, ફફડી જુઓ, ખૂલી જુઓ
આંખને રેઢી લગીરે મૂકવા જેવી નથી
આ ભીના વાતાવરણમાં થઈ જશે ભીની, જુઓ
ગોંદરે ન્હાવા જવાનો એક પીરિયડ રાખજો
ધૂળી નિશાળોમાં વિદ્યા કેટલી મેલી, જુઓ !
ચાલશે, દુનિયા ફરી બારેક મહિના ચાલશે
લાલ માટી, ધાન પીળું, કૂંપળો લીલી જુઓ
તારસપ્તક- મંદ્ર- મધ્યમ એ બધાંમાં શી મજા ?
રંગ- સપ્તકમાં મિયાં મલ્હાર બહેલાવી જુઓ
ચકલીઓ પણ બુલબુલો જેવું ગજું કાઢી ગઈ
મેંય પેલી યક્ષકન્યાને ખણી ચૂંટી, જુઓ
પાટિયે વાળી પલાંઠી, ઊધઈકોર્યાં પુસ્તકે
વાલ્મીકિ માફક પવનમાં જાતને વાંચી, જુઓ
આપ શું ગોત્યા કરો છો ? પાનું મૃત્યુનોંધનું ?
હોડી કાગળની સરકતી સેર પર ચાલી, જુઓ

## સ્મિત ને આંસુ
□ અબ્દુલ ગફાર કાઝી

શ્યામની વાંસળીના-
મધુર સુરમાં.
આ તરફ છે, રાધાનું સ્મિત.
ને
પેલી તરફ છે મીરાંનાં આંસુ.

# બે ગીત : કીડી કાગડો □ ભગીરથ બ્રહ્મભટ્ટ

કાગડાએ ગુંજામાં સપનાં સેવ્યાં અને ચપટીમાં ચણાવ્યાં સુખ
ભજે રામ રામ કાગડાનું મુખ
કાગડાએ વાણીથી વ્હોર્યો છે LOVE
અને કીકીથી વેતરાવ્યો વટ્ટ
ચકરાવે ચકરાવે શ્વાસોની ડમરીમાં
ઝુલાવે વેરાની પટ્ટ !
પારધીની જેમ એનાં તાકયાં નિશાન કોઇ ઉજાડે મૂળિયાં અચૂક
ભજે રામ રામ કાગડાનું મુખ
કાગડાએ હળવેથી મંતર માર્યા
અને વરસાવ્યો કોરો વરસાદ
ભીંજાયું લોક બધું કાગડો ભયું
પછી સોહાવે એંઠો ઉન્માદ !
વાયુની જેમ બધે કાગપણાં વ્હેંચવા ધરતી પણ એવી ઉત્સુક !
ભજે રામ રામ કાગડાનું મુખ

(૨)

પવન પ્રકાશ બધું અંધારે સેળભેળ? કીડીએ નાખેલી ત્રાડ
આંખ પર કીડીએ પાટા બાંધ્યા અને કાનોનાં ભીડયાં કમાડ
કીડી સરવર ખોદતી મળિયાં ભમ્મર કૂપ !
અચરજ જળ કંઇ ચાખીને થાતી કીડી ચૂપ !!
આંબાની ડાળ પર શૂળ જેવું કેટલુંય! ઝાડ પણ કયાં રહ્યું ઝાડ!
પવન પ્રકાશ બધું અંધારે ભેળસેળ? કીડીએ નાખેલી ત્રાડ!
કીડી ભીતર વલવલે સઘળે ફૂટે ભીંત
લીલી વેલ્યું ચણી લીધી આડી મેલી ઈંટ
ભીંતોના રસ્તામાં ભીંતોની ભીડ ભઇ કીડી તો ખાંસે છે માંડ
પવન પ્રકાશ બધું અંધારે સેળભેળ? કીડીએ નાખેલી ત્રાડ

## ગઝલ □ રશીદ મીર

ત્વચાનાં સાતે પડોને એ આભડી ગઇ છે,
નગરની ભીડ હવે રક્તમાં ભળી ગઇ છે.
કૂધો પહાડની ટોચેથી એક પડછાયો,
ને ચીસ ખીણના ધુમ્મસમાં આછરી ગઇ છે.
આ મેલજોલ, આ સંબંધના તાણાવાણા;
કે નખથી વેગળી ક્યારેક આંગળી ગઇ છે.
એ આરપાર મળે છે કશા લિબાસ વિના,
સુવાસ ફૂલની ઝાકળપણું કળી ગઇ છે!
નિગાહ કેટલી ચંચળ હતી, ચકોર હતી:
કશું કહ્યું જ નથી, વાત સાંભળી ગઇ છે.
પલાશવનની અચાનક કાં આજ યાદ આવી?
રહો છો શહેરમાં ને સાંજ પણ ઢળી ગઇ છે!
હું એને ભૂલી ગયો હોઉં 'મીર' એવું નથી,
મળી છે ક્યાં જો દૃષ્ટિ તો ખળભળી ગઇ છે.

## □ મહેશ દવે

આદિમ આ કેવી તાણ કે ઝડપઈ ગયો છું હું
પથ્થરનાં કેવાં વહાણ કે ફસડઈ ગયો છું હું
દીવાનગી આ દિવ્ય કે પગલઈ ગયો છું હું
તવ બાહુમાં સુરમ્ય કે પકડઈ ગયો છું હું
તારા ઉના આ શ્વાસમાં ધરબઈ ગયો છું હું
મદહોશ કોઈ હાશમાં પરખઈ ગયો છું હું
લોકો જુએ તને વચકઈ ગયો છું હું
આ તું જુએ મને ને નજરઈ ગયો છું હું
સંગાથમાં હું તારી હું હું રહ્યો નથી
ને આ વિરહમાં તારા તરડઈ ગયો હું.

## ડૂસકું - આંસુ - ચોમાસું □ લાલજી કાનપરિયા

તું ગયા જનમનું ડૂસકું ને હું આ જનમનું આંસુ
એકબીજાને હળતાંમળતાં થાય હવે ચોમાસું!

પગલે પગલે પંથ નહીં પણ જાગી ઊઠે જંગલ
એક એક ટહુકામાં સંભળાય વાત હવે અમંગલ!

કોણ હાથમાં ધરી ગયું છે અટકળનું પતાસું?
તું ગયા જનમનું ડૂસકું ને હું આ જનમનું આંસુ.

સૂરજ ઊગે ને આથમે એમ વહે છે દિવસો
રાત પડતાં શમણાંનો પણ હવે નથી વસવસો.

લાગણીઓ પણ થૈ બેઠી છે આજકાલ ફરમાસુ!
તું ગયા જનમનું ડૂસકું ને હું આ જનમનું આંસુ.

પવન પજવે ડાળીને તો પાન દિયે જવાબ
ઇચ્છા મુજબ નીંદરમાં પણ આવે છે ક્યાં ખ્વાબ?

છીંક ખાવાનો પ્રયાસ કરતાં ખવાઇ જાય બગાસું!
તું ગયા જનમનું ડૂસકું ને હું આ જનમનું આંસુ.

## શ્યામ જલ

□ હ. ભાયાણી

(પ્રાકૃત કવિતા)

જન્માંતરે પણ ના વિલાયે
પ્રેમ અંતરનો વિરલ
શ્યામથી કાલિંદી વિરહિત
આજ પણ વહે શ્યામ જલ.

## ચકીબાઈનું સ્નાનગીત □ લાલજી કાનપરિયા

ધૂળ ગાળી તળાવ, ચકીબાઈ નાં'વાં બેઠાં
નરસીં મહેતા! રાગ મલારી ગાવ, ચકીબાઈ ના'વાં બેઠાં.

ત્રબકે આછાં નીર, ચકીબાઈ ના'વાં બેઠાં.
ભીંજવીને કાંઈ પીંછાંઓનાં ચીર, ચકીબાઈ ના'વાં બેઠાં.

હાલકડોલક ફળિયું, ચકીબાઈ ના'વાં બેઠાં.
ઝરણું થઈને દદડે ઘરનું નળિયું, ચકીબાઈ ના'વાં બેઠાં.

વિસ્ફોટ થવાની વકી, ચકીબાઈ ના'વાં બેઠાં.
છાંટો થઈને વાદળ ભરતું બકી, ચકીબાઈ ના'વાં બેઠાં.

મૂકીને મરજાદ, ચકીબાઈ ના'વાં બેઠાં.
કોણ સંભાળે આંખ્યુંની ફરિયાદ, ચકીબાઈ ના'વાં બેઠાં.

મનગમતું આ જોણું, ચકીબાઈ ના'વાં બેઠાં.
સૌને સૌનું પીડે મન અકોણું, ચકીબાઈ ના'વાં બેઠાં.

પાંખોની લૈ આડ, ચકીબાઈ ના'વાં બેઠાં.
તરતા મૂકી અફવાઓના પ્હાડ, ચકીબાઈ ના'વાં બેઠાં.

ઘરાર ખુલ્લેઆમ, ચકીબાઈ ના'વાં બેઠાં.
નફ્ફટ થઈને નીરખે આખું ગામ, ચકીબાઈ ના'વાં બેઠાં.

## શાણપણ □ શાન્તા આચાર્ય □ સુ. દ.

(ભારતીય અંગ્રેજી)

વૃક્ષ
ઊભું છે ભરાવદાર
પ્રપિતામહની જેમ

હસતા બુદ્ધ

શીખવે છે જુવાન પાંદડાંને
લ્હેરખીમાં મર્મરિત થવાનું
સૂર્ય સાથે રમવાનું.

## હું અહીંથી જાઉં છું □ સુરેશ દલાલ

હું અહીંથી જાઉં છું
અને જતો નથી.
હું હસતો નથી
અને રડતો નથી.
હું ક્યાંક ખવાઇ ગયો છું.
હું ક્યાંક ખોવાઇ ગયો છું,
હું મને શોધું છું
અને હું જ મને
ક્યાંય જડતો નથી.
હું રસ્તા પર
ઠેસ અને ઠોકર ભલે ખાતો હોઉં,
પણ રસ્તા પર ક્યાંય પડતો નથી,
એ
ઈશ્વરની કૃપા.
માણસની મહેરબાનીથી
મારે ઓશિયાળા નથી બનવું,
પણ ઈશ્વરની મોટામાં મોટી
કૃપા એ કે મને
આ અરણ્ય જેવા જીવનમાં
થોડાક સાચા મિત્રો મળ્યા છે,
જેમણે મારા જંગલના એ ખૂણે
વૃંદાવન વસાવ્યું છે
અને મને
બર્બરતાથી બચાવી લીધો છે.

હું તો મધદરિયે હતો
કિનારો નજરમાં ન આવે
એટલો આઘો ને આઘો હતો.
કોઇ પણ ક્ષણે
ડૂબી જાઉં એવી અવસ્થા
અને જેને ઓશિયાળા થઈને
જીવવું ગમતું ન હોય,
એ માણસને
ઓશિયાળા થઈને
મરવું તો કેમ ગમે ?
મોજાં મને ઊંડે ને ઊંડે
ખેંચતાં હતાં.
હું રણના દરિયામાં
હાથ હલાવતો હતો,
ત્યાં અચાનક
એક હેલિકૉપ્ટર આવ્યું,
એણે મને ઊંચકી લીધો.
મને આકાશ થવામાં રસ છે.
સત્તાના સૂર્ય થઈને
તપવામાં અને કોઈને દઝાડવામાં
રસ નથી.

હું જ્યાં જ્યાં
જે કાંઇ બોલ્યો છું,
ભલે પછી એ
એસ.એન.ડી.ટી.ની દીવાલ હોય,
કે પાટકર, બિરલા કે તેજપાલ હોય,
મને શ્રદ્ધા છે કે મારો શબ્દ
અનારકલીની જેમ ચણાઇ નહીં જાય,
પણ એક દિવસ એવો ઊગશે
કે 'ભીંત ફાડીને પીપળો ઊગે' એમ
મારો શબ્દ ક્યાંક ને ક્યાંક
પ્રગટ થશે

મુંબઈ છોડવું એટલે શું ?
મિત્રોને છોડવા;
કોઈક ઉત્તમ કલાકારની
પીંછીએ દોરેલાં
રાધાકૃષ્ણનાં ચિત્રોને છોડવાં;
કૃષ્ણ - અર્જુન - પાંડવો અને કૌરવોને છોડવાં,
સ્ટ્રૅન્ડ બુક સ્ટૉલ અને નાલંદાને છોડવા,
અત્યારે તો બસ આટલું જ અનુભવું છું.
બીજું કશું જ અનુભવતો નથી.
ઓપરેશન પહેલાં ડૉક્ટર
જેમ એનેસ્થેસિયા આપે,
એમ મેં મારી લાગણીને
એનેસ્થેસિયા આપ્યો છે.

## ગઝલ □ હરીન્દ્ર દવે

અલગ કરી ન શક્યો સત્યથી કહાનીને
સુગંધનો ન થયો સ્પર્શ ફૂલદાની ને.

કોઈને ખ્યાલ ન આવ્યો કે હું હતો ન ક્યહીં,
હતું ન નામ, ન સરનામું જિંદગાનીને.

ઉઠાવી લે હવે દુનિયાની રહગુઝર પરથી,
દીધી આ રોજની આજીજીઓ સ્વમાનીને.

તમે નથી, એ હકીકતમાં છો તમે સઘળે,
અમે લ્યો, લાભમાં પલટાવી સર્વ હાનિને

## બે કાવ્યો

□ મંગળ રાઠોડ

### વૃક્ષ

પોતાની
હથેલીમાં
માળો લઈને
ઊભેલું
એક વૃક્ષ
કરી રહ્યું છે
પ્રતીક્ષા
દૂર દૂર
ઊડી ગયેલાં
પંખીઓની !

### પંખી

૨

હરરોજ
સાંજે
માણસ
બની જાય છે
પંખી !
પાછો ફરે છે
પોતાના
માળા તરફ !

પ્રિય સુરેશભાઇ,

'કવિતા' દ્વૈમાસિકના ફેબ્રુઆરી-૧૯૯૪ના અંકની ઉત્તમ કૃતિ પસંદ કરવાનું મને સોંપીને આ અંકનાં કાવ્યો ફરીફરીને વાંચવા-માણવાની તક આપી એ બદલ આભારી છું. અમારી અંગ્રેજી માધ્યમની પારસી શાળામાં ગુજરાતી પણ ભણી છું અને ત્યારથી મને ગુજરાતી સાહિત્યમાં રસ રહ્યો છે. હું 'કવિતા'ની ચાહક છું. એના છેલ્લા બે અંકોથી જોઉં છું કે 'સંકલન' વિભાગ પણ શરૂ થયો છે અને એ આવકારપાત્ર છે. કવિતાનો ચાહક કદી કવિતા ભૂલતો નથી, એને પોતાની માણેલી કવિતા આમ ફરી માણવાની તક મળે છે અને નવી પેઢીના કવિતાચાહકો સમક્ષ આગળની પેઢીઓની કૃતિઓ પ્રસ્તુત થતી રહે તો સંભવ છે કે એમાંય એમને વિશેષ રસ જાગે. આ વિભાગ તમે કેવળ ગુજરાતી કૃતિઓ પૂરતો મર્યાદિત નથી રાખ્યો એ પ્રશંસનીય છે.

**પ્રસ્તુત અંકનાં કાવ્યો ફરીફરીને વાંચતાં મારું મન પ્રાણજીવન મહેતાની 'શેઠની સ્વગતોક્તિઓ' પર ઠરે છે. શ્રી મહેતાને અભિનંદન.**

– રૂપા ફાટક

## ગીત □ મેઘબિંદુ

જો દર્પણ ખોટું બોલે તો આ કેવો કળજુગ આવ્યો
જંતરમંતરના ચક્કરમાં જીવ અહીં અટવાયો

અંદરથી દરવાજો બંધ ને બહાર મુકાયું તાળું
ભર બપોરે સૂઈ ગયું છે સમજણનું અજવાળું
ખેંચતાણમાં વરસો વીત્યાં, ને અંત એનો આયો
તૂટેલા દોરાને મેં તો જીવનભર સંભાળ્યો

દેખાદેખી છેકાછેકી ભીતર સાવ જ ખાલી
ખબર પડે ના અહીં કોઈની: સૌને મોઢે લાલી
ધર્મ-મોક્ષના પાવનપંથે વિકસી ધંધાદારી
વિવેક વિનાના સંબંધો એ કળજુગની બલિહારી

જો દર્પણ ખોટું બોલે તો આ કેવો કળજુગ આયો
જંતરમંતરના ચક્કરમાં જીવ અહીં અટવાયો

## ઍક્વેરિયમ □ સુરેશ દલાલ

'ઍક્વેરિયમ' સુરેશ દલાલનાં ગીત, ગદ્યકાવ્ય અને લઘુકાવ્યનો નવો સંગ્રહ છે. સંગ્રહનું નામ 'ઍક્વેરિયમ' રાખ્યું છે, કારણકે આ નાગરિક કવિને જાણે નગરની કાચની દીવાલો ભીંસી રહી છે અને તેમાં આ કવિતાના શબ્દ દ્વારા કંઈક મોકળાશ મળે છે. કવિએ નગરજીવનની વ્યથા ક્યાંક વ્યથાવેદનરૂપે તો ક્યાંક સકટાક્ષ તો ક્યાંક કરુણાસભર સંવેદનરૂપે શબ્દસ્થ કરી છે. સંગ્રહની નાનકડી અર્ધાપોણા પાનાની પ્રસ્તાવનામાંયે કવિએ પોતાની કાવ્યપ્રવૃત્તિની વાત કરતાં કરતાં કવિતાપદાર્થની વાત કરી દીધી છે: "–લખવાની વાત જ પોતાના કુંડાળાની બહાર આવવાની વાત છે–" અને સુધાબહેન અંજારિયાએ અહીં સુરેશભાઈ વિશેના લેખમાં ભૃગુરાયના શબ્દો પણ આરંભમાં જ યાદ કરતાં લખ્યું છે: "સુરેશ એ સુરેશ જ છે. કંઈક અવનવું વિચારતો જ હોય." સુરેશભાઈએ પોતે પણ અહીં લખ્યું છે: "કોઈક ને કોઈક પ્રયોગ કરતા રહેવું, એવી પણ એક વૃત્તિ રહી છે–" સુરેશભાઈના 'વિસંગતિ' અને 'માયાપ્રવેશ' તથા 'પદધ્વનિ', 'સાત સોપારી પાનનાં બીડાં' અને 'ધ્રુવપંક્તિ' તો પ્રયોગનાં જ પરિણામ છે, ઉપરાંત અન્ય કાવ્યસંગ્રહોમાંયે પ્રયોગાત્મક કૃતિઓ સાંપડશે.

હમણાં હમણાં સુરેશ દલાલની કલમને લઘુકાવ્યના પ્રયોગનો યોગ જણાય છે. મુક્તક જેવી નાનીનાની રચનાઓ, નવા તાજગીભર્યા કલ્પનથી, ક્યારેક વિધાનાત્મક લાગે એવી સાલંકૃત પદાવલિથી, ક્યારેક પ્રાસ-લયની લીલાથી ચમત્કૃતિ સાધે છે, ને ભાવકના ચિત્તમાં રમતી રહે છે. જોઈએ એક નાના ગીતની થોડીક પંક્તિઓ:

કેવળ હું તો પ્રેમ કરું છું
  એટલું અમથું જાણું.
કંઠે મારે રમતું રહે
  એક અનોખું ગાણું.

* * *

કંઠી તારી ઝૂલ્યા કરે
  એથી તો આ કંઠ.

અહીં 'કંઠી' અને 'કંઠ'નો વિનિયોગ સરસ થયો છે. આ ગતિમાન દશ્યાત્મક કલ્પનયુક્ત મુક્તક પણ જોઈ લઈએ:

કિનારા સુધી પહોંચતાં
દરિયો પણ થાકતો હશે
નહિતર એના મોઢા પર
આટલાં ફીણ ન વળે.

કાવ્યકૃતિને ઉઘાડીને મૂકવાની અહીં જરૂર જણાતી નથી.

-અશોક શાહ

(સુરેશ દલાલ, ઍક્વેરિયમ, ૧૯૯૩, એસ.એન.ડી.ટી. વિમેન્સ યુનિવર્સિટી, મુંબઈ, પૃ. ૧૧૨, કિં. રૂ. ૫૫.૦૦)

## સંકલન

□ કવિ રણછોડ

દિલમાં દીવો કરો, રે દીવો કરો.
કૂડા કામક્રોધને પરહરો, રે દિલમાં દીવો કરો.

દયાદિવેલ પ્રેમ પરણાયું લાવો,
માંહી સુરતાની દિવેટ બનાવો;
મહીં બ્રહ્મ-અગ્નિને ચેતાવો રે ..દિલમાં.

સાચા દિલનો દીવો જ્યારે થાશે,
ત્યારે અંધારું મટી જાશે,
પછી બ્રહ્મલોક તો ઓળખાશે રે. ...દિલમાં.

દીવો અણભે પ્રગટે એવો,
ટાળે તિમિરના જેવો;
એને નેણે તો નરખીને લેવો રે. ...દિલમાં.

દાસ રણછોડે ઘર સંભાળ્યું,
જડી કૂંચી ને ઊઘડ્યું તાળું;
થયું ભોમંડળમાં અજવાળું રે. ...દિલમાં.

## રાત થઇ પૂરી □ નાથાલાલ દવે

રજા ત્યારે હવે દિલબર! અમારી રાત થઇ પૂરી,
મશાલો સાવ બૂઝી, તેલ ખૂટ્યું, વાત થઇ પૂરી;
અમારી રાત થઇ પૂરી

ભરાયો જામ રાત્રિનો ઉપર તરતા હતા તારા,
ગયા ડૂબી બધા, ડૂબ્યો વળી મહેતાબ આસ્માને,
તમારો કંઠ થાક્યો, ગાન થંભ્યું, વાત થઇ પૂરી;
અમારી રાત થઇ પૂરી.

અનેરી એક રાત્રિની અમે માગી હતી મહોબત,
સવારે તો જવાનું હા! જુઓ વાગી રહી નોબત;

અમારી ઊપડી વણઝાર, હારો ઊંટની ચાલી,
અને છેલ્લી હવે પ્યાલી–

હવે છેલ્લી ચૂમી, ને ભૂલવી આ બેહિસ્તની ઝાંખી
તમારા પેરની હિના, ગુલાબી ઓઠની લાલી.
ભૂલી જાવી બદન કેરી અહા! અણમોલ કસ્તુરી,
અમી ખૂશ્બો, અને સુરખી તમારી આંખની ભૂરી,
અમારી રાત થઇ પૂરી.

જુઓ મસ્જિદમિનારે એ ઝલક આફ્તાબની આવી;
પુકારે બાંગ મુલ્લાં મસ્ત રાગે, વાત થઇ પૂરી,
અમારી રાત થઇ પૂરી.

અમે જઇશું ત્યહાં દિલબર! નહિ સાકી, નહિ શરબત,
ન આ ઝુલ્ફો તણી ખૂશ્બો, નહિ મેહફિલ, નહિ હિજ્જત;
અમે મિસ્કીન મુસાફર - ગાનના શોખીન - નહિ ઇજ્જત.

અમારા રાહ જુદા ને છતાં આ દર્દ કાં થાતું?
તમારા ગાનમાં ડૂબી જિગર મારું થયું ગાતું,
અને આ વાત થઇ પૂરી,
રજા ત્યારે હવે દિલબર! અમારી રાત થઇ પૂરી.

## What I'm Doing Here □ Leonard Cohen

I do not know if the world has lied
I have lied
I don not know if the world has conspired against love
I have conspired against love
The atmosphere of torture is no comfort
I have tortured
Even without the mushroom cloud
still I would have hated
Listen
I would have done the same things
even if there were no death
I will not be held like a drunkard
under the cold tap of facts
I refuse the universal alibi

Like an empty telephone booth passed at night
and remembered
like mirrors in a movie palace lobby consulted
only on the way out
like nymphomaniac who binds a thousand into starange
brotherhood
I wait
for each one of you to confess

## ફ્લેમિંગોનું સપનું □ એલેક્ઝાન્ડર વૉટ □ સુ. દ.

(પૉલીશ)

જળ, જળ, જળ
કશું નહીં કેવળ જળ
જો એકાદ હોય તસુભાર જમીન, તસુભાર સ્થળ
- જે હોય તે - તસુભાર સ્થળ
ગમે તે પ્રકારે
પગ મૂકવા માટે
તસુભાર જમીન જો મળી જાય અત્યારે

દેવ નહીં, પણ દેવો પાસે
માગી અમે ભીખ સાવ એકશ્વાસે
તમામે તમામ દેવતા
જળદેવ, સ્થળદેવ, દક્ષિણદેવ, ઉત્તરદેવ
એક તસુ માટે એક ચીંથરા જેવી કોઇ પણ પ્રકારની જમીન માટે
વધુ નહીં પણ માત્ર એક પગના પંજાને મળે જો આધાર
પણ કશું નથી : કેવળ જળ, જળ સિવાય કશુંયે નથી.
જળ, જળ, જળ...
જો હોય કેવળ એક ટુકડો જમીનનો -
મોક્ષ તો કદી નથી, ક્યાંય નથી.

## મુક્તિ □ રીના ચિંતન મહેતા

લાવ,
ખભે ઝોળી ભેરવી નીકળી પડું ક્યાંક.
અંતહીન મેદાનોની મોકળાશ
આંખોમાં આંજી દઉં.
ગીચ જંગલોની ભૂલભુલામણીમાં
હરણના બચ્ચાની જેમ અટવાયા કરું.
નદીના ખળખળ પ્રવાહમાં
વહ્યા કરું માછલીના ચટાપટાળા રંગ પહેરી.
સૂર્યના કિરણ પીઠ પર બાંધી
છમછમ નાચું.
પક્ષી બની પહાડો પર ઊડતાં-ઊડતાં
આકાશને જરા અડીને
કલબલી ઊઠું.
વાદળોની આરપાર ઊતરીને
ભરી દઉં છાતીમાં તાજી હવા.
ખિસકોલી થઈ વૃક્ષો પર કર્યા કરું ચઢ-ઊતર...
પણ,
અહીં તો મકાનો
ને બારણાંઓ
ને સાંકળો
ને તાળાં.
બારીઓ તો ખરી,
પણ પાછા સળિયા ને કાચ!
સામસામી દીવાલો પર પડછાયા ભીંસાય.
ઉપર ઝળૂંબતી છત –
માણસ ઊડે તો ક્યાં?
ભોંય પર જડયા રે પથ્થર!
મૂળ ક્યાં પ્રસારે?
બંધ બારીમાંથી મગતરું પણ જઈ ન શકે બહાર
શરીર બંધ
ને મન પણ બંધ.
બારીના કાચની ફાટમાંથી
ઝીણી-અમથી લહેરખી
કરે છે ટક ટક
ટકોરા...
લાવ,
ખભા પરની ઝોળીયે ફગાવીને
નાભિમાંથી છૂટતા શ્વાસની જેમ
નીકળી પડું ક્યાંક.

□ સુ. દ.

બોલવું એ તો ગૌણ હોય છે
પ્રેમમાં પ્રથમ મૌન હોય છે.

## પ્રવેશ □ રીના ચિંતન મહેતા

એક ક્ષણ હું પાછળ ખસું છું.
રેશમી વાળ લહેરાવતા સોળ વર્ષના દરિયા પર
ફીણ-ફીણ થઈ તરું છું.
રેતીનાં પગલાં તો જાણે
પવનપાવડી પહેરી દોડે સન... સન...
છોકરીઓ હસે ને
લીલાછમ છોડવા હળુહળુ બેવડ વળે!
અડધીપડધી ઊગેલી ટેકરીઓના
એ ઝુંડને ઓળંગી પાછલી શેરીમાં પેસી
ચીં-ચીં... કરું બારીએ ત્યાં તો ફર્રર્રર્ર...
ઢીંગલીઓ પાડવા લાગી તાળી.
હજી ખીલવાની બાકી છે તેવી કળીઓના
ગાલની રાતી કુમાશમાં આછો શ્વાસ
ભરું ન ભરું ને
ઊડી જાઉં પીંછું બની
નાના-નાના ઊછળતા પગની પાની પંપાળવા
ભાંખોડિયાભેર ઉંબરો વળોટી
હૂંફાળા ખોળામાં
નિરાંતજીવે ઢબુરાઉં.
નિંદરના ઝૂલાના અજવાળે-અંધારે
ઘટક-ઘટક ઉતારું અમૃતધાર
ને દૂધમલ કેડી પર
ટીપે-ટીપે દદડીને
મારું હું ડૂબકી અગોચર અંધારા મલકમાં
ત્રણે લોક જેટલી વિશાળ
છતાં મુઠ્ઠી જેવી બચુકડી ગુફામાં લપાઈને
ધક-ધક સાંભળતાં સાંભળતાં
નિર્વસ્ત્ર નાચતાં-નાચતાં
જંપુ ન જંપુ

કે
સમેટાતું જાય કશુંક હોવું
માંડ ચપટી ધૂળ જેટલું
 પછી તો રજકણ જેવું
  ને પછીની ક્ષણે તો એટલુંય નહીં
અગમ સાવ ઓગળી જાઉં
શૂન્યમાં.

## વિનંતી □ બી. ટી. લલિતા નાયક □ ભાનુ શાહ

(કન્નડ)

ઓ, પ્રજાના રક્ષકો
ઘોંઘાટના આંધી તોફાનમાં
પોતાની ખુરસીને વળગી રહીને
દેશની સેવા કરનારાઓ

અમારી નમ્ર વિનંતી સાંભળો -

તમારા જરકસી જામા અને મ્હોરાં ઉતારો
અમને તમારા ખરા ચહેરા જોવા દો

અમે પ્રતિજ્ઞા લીધી છે
અમારાં બાળકોને
પુરાણોના
નરકાસુર, તારકાસુર અને બકાસુરના
સાચા રંગો
બતાવવાની.

## ચાડિયો ◻ પન્ના નાયક

ખુલ્લા ખેતરમાં
મને મળેલું ઊંચું સ્થાન
મને ગમે છે
કેવો છે મારો રોફ
કે
કોઈ પશુપંખીની ખેર નથી
કે દાખલ થઈ શકે ચોરપગલેય!
મારે તો
ઊભા ઊભા
સુવાસવાની મંદ મંદ હવા
ને
નિષ્પલક નેત્રે
નીરખવાની અને રક્ષવાની
સૃષ્ટિની સવારસાંજની લીલા.
પણ
ક્યારેક
ધોધમાર વરસાદ વરસતો હોય,
ઠંડો પવન સૂસવતો હોય,
બધાં બટન ખૂલી તૂટી
પહેરણ લીરા લીરા થઈ ગયું હોય
ત્યારે
ઈર્ષ્યા થઈ આવે છે
આખો દિવસ
મારાથી હડુહડુ થયેલાં
ને હવે
માળામાં નિરાંતે સૂતેલાં પંખીની.
વીતતાં વર્ષો
મારાં આવરણ
ઊતરડી
મને
ધીરેધીરે
કરે છે નગ્ન.
વિલાતા ચહેરાથી
જોયા કરું છું
મારા વાઘા
અને
ખરી પડેલા હાથ.
જેનાથી
મારો વટ હતો
એ જ
રંગબેરંગી પીંછાં
ઝૂરે છે
જમીન ઉપર.
હું
મૃત્યુને
સન્મુખ
જોઉં છું
ત્યારે
આનંદથી નાચતાં
પંખીઓ
ગીતની લિપિથી
ચીતરી દે છે
આકાશ....

કોઈનોય પગ ન પડ્યો હોય
એવા
લીલાછમ ઘાસમાં
અચાનક
કોઈ

## લેંબુડાનું ગીત

અમે લચણું લૂટાવ્યું ગામ
કે લેંબુ લચકેલો
તમે વાણીનો કરજો વેપાર
કે લેંબુ મરકેલો

સૂના તળાવની પાળે ઊભેલા આંબાની જુગજૂની જોગી
લેરમાં આવીને કોક હુંકારો દે ત્યાં લપાક લઈને લોભી
મારે લાડીવાડીનાં શાં કામ?
કે લેંબુ લટકેલો

અક્ષરની પૂંછડીનો વાંકો વિસ્તાર હું અધીરો ઠાઠડો બાંધું
અગાશીમાં મહાદેવના ડમરુના સાદે ઘૂઘરમાળ બાંધીને નાચું
મારી કામાગામાનાં આ ભાગ
કે લેંબુ લટકેલો

અમે લચણું લૂટાવ્યું ગામ
કે લેંબુ લમકેલો

— ઇન્દુ કુમાર

ગઝલ |– ✓

ચિત્ર દોરી નથી શકાતાં એ મઝાઓનાં
નહીં તો આ રહ્યા રંગો પતંગિયાંઓના

ફક્ત મસ્તિષ્ક વડે ચાલતા મનુષ્યોને
નદી મળી તો અરથ ના મળ્યા પ્રવાહોના

મેં કાઢ્યું લિસ્ટ મારી સારમાણસાઈનું
તો એણે કાઢ્યા મારા ચોપડા ગુનાહોના

દરેક શખ્સમાં છે થોડી થોડી રાવણતા
અપહરણ આંખથી તેઓ કરે સીતાઓનાં

જો તું મળી તો બહુ ગૂઢ થઈ ગઈ દુનિયા
હસી તો માર્ગ સરળ થઈ ગયા દિશાઓના

રમેશ, શબ્દથી કપાઈ ગયાં છે સગપણ
નામ કઈ રીતે જીભ બોલશે દગાઓનાં?

૯.૨.૯૪/બુધ

રમેશ પારેખ

## લેંમુનું ગીત

અમે લચનું લૂરાવ્યું ગામ
કે લૈંમુ લચકેલો

તમે વાણીનો કરજો વેપાર
કે લૈંમુ મરકેલો

સૂના તળાવની પાળે ઊભેલા જાંબાનો જૂગજૂનો જોગી
લેરમાં આવીને કોક હુંકારો દે ત્યાં લપાક લઈને લોળી
મારે લાડીવાડીનાં શાં કામ ?
કે લૈંમુ લટકેલો

અક્ષરની પૂંછડીનો વાંકો વિસ્તાર હું અથાણો ઠાઠડો બાંધું
મસાણિયા મહાદેવના ડમરૂના સાદે ઘૂઘરમાળ બાંધીને નાચું
મારી કાયામાયાનાં આ નાગ
કે લૈંમુ લટકેલો

અમે લચનું લૂરાવ્યું ગામ
કે લૈંમુ લચકેલો

— ઇન્દુ પુવાર

ગઝલ

ચિત્ર દોરી નથી શકતાં એ મઝાઓનાં
નહીં તો આ રહ્યા રંગો પતંગિયાંઓના

ફક્ત મસ્તિષ્ક વડે ચાલતા મનુષ્યોને
નદી મળી તો અરથ ના મળ્યા પ્રવાહોના

મેં કાઢ્યું લિસ્ટ મારી સારમાણસાઈનું
તો એણે કાઢ્યા મારા ચોપડા ગુનાહોના

દરેક શખ્સમાં છે થોડી થોડી રાવણતા
અપહરણ આંખથી તેઓ કરે સીતાઓનાં

જો તું મળી તો બહુ ગૂઢ થઈ ગઈ દુનિયા
હસી તો માર્ગ સરળ થઈ ગયા દિશાઓના

રમેશ, શબ્દથી ક્યાંઈ ગયાં છે અળગાપણ
નામ કઈ રીતે જીભ બોલશે દળઓનાં?

૯.૨.૯૪/બુધ

રમેશ પારેખ

હરણી
એનું કાનન છોડી
થનગનતી આવે
ને
સૂર્યકિરણો સાથે ગેલ કરતી
ઠેકડા મારી
આળોટે
એમ
મારા મનમાં
તારી સ્મૃતિ...

આખો જનમારો
મૂગો જાકારો દીધા પછી
કેવી રીતે અપેક્ષા રાખું
કે
કોઇ પંખી
મારે ખભે બેસે
ને
સીમ ભરી દેતો
એનો મીઠો રણકાર
મારા કાનને ધન્ય કરે ?

## સત્સંગ

☐ **મદનકુમાર અંજારિયા "ખ્વાબ"**

પર્વતના
ચરણમાં રહેનાર
જમીનને પણ
તળેટીનું બિરુદ મળે છે.

☐ **સુનીલ શ્રોફ**

હું તો તારી યાદમાં ઝૂરું :
ઝંખુ તારો સાદ
તારો વિરહ પણ વ્હાલો વ્હાલો :
લીલોછમ લાગે વિષાદ.

ફરિયાદને માટે આ મારા નથી હોઠ :
મારા હોઠ પર છે એક તારું નામ.
રાવ કરવી જો હોય તો કરવી પણ કોને ?
શાને કરવો સંબંધ બદનામ ?

કાન મારા મૂગા મૂગા સાંભળ્યા કરે છે
આપણા નાતાનો નિનાદ

વિયોગમાં પણ હું તો માણું સંયોગ
અને સંયોગમાં શિખરની ટોચ
છૂટા પડયા તોયે સાથે રહેવાની
મારામાં આવી ગઇ પ્હોંચ.
વાદ કે વિવાદ મારા મનમાં તો કોઇ નથી
મારા જીવમાં છે આપણો સંવાદ.



Leonard Cohen

હરણી
એનું કાનન છોડી
થનગનતી આવે
ને
સૂર્યકિરણો સાથે ગેલ કરતી
ઠેકડા મારી
આળોટે
એમ
મારા મનમાં
તારી સ્મૃતિ...

આખો જનમારો
મૂગો જાકારો દીધા પછી
કેવી રીતે અપેક્ષા રાખું
કે
કોઇ પંખી
મારે ખભે બેસે
ને
સીમ ભરી દેતો
એનો મીઠો રણકાર
મારા કાનને ધન્ય કરે ?

## સત્સંગ

□ **મદનકુમાર અંજારિયા "ખ્વાબ"**

પર્વતના
ચરણમાં રહેનાર
જમીનને પણ
તળેટીનું બિરુદ મળે છે.

□ **સુનીલ શ્રોફ**

હું તો તારી યાદમાં ઝૂરું :
ઝંખુ તારો સાદ
તારો વિરહ પણ વ્હાલો વ્હાલો :
લીલોછમ લાગે વિષાદ.

ફરિયાદને માટે આ મારા નથી હોઠ :
મારા હોઠ પર છે એક તારું નામ.
રાવ કરવી જો હોય તો કરવી પણ કોને ?
શાને કરવો સંબંધ બદનામ ?

કાન મારા મૂગા મૂગા સાંભળ્યા કરે છે
આપણા નાતાનો નિનાદ

વિયોગમાં પણ હું તો માણું સંયોગ
અને સંયોગમાં શિખરની ટોચ
છૂટા પડયા તોયે સાથે રહેવાની
મારામાં આવી ગઇ પ્હોંચ.
વાદ કે વિવાદ મારા મનમાં તો
મારા જીવમાં છે આ

## □ અપૂર્વ ભાટિયા

મારી સસલાં જેવી લાગણીઓ
    એ દોડે આમ ને તેમ :
- અમને પૂછો નહીં કે કેમ ?

મારી હરણાં જેવી લાગણીઓ
    એ તો મારે છલાંગ એમ :
- અમને પૂછો નહીં કે કેમ ?

મારી તરણાં જેવી લાગણીઓ
    એ ધરતી વીંધી ફૂટે
મારી ઝરણાં જેવી લાગણીઓ
    એ લય લીલોછમ ઘૂંટે
અમે તો કરશું તમને પ્રેમ
    અમારી જીવનભરની નેમ
- અમને પૂછો નહીં કે કેમ ?

પૂછપૂછ કરતી બુદ્ધિને અહીં :
    જવાબ આપવાની જરૂર નથી
તારા સિવાય જોને અહીંયા
    કોઈ પણ હાજરાહજૂર નથી
શ્રદ્ધાની સંહિતા સામે
    નહીં શંકા, નહીં વ્હેમ :
- અમને પૂછો નહીં કે કેમ ?

## □ મિનુલ મહેતા

વ્હેલી સવારે સાદ સાંભળું
    પછી જ આંખ આ ખૂલે
    મારું મન હવામાં ઝૂલે

ગઈ રાતનાં સપનાંઓ તો
    એક પલકમાં ભૂલે !
    મારું મન ઝલકમાં ઝૂલે

હૃદય એક નાની અમથી છાબ
    એમાં સુગંધઝૂર્યાં ફૂલ
તારા બાગનાં વૃક્ષો :
    એમાં મન મારું મશગૂલ
તારો એક અણસાર :
    ને મારું મન તો બધું કબૂલે

પૂર્વજનમની કઈ લીલા છે ?
    કાયા-માયાના કયા કબીલા ?
પતંગિયાને ચૂંથવાના
    કોઈ નહીં પાડશો ચીલા -
સાવ કુંવારી લાગણીઓને
    નહીં રગદોળો ધૂળે.

## □ રથિન વૈષ્ણવ

હું ખુશખુશાલ છું, ખુશખુશાલ છું,
ખુશખુશાલ છું
પણ ખુશખુશાલ હું લાગું છું
બહારથી હું તો હસતાં હસતાં
આંસુનો દરિયો તાગું છું.

ગુલાલ તો હું ઉડાડું
    પણ ભીતર વેદના કાળી
મીરાં ઉદાસી પકડી બેઠી
    પાનખરની કોઇ ડાળી.
હું તો તારી રાહ જોઉં
    ને કડવી રાતે જાગું છું

મંદિર મારું સૂમસામ :
    મૂર્તિ મારી નાઠી.
હું તો મારે જ્યોત જલાવી
    બેઠી વાળી પલાંઠી
સ્મિત ને આંસુ હોઠ ઉપર :
    રે, મારો માધવ માગું છું
છતની વચ્ચે અછત થઈને
    હું સઘળાંથી ભાગું છું.

## □ નીલકંઠ વેદ

અહીં બધું પરાયું લાગે છે
મને એકલવાયું લાગે છે

આ આરસ જેવા રસ્તા
    તો યે નથી ચાલવું મારે
તારા વિના જીવ આ મારો
    બળી રહ્યો અત્યારે

ઝુરાપાનું ગીત ક્યાંકથી
એવું ગવાયું લાગે છે
    – મને એકલવાયું લાગે છે.

સૂની નજરથી જોઉં મકાનો
    જોઉં ઇમારત જૂની
દૂરથી મને વ્યાકુળ કરે
    કાયા કોઇ ખુશ્બુની

તને મૂકી અહીં ફરવા આવ્યો
તારું દિલ ઘવાયું લાગે છે –
    – મને એકલવાયું

☐ હરિહર જોશી

(ગઝલ)

કંઈ એ રીતે સફરમાં તને હું મળી ગયો
કે દરિયો સમીપ આવતાં પાછો વળી ગયો.

વહેલી પરોઢે જાણે કે ગુલમહોર પાંગર્યો
સંધ્યાનો રંગ આભમાં એવો ભળી ગયો.

છે, ખુશખુશાલ આપનો જૂની દીવાલ પર
વર્ષો પછી એ આપનો પગરવ કળી ગયો.

ઘરમાં હતી છતાંય એ કોરી ન રહી શકી
ઊડતા ગુલાલ શેરીના અંતે ઢળી ગયો.

થોડી પ્રશંસા, તાળીઓ, મિત્રોની વાહ વાહ;
તમને મળીને કેટલો વૈભવ રળી ગયો.

☐ દિવ્યા રાવલ ☐ રીટા શાહ

(હિન્દી)

સુખ

પીડાનું સુખ કેમ સમજાવું ?
બંધ ઓરડામાં શ્વાસ ક્યારેક લો.

☐

એકલતા

મારી એકલતાઓ સાથે
તમારો જો કંઈ સંબંધ હોય તો
ફક્ત આટલો
કે
મેં ઘર બનાવ્યું હતું,
તમે એને ઉજ્જડ કરી ગયા છો.

☐ પિનાકિન પરીખ

આ કેવી પૂર્ણ ક્ષણ !
એક ઝાટકે બધું છોડી દઉં
થાય છે એવું મન

સંસાર એ નો રણ
સંસાર સનાતન વ્રણ
જીવનમાં જો મળી જાય એક તારા જેવો
જણ
તો પછી શાને કરવાનું સંસારનું પીંજણ ?

સંબંધ બધા ફિક્કા લાગે
કટાઈ ગયેલા સિક્કા લાગે
હોઠ ઉપર છે સ્મિત ને મારી ભીની છે
પાંપણ
એક ઝાટકે બધું છોડી દઉં થાય છે એવું
મન, પણ...

# વસનસ્પર્શનાં સ્પંદન – કલ્પનો ☐ રાધેશ્યામ શર્મા

જાણીબૂઝીને

જાણીબૂઝીને અમે અળગાં ચાલ્યાં
ને છતાં પાલવ અડક્યાનો મને વહેમ છે,
સાવ રે સફાળા તમે ચોંકી ઊઠયાં
ને પછી ઠીક થઇ પૂછયું કે કેમ છે!
આટલા અબોલા પછી આવો સવાલ
કહો કેમ કરી ઊતરવું પાનું,
મૂંગા રહીએ તો કારણ માનો, ને
હોઠ ખોલીએ તો બોલવાનું બહાનું,
હું તો બોલીશ, છતાં માનશો તમે, કે
હજી દુનિયા આ મારી હેમખેમ છે!
વાયરાથી નળિયાને ફૂટી છે પાંખ
થઇ ચાલતી દીવાલ થકી ઈંટો,
ભર રે ચોમાસે હવે છાપરા વિનાનો
કેમ કોરો રહે સ્મરણોનો વીંટો
દુનિયાની વાત મૂકો, માનશો તમે, કે
હજી આપણી વચાળે જરા પ્રેમ છે!

('કવિ અને કવિતા', 'કેટલાંક કાવ્યો': સં. સુરેશ દલાલ, પૃ. ૩૯)

– હરીન્દ્ર દવે

સંબંધના બંધનની સગાઇમાં ભાષાને પહોળા થવાનો બહોળો અવકાશ (મળે) છે. પરણેલાઓના સંબંધે 'લગ્નસંબંધ' શબ્દ વારેવારે ઉપયોજાય છે.

પ્રેમીઓના સારા નસીબે પરણવાની તક મળતાં બંને વચ્ચેનો સંબંધ, 'લગ્નસંબંધ'ના જૂના ઢાંચામાં જ અંતે ઢળી પડે છે!

પરંતુ નિતાંત સ્નેહ-સગાઇ હૈયે સ્થિર ભઇ હોય ત્યાં? ભાષા ગળચવાં ગળી ખાય?

'સબસે ઊંચી પ્રેમ સગાઈ'ને ઊંચેરી ગાઇ એનાં કારણોમાંનુ એક આ પણ હશે કે સ્નેહની ઊંચાઇને શબ્દમઢી ભાષા પહોંચી શકતી નથી. ક્યારેક તો અડકી પણ નથી શકતી! હા, અટકી પડે ખરી. માટે મૌનનો મહિમા પ્રેમપ્રદેશમાં અપરંપાર... ઉપર કહ્યું તેમ સંબંધમાં ભાષાનો વ્યવહાર-વેપાર વિપુલ ચાલે પણ સ્નેહ-ચરિત્રોમાં ભાષા ઊણી ઊતરે, કાં અવરોધરૂપ લે.

આવું બધું છતાં અબોલાના છેડેથી બીજા છેડે, બોલ-વાના ભોગ થવાની અનિવાર્યતા ઊભી થાય, અને મૂંગા રહેવાના તેમ જ બોલાશના ભળના જ અર્થો સારવી લેવાની સંભાવના વિચિત્ર આકાર લઇ રહે તો શું? (જહોન કેજનું વિધાન અવિસ્મરણીય છે: 'Try as we may to make a silence, we cannot'...)

પ્રેમપાત્રો વચ્ચેનું મૌન-પ્રવચન જ્યારે ચેષ્ટામાં, હલનચલનોમાં ઢળી પછી શબ્દોમાં

સાકાર થવા મથે ત્યારે જે અમૂંઝવણભરી સંકુલ મનઃસ્થિતિ સર્જાય તો કેવી સર્જાય એનો મધુર આલેખ (graph) કવિ હરીન્દ્રના આ પ્રેમગીતમાં શબ્દાયન પામ્યો છે.

ગીતના આરંભે જાણીબૂઝીને અળગાં ચાલવાની ચેષ્ટામાં જે ઓઢેલું વેગળાપણું (Concocted aloofness) છે ને છેક છેડે 'હજી આપણી વચાળે...' પછીના 'જરા' શબ્દ સુધી પ્રસર્યું છે, તોયે ત્યાં પ્રચુર માત્રામાં પ્રચ્છન્ન પ્રેમ છે એનો હાથ પુરાવો પણ બની જાય છે. અળગાપણું ઓઢેલા અંચળાની પેઠે ઊડી જતાં, રહી જાય છે (કહેવાનો 'જરા', પણ) શુદ્ધ પ્રેમ !

'જાણીબૂઝીને' મથાળા પછી જે જે સ્થિતિઓ અને પ્રક્રિયાઓ વર્ણવાઇ છે ત્યાં ત્યાં 'વહેમ'ને પણ પ્રેમનો પર્યાય ગણી શકાય એવી પદ-સંરચના છે.

એક નવલિકા કે લઘુક નવલનો 'વિષય' બનવાની ક્ષમતા હતી ને છે, છતાં એક ગીતની નાની ગાગરમાં સ્નેહસાગર સં-ભરવાનો સહજ ક્રમ અનુભવવા મળે.

પરિસ્થિતિ પાણીથીયે પાતળી, પસંદગી પામી, છે.

આધુનિક વાર્તાઓની માફક ઘટનાનો ઘટે તેટલો લોપ કરી એક જ ઘટના (અળગાં ચાલવા છતાં પાલવ અડક્યાના વહેમની આસપાસ) ઉપર 'ફોકસ' છે.

કલ્પી શકો છો –

દેવદાસ જતો હોય ને પારુનો પાલવ અડકી જાય, ત્યારે શું થાય ? અથવા હૃદયોહૃદય, મનોમનમાં શું-શું ન થાય !

પ્રથમ ચાર પંક્તિમાં જ જગતભરનાં પ્રેમી યુગલોની, સામાન્ય છતાં પેચીદી ક્રિયા કે ચેષ્ટિતોનો 'ધ્વનિ' ભર્યો પડ્યો છે. નાયિકા સભાનતાપૂર્વક અળગી ચાલી જાય છે પણ કદાચ નાયકે પૂછ્યું કે કેમ છે ?' ને પરથી પોતાનો પાલવ અડક્યાનો નાયિકાનો વહેમ પાકો થાય છે.

નાયક સાવ સફાળો ચોંકી ઊઠે છે અને ખબરઅંતર પૂછવા એને ઠીક થવું પડે છે તે વર્ણનમાં ચમત્કૃતિનું યાથાર્થ્ય ચારુ છે. કોઈને સંદેહ ના રહે કે પાલવ અડક્યો હશે કે નહિ ?

ઉભય 'દો પ્રેમી' વચ્ચે ઠીકઠીક સમય અબોલાની ભીંત ચણાઇ હશે પણ અચાનક થયેલો પ્રેયસીનો વસનસ્પર્શ નાયક પાસે એની કુશળક્ષેમનો પ્રશ્ન પુછાવે છે. પાલવસ્પર્શના મધુરા અકસ્માત બાદ, પ્રશ્ન તો ચાલુ ચીલાનો જ આવવાનો 'કેમ છે ?' – પ્રકારે.

કવિકર્મ, અથવા વધુ સાચું ભાષાકર્મ 'કહો કેમ કરી ઊતરવું પાનું...' પંક્તિમાં ધ્યાનાર્હ છે. 'પાનું' તો પત્તાંબાજીમાં ઊતરવાનું હોય. આ 'પાનું' શબ્દથી જ પત્તાં-પાનાંની ઊતરનું ચિત્ર ઊપસે. નાયકનો 'કેમ છે ?' – પ્રશ્ન આથી નાયિકા માટે તો પ્રેમની પત્તાંબાજીની સ્થિતિમાં એક પાનાની ઊતર બની જાય છે. મૂંગા રહેવાની – કે બોલવાની સ્થિતિના ભળતા અર્થો તારવી લેવાની જગાના કારણે નાયિકાની અવઢવ સરસ વાચા પામી છે.

નાયકવિહોણી છતાં નાયિકાની દુનિયા 'હજી હેમખેમ છે' એમ નાયક માની લે તે નાયિકાને મંજૂર નથી. બોલવાથી શું બફાશે અને નાયક શું માની લેશેની ધાસ્તીમાં નાયિકાનો નેહ જ નીતરે છે અહીં.

અંતિમ આરોહની ચાર પંક્તિઓ સાચા ભાવકને પ્રતીતિ કરાવવા પૂરતી છે કે એક સફળ ગીતને કવિએ પાંખો પણ આપી છે :

વાયરાથી નળિયાને ફૂટી છે પાંખ
થઇ ચાલતી દીવાલ થકી ઇંટો

પ્રેમિકાના પાલવવાયા વાયરાથી... નળિયાને ફૂટી છે પાંખ... અને જેનાતેના અબોલાની દીવાલમાં ગાબડાં પાડતી ઇંટો ચાલતી થઇ જાય છે. નાની અમથી પાલવ અડક્યાની નગણ્ય જણાતી ઘટના કેવા મનસ-ભૂકંપો સર્જી શકે છે !

ભર રે ચોમાસે હવે છાપરા વિનાનો
કેમ કોરો રહે સ્મરણોનો વીંટો

કો'ક કાવ્યપંક્તિના કાનને 'ઇંટો' પાછળ 'વીંટો'નો પ્રાસ કદાચ વાગે પણ ગીતની અંતઃસ્થ ઘટનાના સંદર્ભે છે સમુચિત. માત્ર પાલવ અડક્યાના બનાવથી ભર ચોમાસું ઉતારીને નાયક માટે છાપરું ઊડી જવા જેવી બીના બની ગઇ ત્યારે વીંટો વાળીને ઊંચે મૂકેલી સ્મૃતિશય્યા કોરીકટ ક્યાંથી રહેવાની ?

અને છેલ્લે દુનિયાને માનવું હોય તો માને, પણ નાયકની વાત કરીએ તો હવે જરૂર મનાય કે 'હજી આપણી વચાળે જરા પ્રેમ છે !' અહીં વચ્ચે, વચમાં જેવા શબ્દને બદલે 'વચાળે' જેવો પ્રયોગ એની તળપદી તાકાત સાથે ખડો છે. એવું જ 'જરા' વિશે. પણ 'જરા'નો ફોડ જરા વધુ પાડવા જતાં કૃતિની નાજુકતાને હાનિ પહોંચે તેથી 'જાણીબૂઝીને' જતું કર્યું છે... સુરેશ દલાલે એમના ગમતા ગુલાલ કે ગુલાબ જેવા કવિ હરીન્દ્ર વિશે કહ્યું છે કે તે ઊર્મિકવિતાની સૃષ્ટિનો 'નાનો અમથો ઇન્દ્ર છે' – એ આવી ગીતકૃતિ પ્રમાણનાં ઘણે અંશે સાચું છે.

અમદાવાદ, ૩૦મી જાન્યુઆરી, ૧૯૯૪

## નર્યું સુખમય □ બ્રહ્મયશસ્ □ હ. ભાયાણી

(સંસ્કૃત)
રૂપ ચારુ,
સહચરી રમણીય,
પાને કમળનો મકરંદ,
ક્રીડા જળમહીં,
અંબુજ વચ્ચે વાસ,
એની પરાગરજ શણગાર,
બસ બિસતંતુનો આહાર,
સુહૃદો મંજુગુંજત ભૃંગ :
કેવું નર્યું સુખમય હંસનું જીવન –
ન દાસ્ય કોનું, ન દૈન્ય કશું,
ના કનડતો અપમાનનો કર્કશ પવન

## ભાગવત □ વિજયલક્ષ્મી □ કિશોર શાહ

(મલયાલમ)

ગોધુલિ સમયે તમે સ્નાન કરી ને
ગૃહસ્થીના કંકાસ અને શોરબકોરથી દૂર
ભાગવતનો સ્વકંઠે પાઠ કરવા બેસી જાઓ છો.

મને તમારો અવાજ સંભળાય છે – 'સાંભળે છે
ક્યાં ચાલી ગઇ ? અહીં આવી બેસ અને સાંભળ'
પણ હું તો ચૂલા પાસે ખોડાયેલી
તમારું જમવાનું બનાવી રહી છું
સેંકડો વણઊટક્યા વાસણો, થાળી અને વાડકા
મારી પ્રતીક્ષામાં છે
અને સેંકડો નાનાં-મોટાં કામ
જે મારે કાલે કરવાં પડશે.

મારા મેશ ખરડાયેલા હાથોથી
હું પણ ફેરવું છું
એક વિરાટ ભાગવતનાં પાનાં
છેલ્લા શ્વાસ સુધી પૂરું ન થનારું એક ભાગવત છે
જેને હું સ્વેચ્છાથી વાંચતી જ જાઉં છું
 અને જે તમે ક્યારેય આવીને નથી સાંભળતા.

## અનન્ય નાટ્યનિર્માતા □ ભટ્ટ નાયક
□ હ. ભાયાણી

(સંસ્કૃત)

('હૃદયદર્પણ'નું મંગલાચરણ)

જગત-નાટ્યનો પ્રયોગ જોતા
પ્રેક્ષકજન શા પ્રતિક્ષણે રસલીન ! –
અનન્ય નિર્માતા શંભુને
 નમો નમ: નિશદિન.

# વાવાઝોડું પી ગયેલો કવિ : રમેશ પારેખ

## ☐ સુરેશ દલાલ

રમેશ પારેખની કવિતાનો હું સનાતન ઘાયલ છું. એ મારો ગમતો-ખૂબ જ ગમતો કવિ છે. કોઇ કવિ જ્યારે તમને ખૂબ જ ગમે છે ત્યારે એ અન્ય કોઈ કારણસર નહીં પણ માત્ર કવિતાને કારણે જ ગમે છે. મારી દૃષ્ટિએ રાજેન્દ્ર, નિરંજન, લાભશંકર ઇત્યાદિ પછી ગુજરાતી કવિતાની જો કોઇ પરાકાષ્ઠા હોય તો તે રમેશ પારેખની કવિતા. બહુ ઓછા કવિઓ પોતે જન્મજાત કવિઓ છે એવી પ્રતીતિ આપી શકે છે. કવિ પાસે – ઉત્તમ કવિ પાસે કેટલીક વસ્તુઓ તો હોવી જ જોઇએ – વૈવિધ્ય, વૈપુલ્ય અને પરંપરાના પ્રવાહમાંથી વિદ્યુતશકિત નિપજાવી પોતાની મૌલિકતા અને કલ્પનાશીલતાને ભાષાકર્મ દ્વારા પ્રગટ કરવી તે. આ ભાષાકર્મની વાત કરું છું ત્યારે ભાષાકર્મ વિશેની પણ સ્પષ્ટતા કરવી અનિવાર્ય છે. આપણે ત્યાં આ શબ્દ છુટ્ટી કલમે અને છુટ્ટી જીભે વપરાતો વાંચ્યો છે, સાંભળ્યો છે. ભાષાકર્મને હું આ રીતે સમજું છું. અતિ વપરાશને કારણે ભાષા ચવાઇ ચવાઇને કૂચો થઇ જાય છે. એનો બધો રસ નીકળી ચૂક્યો હોય છે. અને છતાંય કવિએ તો ભાષા દ્વારા જ કામ કરવાનું છે. કૂચો થયેલી ભાષાને ફરી પાછી શેરડીના સાંઠા જેવી કરવી અને એની તાજગીને અકબંધ રાખવી એ કવિકર્મનો પુરુષાર્થ છે. રમેશ પારેખનું કવિ તરીકેનું કાઠું એવું છે કે આ બધું કવિએ સભાનતાથી કર્યું છે એવું હું માનતો નથી. જે હાડોહાડ કવિ છે એનાથી આ બધું સહજતાથી થઇ જાય છે. રમેશ પારેખની અને રમેશ પારેખને નિમિત્તે ગુજરાતી કવિતાની આ જ સિદ્ધિ છે. આપણી લોકપરંપરામાંથીય રમેશે કેટલા બધા લય લીધા છે. પણ આ લય પરંપરાગત રહી વિલય નથી થઇ ગયા. આ લય નવે નામે, નવા રૂપે ઉદય પામ્યા છે, વિકસ્યા છે. એને નવાં પરિમાણો મળ્યાં છે. રમેશ પારેખ લયનો છલકતો, લયથી મલકતો અને એ લયને અતિક્રમતો કવિ છે. રમેશમાં જે કાંઇ આવે છે તે સહજરૂપે આવે છે. રમેશ પારેખ સહજ સમાધિ ભણીનો કવિ છે. કવિતાના અનુવાદો તો થવા જ જોઇએ અને થતા રહે છે, પણ રમેશ પારેખની કવિતાનો બીજી ભાષામાં અનુવાદ કરવો એ ગંજાવર પડકારનું કામ છે. જે કવિતાનો અનુવાદ સહજરૂપે ન થઇ શકે પણ અત્યંત પરિશ્રમથી પડકારરૂપે થાય અને છતાંય હંમેશાં લાગ્યા કરે કે હજી મૂળમાંનું કશુંક રહી ગયું છે, એનો વિરાટ અજંપો અનુવાદકને સતત સાલ્યા કરે એ કવિની કવિતા ઉત્તમ – અતિ ઉત્તમ. રમેશ પારેખ આ અર્થમાં પણ પ્રથમ હરોળના કવિ છે. અને એની કવિતાનું માન અને સ્થાન આસન સે મત ડોલનું છે.

છ અક્ષરના નામનો કવિ ક્રમશ: કઇ રીતે બાવનની બહારનો કવિ થાય એ જોવું, જાણવું, માણવું અને સમજવું એ નાનીસૂની વાત નથી. બારાખડીમાં કામ કરતો કવિ, બારાખડીની બહાર કેવી રીતે નીકળી જાય છે અને કવિતાની નવી બારાખડી કઇ રીતે ઊભી કરે છે, એ લિપિ ઉકેલવાનું મારું કામ છે. અહીં એની જ કવિતાની પંક્તિઓને ગૂંથતો ગૂંથતો વાત કહીશ. રમેશ એટલે પ્રણયનો

કવિ. પ્રણયના વિષાદ અને ઉલ્લાસનો કવિ. વાવાઝોડું પી ગયેલો કવિ. એની કવિતામાં રાતરાણીનું ઝૂમખું છે, જૂઈનો સ્પર્શ છે. ચુંબનનો કંપ છે. રમેશ એટલે તળપદી, ગીત અને લયના ગુંજારવની એક જીવતીજાગતી આબોહવા. એક રીતે જોઈએ તો રમેશે કવિતા દ્વારા તળપદા વાતાવરણ અને શિષ્ટ સાહિત્યની ઇબારતનો સમન્વય કર્યો છે. રમેશ પરંપરાનો બાપકર્મી કવિ છે. અર્વાચીનતાનો આપકર્મી કવિ છે. રમેશ એટલે પરંપરા અને આધુનિકતાનો વિરલ સમન્વય. એની કવિતામાં નજાકત પણ છે. એ ક્યારેક કડવાશમાંથી આવે છે તો ક્યારેક કરુણામાંથી. આ કટાક્ષ અને કરુણા ક્યારેક એક સાથે કામ કરતા હોય છે. એ પોતાને અભણ, અમરેલવીયો કહે છે. એક કાવ્યનું શીર્ષક છે : અભણ અમરેલવીએ કહ્યું. આ કાવ્યમાં અપૂર્વ સમતુલા છે. ઈશ્વરનો ઉપહાસ કરે છે ગાળ આપીને અને સર્જક ઈશ્વરને માફ કરે છે જાણે માતાનું વહાલ આપીને. એમનું આ કાવ્ય વાંચવા જેવું છે.

યુદ્ધો, યાતનાશિબિરો, હોનારતો,
હાહાકારો,
હૉસ્પિટલના દોઝખમાં ઓગળતાં મનુષ્યો
ભૂખમરો
મોત...
આ બધું ગપેડીના ઈશ્વરનું સર્જન છે ?
હશે.
આ પ્રશ્નનો જવાબ મને આવડતો નથી,
કેમ કે આ તો અભ્યાસક્રમની બહારનો સવાલ છે !

શ્રીમદ્ ભાગવત આખેઆખું ચાવી જનાર ભૂખી ગાય
બીજે દિવસે કતલખાને હડસેલાય
એ ગાય, જેણે ગોકુળ, મથુરા, વૃન્દાવન અને
શ્રીકૃષ્ણ સહિતનું જ્ઞાન પચાવ્યું,
તેને દૂધ નહીં આપવાના ગુના સબબ
કતલખાનાને દરવાજે કેમ ઊભા રહેવું પડે છે ?
– આ પ્રશ્નનો જવાબ પણ મને નથી આવડતો.

હું અભણ છું
મારા કપાળમાં અંધારું લખનાર ઈશ્વરને
ગપેડીનો ના કહું તો શું કરું ?

બાળક, ફૂલ, તુષાર, સવાર, ગીત પંખી
અને માતા
આટલી બધી વસ્તુઓનો સર્જક ઈશ્વર છે
એની મને ખબર છે...

આ ખબરની સાક્ષીએ
હું શંકાનો લાભ આપીને
સર્જકને કહું છું ઈશ્વર.

હું ઈશ્વરને માફ નહીં કરું.
પણ સર્જકને ઈશ્વર કહું છું
માટે ઈશ્વરને તેના ગુનાઓની માફી આપું છું !

એ કહે છે : મારા અભણ કપાળમાં શબ્દનું ટીલું રમેશનો આ શબ્દ ગુજરાતી કવિતા માટે -સાક્ષાત્ સરસ્વતી માટે કંકુ – અક્ષત બની જાય છે.

કલાકાર હંમેશાં દુઃખ નામના શહેરમાં જ રહેતો હોય છે. આ શહેરનો વિસ્તાર અમરેલીથી આંદામાન સુધીનો છે. એના ડાબા ફેફસામાં દરિયો હોય છે અને જમણા ફેફસામાં બૉમ્બ. પોતાનાં રૂંવાડાંની પીંછીથી કવિ ચીતરે છે શબ્દછબિ. કાનથી એણે કાચા કલશોર ખાધા છે. વાવાઝોડાની સાથે કોરાંમોરાં સપનાં એ ખોબો ભરીને પી ગયો છે. પી ગયો છે એક-બે ચાંદા, બે-ત્રણ મુઠ્ઠી સૂરજ. જે કવિનું આવું અન્નબ્રહ્મ હોય એની કવિતા થાકનું પતંગિયામાં અને આગિયામાં રૂપાંતર કરી શકે છે. ખેતરમાં શિયાળો હોય ત્યારે કાચા ઘઉંની ભાષા એ સાંભળે છે અને પછી આ ભાષા લય થઈને હિલ્લોળે છે. છુટ્ટી ફેંકેલી છરી જેવી સાંજનો એને અનુભવ છે. છાતીમાં એક ફરફરિયું છે, એક મધપૂડો, એક સસલું અને એક સાંબેલું છે. આ બધાં સાથે ખોબો જીવતર લઈને હકડેઠઠ ગિરદી વચ્ચે જીવે છે. કદાચ ડૂસકા જેવા ઘરમાં, એની સનાતન ઝંખના છે કે કોઈ એને ખુશ્બૂની જેટલું વહાલ કરે. આ કવિના કાન ભલભલું ઝીણું સાંભળી શકે છે. ઝાંઝરમાં એ જળનો અવાજ સાંભળે છે તો કેટલીય વાર સૂક્ષ્મ સ્તર પર વિસ્મય અને જિજ્ઞાસાથી પૂછી શકે છે. મોતીને વીંધી નાખે એવું. મોતીના કાનમાં મેં કીધું કે ભાઈ તારા દરિયાની બાતમી તો આપ. કવિ આ અર્થમાં સ્વર્ગનો જાસૂસ છે. ડિટેક્ટિવ કથાનો જેમ્સ બૉન્ડ નથી, રમેશ પારેખનું ફાગણું એક ગીત છે અને આમ પણ તમે રમેશ પારેખની કવિતાની વાત કોઈ એકાદ ગીત વિના ક્યારેય પણ કરી ન શકો. અને એટલે જ એનું એક ગીત :

ફાગનું ફટાણું :
એન્ની માનું કોરું નહીં જાય કોઈ બાકી કે
ખાખરાએ ડાળીઓની પિચકારી તાકી
ને ઢોલ હાળા ધકામૂકી ધકામૂકી થાય...

છોકરીને આંબો પાક્યાનો ભાર લાગે
છોકરીને વાયરોય અણીદાર લાગે
છોકરીને રોણુંય વારવાર લાગે
છોકરીને શમણાં લઈ જાય ક્યાંક હાંકી
ને ગીત હાળાં ધકામૂકી ધકામૂકી થાય...

છોકરાની જીભમાં જ પડી ગઇ આંટી
છોકરાની ઉભડક ને ઉફરી રૂંવાંટી
છોકરાની ગોટમોટ નીંદર એ ફાટી
છોકરાના લમણામાં ખાકટીઓ પાકી
ને લોહી હાળાં ધકામૂકી ધકામૂકી થાય...

રમેશ પારેખે સીધી રીતે નહીં પણ આડકતરી રીતે ક્યાંક ક્યાંક કવિની ને કાવ્યની વિભાવના આપી છે અથવા તો આપણે એના કાવ્યને પડખે આ વિભાવનાઓ વાંચી શકીએ. લાભશંકર ઠાકારના એક કાવ્ય - સંગ્રહનું નામ છે બૂમ કાગળમાં કોરા. કવિનું કામ કોરા કાગળનો મુકાબલો કરવાનું છે. ક્રૌંચવધ થાય ત્યારે ક્રૌંચીની ચીસ તો પ્રકટે પણ એ ચીસ જ્યારે મહાકાવ્યમાં પ્રકટે ત્યારે રામાયણ થાય છે. લાગણીનું પણ એક ઉપનિષદ્ હોય છે. લાગણીનાં કાવ્યો લખવાં સહેલાં નથી હોતાં. આ કવિએ કોરા કાગળમાં બૂમ પાડી, પણ એની બૂમનો તરજુમો ગુલમહોરમાં કર્યો છે. છાતીનો અનુવાદ - ફૂલમાં કર્યો છે. આંખમાં વેદનાના ડચૂરા સાથે.

હું જ્યારે જ્યારે નદી સામે જોઉં છું ત્યારે મને કાળના અનંત પ્રવાહનું દર્શન થાય છે. કાળની નદીએ રમેશ પારેખની કવિતાનો દીવો એવી રીતે ધારણ કર્યો છે જેમ રાધાએ પોતાના વક્ષ:સ્થળ પર કૌસ્તુભમણિ.

□ પ્રવીણ ભુતા

ટપાલ ને અહેવાલ, કાગળ ને કલમ
સહી સિક્કા ને નિકાલ, તાલીમ ને અભ્યાસ.
વિચાર ને વિમર્શ, બેઠક ને ચર્ચા
યુનિયન ને હડતાળ,
તાર અને ટેલિફોન, ટેલેક્સ અને ફૅક્સ
રજા અને મોંઘવારી, પગાર અને ટૅક્સ
ઘૂસપૂસ ને કૂથલી, દાવપેચ, ટાંગખેંચ
બદલી ને બઢતી, આશા-નિરાશા,
રાજી-નારાજી, કોઇ આંખ હસતી, કોઇ રડતી

## સૉનેટ □ ફેંગ ચી □ જયા મહેતા

(ચીની)

પેલા ભાર વહેતા ઘોડાઓને જુઓ, એક પછી એક પછી એક,

દૂર દૂરથી ઠાંસી ઠાંસીને માલ લઇ આવે છે.
પાણી પણ કાદવ અને રેતીને લઇ જઇ શકે છે
અજાણ્યાં નામોવાળા દૂર દૂરના પ્રદેશોમાંથી.

હજારો જોજનથી પવન વહી જાય છે
દૂરના દેશોના નિસાસા :
કેટલીયે નદીઓ ને કેટલાયે પહાડો પરથી અમે મુસાફરી કરી છે,
તેમની સાથેનો નાતો ક્ષણનો, અને એ બધાંયને વિદાય કાયમની.

આપણે આકાશમાં ઊંચે ઊંચે ઊડતાં પંખીઓ જેવાં છીએ
– કોઇ પણ વખતે ને બધો જ વખત અવકાશને અંકુશમાં રાખતાં
અને તોયે બધો જ સમય થયા કરે કે આપણે કેવળ નિર્મમ.

આપણી વસ્તવિક્તા કહેવાય છે તે છે શું ?
દૂર દૂરથી કાંઇ જ લાવી શકાતું નથી, અને
અહીંથી કશુંય તે લઇ જઇ શકાતું પણ નથી.

## દૃષ્ટિ □ મદનકુમાર અંજારિયા "ખ્વાબ"

વૈજ્ઞાનિકે કહ્યું –
હવામાં ભેજ છે.

કવિએ કહ્યું –
માણસનાં આંસુ
જ્યારે માણસ નથી લૂછતો,
ત્યારે એ કામ
હવા કરે છે.

છોકરાની જીભમાં જ પડી ગઇ આંટી
છોકરાની ઉભડક ને ઉફરી રૂંવાંટી
છોકરાની ઓટમોટ નીંદર ઍ ફાટી
છોકરાના લમણામાં ખાકટીઓ પાકી
ને લોહી હાળાં ધકામૂકી ધકામૂકી થાય...

રમેશ પારેખે સીધી રીતે નહીં પણ આડકતરી રીતે ક્યાંક ક્યાંક કવિની ને કાવ્યની વિભાવના આપી છે અથવા તો આપણે એના કાવ્યને પડખે આ વિભાવનાઓ વાંચી શકીએ. લાભશંકર ઠાકારના એક કાવ્ય - સંગ્રહનું નામ છે બૂમ કાગળમાં કોરા. કવિનું કામ કોરા કાગળનો મુકાબલો કરવાનું છે. ક્રૌંચવધ થાય ત્યારે ક્રૌંચીની ચીસ તો પ્રકટે પણ એ ચીસ જ્યારે મહાકાવ્યમાં પ્રકટે ત્યારે રામાયણ થાય છે. લાગણીનું પણ એક ઉપનિષદ્ હોય છે. લાગણીનાં કાવ્યો લખવાં સહેલાં નથી હોતાં. આ કવિએ કોરા કાગળમાં બૂમ પાડી, પણ એની બૂમનો તરજુમો ગુલમહોરમાં કર્યો છે. છાતીનો અનુવાદ - ફૂલમાં કર્યો છે. આંખમાં વેદનાના ડચૂરા સાથે.

હું જ્યારે જ્યારે નદી સામે જોઉં છું ત્યારે મને કાળના અનંત પ્રવાહનું દર્શન થાય છે. કાળની નદીએ રમેશ પારેખની કવિતાનો દીવો એવી રીતે ધારણ કર્યો છે જેમ રાધાએ પોતાના વક્ષઃસ્થળ પર કૌસ્તુભમણિ.

## ☐ પ્રવીણ ભુતા

ટપાલ ને અહેવાલ, કાગળ ને કલમ
સહી સિક્કા ને નિકાલ, તાલીમ ને અભ્યાસ.
વિચાર ને વિમર્શ, બેઠક ને ચર્ચા
યુનિયન ને હડતાળ,
તાર અને ટેલિફોન, ટેલેક્સ અને ફૅક્સ
રજા અને મોંઘવારી, પગાર અને ટૅક્સ
ધૂસપૂસ ને કૂથલી, દાવપેચ, ટાંગખેંચ
બદલી ને બઢતી, આશા-નિરાશા,
રાજી-નારાજી, કોઇ આંખ હસતી, કોઇ રડતી

## સૉનેટ □ ફેંગ ચી □ જયા મહેતા

(ચીની)

પેલા ભાર વહેતા ઘોડાઓને જુઓ, એક પછી એક પછી એક,
દૂર દૂરથી ઠાંસી ઠાંસીને માલ લઇ આવે છે.
પાણી પણ કાદવ અને રેતીને લઇ જઇ શકે છે
અજાણ્યાં નામોવાળા દૂર દૂરના પ્રદેશોમાંથી.

હજારો જોજનથી પવન વહી જાય છે
દૂરના દેશોના નિસાસા :
કેટલીયે નદીઓ ને કેટલાયે પહાડો પરથી અમે મુસાફરી કરી છે,
તેમની સાથેનો નાતો ક્ષણનો, અને એ બધાંયને વિદાય કાયમની.

આપણે આકાશમાં ઊંચે ઊંચે ઊડતાં પંખીઓ જેવાં છીએ
– કોઇ પણ વખતે ને બધો જ વખત અવકાશને અંકુશમાં રાખતાં
અને તોયે બધો જ સમય થયા કરે કે આપણે કેવળ નિર્મમ.

આપણી વસ્તવિક્તા કહેવાય છે તે છે શું ?
દૂર દૂરથી કાંઇ જ લાવી શકાતું નથી, અને
અહીંથી કશુંય તે લઇ જઇ શકાતું પણ નથી.

## દૃષ્ટિ □ મદનકુમાર અંજારિયા "ખ્વાબ"

વૈજ્ઞાનિકે કહ્યું –
હવામાં ભેજ છે.

કવિએ કહ્યું –
માણસનાં આંસુ
જ્યારે માણસ નથી લૂછતો,
ત્યારે એ કામ
હવા કરે છે.

કવિતા

## સ્વપ્ન અને કવિતા □ હુ શીઉ □ જયા મહેતા

(ચીની)

બધા જ સાવ સામાન્ય અનુભવો,
બધાં જ સામાન્ય કલ્પનો.
અચાનક જ એ બધાં સ્વપ્નમાં સાકાર થાય છે,
અને એમાંથી રચાય છે નૂતન અનંત રૂપ.

બધી જ સાવ સામાન્ય લાગણીઓ,
બધા જ સામાન્ય શબ્દ.
અચાનક જ કવિતા મળતાંવેંત,
રચાય છે અનંત નૂતન કાવ્યો.

એક વાર નશેમસ્ત થયા પછી માણસ જાણે છે આસવની શક્તિ
એક વાર ઇશ્કમાં ચકમેચૂર થયા પછી માણસ ઓળખે છે પ્રેમનો પ્રભાવ.
તમે મારાં કાવ્યો લખી નહીં શકો.

જેમ હું તમારાં સ્વપ્નો સ્વપ્ની નહીં શકું.

□ વિશનજી નાગડા

સમરણની પળ સાચી રે
એક સમરણની પળ સાચી
(બાકી) બધી નીંદરા કાચી
સમરણની પળ સાચી

ડેલી ડેલી સાંકળ ખખડે
દ્વાર દ્વાર ધીરે રહી ઊઘડે
રોમ રોમમાં ઝાલર રણકે
રણકે આછી આછી રે

અજવાળું ખુદ આરત થઈને
સાદ કરે જ્યાં ઊઠ ઊઠ કહીને
મોંસૂઝણાની મોંઘી વેળા
ભલે મળે ના પાછી રે

□ સુ. દ.

એક વાર
સૂર્ય
ચંદ્રને
પી ગયો
ને તડકો
ીતળ શીતળ !

## બે ગીત □ ભગીરથ બ્રહ્મભટ્ટ

(૧)

પલકારામાં ઝળકે ઝીણું જ્યોતની હ્રસ્વ 'ઇ'
આમ જુઓ તો કાંઇ મળે ના
હતી કેવળ ફૂંક
ફૂંકની પાછળ કોળવા લાગી
ધવલવરણી ડૂંખ !
અજવાળાનેય અજવાળે છે અજવાળાનું બી !
કોડિયું શાનું ? દીવિટ શાની ?
કોણ જલાવે જ્યોત !
કોણ ભીતરમાં ઝળહળ થાતું
કોણ ભુલાવે મોત !
રે કે 'દહાડાનું પૂર્યું હશે – પંડના ઘડે ઘી ?

(૨)

ઝરણાની જેમ મારી કીકીમાં કલકલતા
અવસરની હંકારું નાવડી
જાણે બોરડીએ બેઠી બદામડી !
ઝાડવાંઉ ઝાડપાણું કોરે મેલીને
ઊગવાની સંભારે ક્ષણ
મૂળિયાંની માટીમાં ધબકારે ધબકારે
પાંગરવા માંડે છે જણ
કાળઝાળ આંધીમાં ઊડેલી ધૂળ, સોનું થઇ જાણે જડી
બોરડીએ બેઠી બદામડી !
આથમેલા રાયરવિ ઊગ્યા છે સામટા
ક્ષણે તે ક્ષણની પછીતમાં
ઠેરઠેર ફૂટેલી શબ્દોની ડૂંખો –
ખૂલે છે છૂપા સંગીતમાં
મઘમઘતી સ્હેંકભર્યા છાંયાના સ્વાદથી, ડાળખિયું રમણે ચઢી
જાણે બોરડીએ બેઠી બદામડી.

## શિશિર □ મણિલાલ હ. પટેલ

### ૧. પોષ

ઉત્તર કેરા વાયરા હેમાળો લૈ વાય
ખરખર વૃક્ષો ખરી પડે થરથર કંપે કાય

પોષ માસનો પોપટો પીળા વનમાં જાય
વસ્ત્ર વગરની વેદના છાનો છૂપો ગાય

બગલા જેવી ચાંદની વરસે વન મોઝાર
તો પણ સૂક્કા હોઠ છે કોરીમોરી નાર

નીડથી ચકલી નીકળે દરમાં છૂપે સાપ
કાચાં કૂણાં પોયણાં ઝંખે ઝીણો તાપ

ધુમ્મસ ખેતર ખોરડાં ધુમ્મસ ઊભાં ઝાડ
ધુમ્મસ ટહુકે મોરલા તરતા ધુમ્મસ પ્હાડ

બર્ફ થીજી રાતમાં ઘરના એકલવાસ
રજાઇ ઓઢી પોષની કરવટ બદલે શ્વાસ

નીલુ વરસે આભલું પલળે ઊભા પ્હાડ
પલળે કન્યા પાતળી તડકો પીતાં ઝાડ

આંસુ ખરતાં ઓરડે વગડે ખરતાં પાંદ
કોણ નિસાસા નાખતું ક્ષય પામે છે ચાંદ
પાદર ઊભા પાળિયા દીવે બળતી રાત
આદમ વિણ જાગ્યા કરે ઇવની એકલ જાત

### ૨. મહા

વનમાં ફૂટી કૂંપળો જોવા જૈએ ચાલ
ફૂટયાં ફૂલ પલાશને હમણાં અબ્બી હાલ

એક નજર નીરખ્યું તરત પામ્યાં ફૂલો આગ
તરુવર ઊઘડયાં આભલે રાતા પ્રગટ્યા રાગ

પંચમ સ્વરમાં ગાય છે કોયલ થૈ કિરતાર
રાતે સૂતાં સેજમાં શમણાં આવ્યાં બાર

હિમ સરોવર આંખડી બાણ ચઢાવે કામ
ઘર બધાં ગોકુળ થયાં છલક્યાં ખાલી ઠામ

આંબા મ્હોર્યા સીમમાં વાટે વગડે ગંધ
મન મ્હોર્યાં નરનારનાં ખૂલ્યાં બારણાં બંધ

મ્હેકી ઊઠ્યા દિવસો ગ્હેકી ઊઠી રાત
મેળો મેળામાં મળ્યો પ્રીત ન પૂછે જાત

સાંજ પડે પાછાં વળે પંખી બીડે પાંખ
ઘરે ગુલાબી આવિયા હવે લૂછશે આંખ

અનંગનો અવતાર છે રાતા પીળા રંગ
તનમનવનમાં જાગતી આગ મરોડે અંગ

જળની સોબત ઝંખતું મનમાં જાગ્યું કોક
દક્ષિણ વાયુ નીકળ્યા સંયમ સઘળા ફોક

□ રશ્મિ રૂપારેલ

અમને સાસરાનો એવો સ્વાદ લાગ્યો :
કે મહિયર મને ગમતું નથી
અમે સાંવરિયાને આંખમાં રાખ્યો :
કે સહિયર, મને ગમતું નથી.

પિયરમાં હોય ભલે ઝાઝેરા લીમડા
પણ અહીંય તો ગાતો ગુલમ્હોર
અમને અમલતાસ વ્હાલો લાગે
જાણે પીળચટ્ટો સોનેરી પ્હોર
કોઈ ભવભવનો નાદ પૂરવ જાગ્યો :
કે મહિયર મને ગમતું નથી.

કોઈ આવે ને દુનિયા પરાઈ લાગે
મારી આલમ તો રેશમી રજાઈ લાગે
અમે અંગે અંગ ઉજાગરો માગ્યો :
કે મહિયર મને ગમતું નથી.

## ગુડનાઈટ ◻ ટેનર બૅબર્સ ◻ મહેશ દવે

જાગરણ માટે કોઈ કારણ તો હોવું જોઈએ.
ન હોય તો સૂઈ જાઓ,
નશામાં ચકચૂર થાઓ.
સપનાં જુઓ -
બીજાઓનાં સપનાં પણ.
કોને ખબર
તેમનાં સપનાં વધુ સારાં નીવડે,
સાચાં પણ પડે.

હું તો જાગતો રહીશ,
હંમેશ રાહ જોતો રહીશ
સારી રીતે જાણું છું :
જે કોઈ આવશે તે જતી વખતે વેદના મૂકી જશે.
બધાંને નિદરમાં સ્વીકારવાની
કોઈ પણ પીડા વિના
સવારે થકાન સાથે ઊઠવાની
મારે મારી જાત કેળવવી પડશે.

## રક્ષણવંચિતા ◻ હ. ભાયાણી

(સંસ્કૃત)
'વિકસે વંજુલમંજરીઓ : તું છેદી નાખ નખેથી'.
'મલયાનિલ લહેરાયે : વારણ કર નિજ વસ્રાંચલથી'.
'કોકિલ કૂજે : કંકણરણકે ઢાંક' -
સખીઓ અનુકંપાથી વદતી
સુંદર ! વિરહે વ્યાકુળ તારી દયિતાને ધીરવતી.

# ખ્વાબની એક ગુલાબી દુનિયા ☐ સુરેશ દલાલ

વ્હેલી સવારે સપનાં વીણ્યાં, ઝાકળ વીણ્યાં...
　　વાદળ વીણવા ગઈ'તી ત્યાં તો હાથમાં સૂરજ આવ્યો,
બારીબારણાં ખૂલી ગયાં ને હવામાં કોઈએ
　　ચંદ્રમુખીનો સુરભિત ચ્હેરો વાવ્યો.
હાશ કરીને બેસું ત્યાં તો ખોળામાં આકાશ
　　મને નહીં પૂછો કે અમને લાગ્યો કોનો પાશ.
શ્વાસ શ્વાસમાં એક જ તારું નામ:
　　છીપમાં જેવું મોતી: એમ જ દરિયો ઝાલી રાખ્યો
જળમાં એક જ કમળ નહીં
　　પણ ખીલ્યું સરવર આખું
ભમરાના ગુંજનનું કેવું
　　ભીતર લાગ્યું લાખું.
હું તો તમને પ્રેમ કરું છું, પ્રેમ કરું છું.
　　એવું કહેતાં કહેતાં જીવ કદી નહીં થાક્યો.

વહીવટ હોય કે વહીવટ ન હોય કવિતાની વહી વિના કદીય ચાલ્યું નથી. આપણી કવિતા હોય કે અન્યની, કવિતા હોય એટલું જ બસ છે. આપણી કવિતા હોય છે તે આપણી બહાર નીકળી જાય છે અને અન્યની કવિતા વાંચીએ છીએ ત્યારે આપણા લોહીમાં લય થઈને વહેતી થાય છે. એક અવસ્થા એવી આવે છે કે પછી મારાતારાના ભેદ નથી હોતા. કવિતા નીચે સહી કોની છે એ મહત્ત્વનું નથી હોતું પણ મહત્ત્વની કવિતા છે. ફૂલ એ ઈશ્વરની કવિતા છે, પણ ઈશ્વર કદીય ફૂલ પર સહી કરતો નથી. પ્રકૃતિનું અત્યંત રૂપાળું દશ્ય ઈશ્વર નામના કલાકારની પીંછીથી દોરાયેલું હોય છે, પણ લૅન્ડસ્કેપની નીચે ખૂણેખાંચરે પણ ઈશ્વર પોતાની સહી કરવાનો કોઈ ચાળો નથી કરતો. આ બધું આપણને મનુષ્યને વળગેલું છે.

મને થયું કે ઘણા દિવસથી તમારી સાથે કવિતાની કોઈ વાત કરી નથી તો આજે એ વાત કરી લઉં. રસ્તાને નામ આપીએ છીએ એમ કાવ્યનું નામ આપવું હોય તો આપણે કહી શકીએ કે આ પ્રેમનું ગીત છે. પ્રેમ કરવો અને પ્રેમનાં ગીત લખવાં એ બન્ને મુશ્કેલ વાત છે. આપણે જેને પ્રેમ કહીએ છીએ એ પ્રેમ શું છે એની આપણને આછીઆછી અટકળ હોય છે, પણ પૂરેપૂરી ખબર નથી હોતી. પૂરેપૂરી ખબર પડી જાય તો પ્રેમનું રહસ્ય ખૂલી જાય. આવરણની જે મજા છે એ હંમેશાં અનાવરણની નથી. પાતળા ઘૂમટામાંથી પ્રગટ થતા ચહેરાનું કોઈ જુદું જ સૌંદર્ય હોય છે. પ્રિય વ્યક્તિ પાસે ન હોય ત્યારે એના ખયાલોમાં સૂવું અને વહેલી સવારે પ્રિય વ્યક્તિના સપનાથી જાગી જવું. આવો પ્રત્યેકના જીવનમાં એકાદ વખત તો રોમાંચક અનુભવ થતો હશે.

કહેવાય છે કે સવારનાં સપનાં સાચાં પડે છે, પણ સપનાં સાચાં પડે ત્યારે ખરાં, કાવ્યનાયિકા કહે છે કે વહેલી સવારે સપનાં વીણ્યાં અને સપનાં અને ઝાકળબિંદુમાં કોઈ

ઝાઝો ફરક નથી. એટલે જ કહે છે કે માત્ર સપનાં વીણ્યાં નહીં, ઝાકળ પણ વીણ્યાં. પ્રત્યેક માણસ પાસે પોતીકા ખ્વાબની એક ગુલાબી દુનિયા હોય છે. સપનાં અને ઝાકળ તો ઠીક પણ મન વાદળ પણ વીણવા જાય છે, ક્યારેક ચમત્કારનો ચમત્કાર થાય છે અને હાથમાં આખેઆખો સૂરજ આવે છે. હવે કશો છોછ નથી. કોઈ સંકોચ નથી. બધાં જ બારીબારણાં ખૂલી ગયાં છે. હવામાં ચંદ્રમુખીનો સુરભિત ચહેરો કોઈએ વાવ્યો છે. આ ચંદ્રમુખીનો ચહેરો એ રતિ અને કામનું તત્ત્વ. માત્ર વિનસ નહીં પણ ઈન્ટ્રા-વિનસ. લોહીનો લય, એની રતિ અને ગતિ બધું જ બદલાઈ જાય છે. અસ્તિત્વ આનંદથી છલકાઈ જાય છે. એક મીઠી વ્યાકુળતા રગેરગમાં ફરી વળે છે. અહીંથી ત્યાં, ત્યાંથી અહીં. એના કોઈ જંપભર્યા અજંપામાં જીવ આવન-જાવન કરે છે. હાશ કરીને બેસવાનો પણ સમય નથી, ઈચ્છા નથી, પણ સહેજ હાશ કરીને બેઠાં ત્યાં તો ખોળામાં આખું આકાશ, સપનાં, ઝાકળ, વાદળ અને સૂરજ પછી આ ધરતી પર આખાય આકાશનું ઐશ્વર્ય. કોના બાહુપાશનું આ પરિણામ છે એ પુછાય એવી અને પૂછો તોપણ કહેવાય એવી વાત નથી. શ્વાસ શ્વાસમાં એક જ નામની હકૂમત, એક જ નામનો જાપ, એક જ નામને કારણે શીતળ છાયા પણ ખરી અને સંતાપ પણ ખરો. આ છાયા અને સંતાપની સંતાકૂકડી ચાલ્યા કરે. આ નામ છીપમાં જેમ મોતી સચવાય એમ સાચવવાનું હોય છે. એનાં ઢોલનગારાં વગાડવાનાં ન હોય. ચમત્કાર તો એ છે કે છીપમાં મોતીને નિમિત્તે આખેઆખા દરિયાને અસ્તિત્વ ઝાલી રાખે છે અથવા એમ પણ કહી શકીએ કે સમગ્ર અસ્તિત્વ સમુદ્રની જેમ ઘૂઘવે છે. એક રીતે જોઈએ તો આ જળમુદ્રાનું કાવ્ય છે.

લોહી વહે છે આનંદના લયમાં, જળ પાસે સમુદ્રનું તોફાન પણ છે અને પ્રસન્ન સરોવરની શાંતિ પણ છે. જળમાં એક કમળ નહીં અનેક કમળ ખીલે છે અને ખૂલે છે, અદીઠ હવાને હિંડોળે ઝૂલે છે. એટલાં બધાં કમળો ખીલ્યાં છે કે એક ક્ષણ તો એમ લાગે કે ખું સરોવર ખીલ્યું છે. અહીં ઊગવાનો આનંદ છે, ઊઘડવાનો આનંદ છે. વહેલી સવારે આંખ પણ ઊઘડે છે, આંખ પાસે સપનાં ઊઘડે છે, બારીબારણાં ઊઘડે છે, ચંદ્રમુખીનો ચહેરો ઊઘડે છે, આખું આકાશ ઊઘડે છે. હવે જે કાંઈ ઊઘડે છે તે બધું જ અકળપણે અને સકળપણે અને પૂર્ણપણે ઊઘડે છે. એક જ વસ્તુ પૂર્ણપણે ઊઘડેલી છે છતાંય પૂર્ણપણે પ્રગટ નથી થતી. ઊઘડવું અને પ્રગટ થવું એની વચ્ચે એક બારીક રેખા છે. જે પૂર્ણપણે પ્રગટ નથી થતું એ પ્રિય વ્યક્તિનું નામ. આ નામ પ્રગટ કરવાનું નથી હોતું. આ નામ સંગોપી રાખવાનું, જતનપૂર્વક સાચવી રાખવાનું હોય છે. ભીતર એને રેશમી હથેલીથી પંપાળવાનું હોય છે. ભમરાના ગુંજનનો કેફ હોય છે પણ એનો અર્થ નથી હોતો. ગુંજનમાં ધુમ્મસ હોય છે. આ ધુમ્મસનો પણ એક આનંદ, ગુંજનનું એક લાખું લાગ્યું છે. અહીં ભાષા નથી પણ પોતે જ કળી શકે એવું ચિહ્ન, એક સંકેત છે. આ સંકેતમાં હૃદયનું હેત છે. પ્રેમીઓને પુનરુક્તિ દોષ લાગતો નથી. આ દોષનું પણ એક લાખું હોય છે. લાખું નસીબદારને લાગે છે. 'હું તો તમને પ્રેમ કરું છું.' એમ કહેતાં જીવ કદી થાકતો નથી.

- આ પ્રેમગીત, પ્રેમની વાતને ઝાકળ, વાદળ, સૂરજ, ચંદ્રમુખી, કમળ અને ભમરાની ભાષામાં વહેતી કરે છે. જીવની લિપિમાં પ્રેમનું ગીત આલેખાય છે અને છતાંય પ્રેમની બારાખડી કોઈ ઉકેલી શકતું નથી. પ્રેમ થતો હશે ત્યારે શું થતું હશે? ઉત્તર સાચવીને પ્રશ્નોની પરંપરા વહ્યા જ કરે છે. ફૂલ તો ગમતાં હતાં પણ પ્રિય વ્યક્તિના પ્રવેશથી ફૂલો શું [illegible] ગમવા લાગે છે? ન જાને.

## જગન્નાથને પ્રાર્થના □ નિરંજન મોહંતી □ સુ. દ.

હે જગન્નાથ !
હું પ્રાર્થના કરું એ પહેલાં
સળગાવી દે મારા શ્વાસ
હું કાંઈ પણ ભસું, ભૂંકું એ પહેલાં
મારી જીભને ચીંથરેહાલ કરી મૂક

ઘણીયે વાર એવું બને છે
કે જ્યારે જ્યારે
હું વેદનાઓથી ઘેરાઈ જાઉં છું.
ત્યારે દિવસને અંતે
અગરબત્તી સળગાવું છું
અને આંખ મીંચીને
જડ જેવો ઊભો રહું છું

મને નવાઈ લાગે છે
અને હું વિચારું છું
કે વિશ્વના હે શક્તિશાળી દૃષ્ટા
તને જગન્નાથ બનાવ્યો કોણે ?
તને શું ખરેખર તારી વિરૂપતાની શરમ નથી આવતી ?

તને શું એટલી પણ શરમ નથી આવતી
કે તું પગ વિના જડ જેમ ઊભો છે
હાથ વિના તને જે કાંઈ સોગાદો મળે છે
તે લીધે જ જાય છે
આટલો બધો અન્નકૂટ
તું કેમ ખાઈ-પચાવી શકે છે ?

અને આ પણ કેવું વિચિત્ર !
તું કેવા કેવા લોકોથી ઘેરાયેલો છે ?

## ઝાકળમાં રહી
□ યોગેશ જોષી



જળ વગર હું તરફડું જળમાં રહી
એક પળ પકડું હું ઝાકળમાં રહી
પાંખ ફફડાવી ચહે છે ઊડવા
આ બધાયે શબ્દ કાગળમાં રહી
ગામ પરથી થૈ ગયાં તેઓ પસાર
જળ ભરેલા એક વાદળમાં રહી
એટલે ઘેરાય છે આ વાદળો
હું ધરા ઉકેલતો હળમાં રહી
ભેજ, માટી, તેજ ને બસ એક ક્ષણ
રાહ જોઉં હું સતત ફળમાં રહી.

• આ લોકો, જે લોકો સોગંદ ખાતા હોય,
માનતા માનતા હોય, રાવ-ફરિયાદ કરતા હોય,
કાકલૂદી કરતા હોય, રડતા કકળતા હોય
અને પ્રાર્થના કરતા હોય.

□ નિરંજન મોહંતી □ સુ. દ.

ભગવાન, ચાલો આપણે ગુપ્ત કરારનામા પર
સહીસિક્કા કરી દઈએ
આ સહીસિક્કા મારા પરસેવાના લૂણથી
કે લોહીથી હું કરું
અને તમે કરો તમારા અસીમ પ્રેમથી

મને વચન આપો
કે તમે મારી પાસે આવશો નહીં
(ચીંથરેહાલ થયેલાં પુરાણો ભલે કહ્યા કરે
કે તમે અસહાયને મદદ આપવા અને એને ઉગારવા આવો છો)

હું પ્રાર્થનાને અધીન નહીં થાઉં
ભલે આપણે એકમેકથી પરિચિત હોઈએ તોપણ
આપણે એકમેકને કદીયે પહોંચીશું નહીં

હું જાણું છું કે તમારો પુણ્યપ્રકોપ
મને રાખ રાખ કરી નાખશે
અને હું સાવ શૂન્ય થઈ જઈશ

ખરેખર તમને મારી આ નિખાલસતાનો કોઈ વાંધો-વચકો છે ખરો ?
હું કોઈ મુખવટો પહેરતો નથી
હું હાડોહાડ ખુલ્લો છું :
તમારા જ્વાળામુખી જેવા ગુસ્સાની મને આટલીયે પડી નથી.

કવિતા : પોતાના કુંડાળાની બહાર આવવાની વાત

તંત્રી : સુરેશ દલાલ

સળંગ અંક : ૧૬૦

વર્ષ : ૨૭, અંક ૪, એપ્રિલ ૧૯૯૪

મુખપૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ



# કવિતા



**ખાસ સૂચના:** કોઇ પણ કાવ્ય એક વખત બીજે ક્યાંય છપાયેલું હોય તે ફરીથી મોકલવું નહીં. **અપ્રગટ કાવ્ય જ મોકલવું. પ્રસિદ્ધ થતા લેખોના અભિપ્રાયની જવાબદારી લેખકની છે.**

**સૂચના:** વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે કેટલી નાની હોય તોપણ પોસ્ટકાર્ડ, ઇનલૅન્ડ લેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફૂલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળ્યા અંગેનો પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિવિવેચક મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થવા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટ્સ વિભાગ સાથે કરવો.

**લવાજમ: દેશમાં ૬૦ રૂપિયા, પરદેશમાં સીમેલ રૂા. ૧૫૦/-, ઍરમૅલ રૂા. ૨૫૦/-. આ અંકના ૧૨ રૂપિયા**

બહારગામનું લવાજમ "SAURASHTRA TRUST" ના નામથી મનીઑર્ડર/ડ્રાફ્ટ મોકલવા વિનંતી.

**પત્રવ્યવહારનું સરનામું:** જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, કોટ, પોસ્ટ બૉક્સ નં. ૬૨, મુંબઈ - ૧.

સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક ધીરુભાઇ દેસાઇ, જન્મભૂમિ મુદ્રણાલય, મુંબઈ - ૧.



# કવિતા

ધી રજિસ્ટ્રેશન ઑફ ન્યૂઝ પેપર્સ (સેન્ટ્રલ) રૂલ
૧૯૫૬ અન્વયે ''કવિતા'' પત્ર અંગેની માહિતી
ફોર્મ નં. ૪ (જુઓ રૂલ નં. ૮.)

| | | | |
|---|---|---|---|
| ૧. | પ્રકાશનનું સ્થળ | : | જન્મભૂમિ મુદ્રણાલય, જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, મુંબઈ – ૪૦૦ ૦૦૧. |
| ૨. | પ્રકાશનની સામયિકતા | : | દ્વૈમાસિક |
| ૩. | મુદ્રકનું નામ | : | ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ |
| | રાષ્ટ્રીયતા | : | ભારતીય |
| | સરનામું | : | ડી-૨૦૬, વીણાનગર, એસ. વી. રોડ, મલાડ (પશ્ચિમ), મુંબઈ – ૪૦૦ ૦૬૪. |
| ૪. | પ્રકાશકનું નામ | : | ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ |
| | રાષ્ટ્રીયતા | : | ભારતીય |
| | સરનામું | : | ડી-૨૦૬, વીણાનગર, એસ. વી. રોડ, મલાડ (પશ્ચિમ), મુંબઈ – ૪૦૦ ૦૬૪. |
| ૫. | તંત્રીનું નામ | : | ડૉ. સુરેશ દલાલ |
| | રાષ્ટ્રીયતા | : | ભારતીય |
| | સરનામું | : | ૧૩૩, હસા મહાલ, દલામલ પાર્ક, કફ પરેડ, મુંબઈ – ૪૦૦ ૦૦૫. |
| ૬. | જે વ્યક્તિઓ આ અખબારના માલિક હોય અને કુલ થાપણના એક ટકાથી વધારે થાપણ રોકનાર ભાગીદારો અથવા શેરહોલ્ડર હોય તેમનાં નામ તથા સરનામાં | : | સૌરાષ્ટ્ર ટ્રસ્ટ (બૉમ્બે પબ્લિક ટ્રસ્ટ ઍક્ટ, ૧૯૫૦ અન્વયે રજિસ્ટર્ડ) જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, મુંબઈ – ૪૦૦ ૦૦૧. |

હું ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ આથી જાહેર કરું છું કે ઉપર આપેલી વિગતો મારી વધુમાં વધુ જાણ અને માન્યતા મુજબ સાચી છે.

તા. ૨૦-૪-'૯૪

ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ
પ્રકાશકની સહી

KAVITA Regd. No. R.N. 16800/67

# Please Do Not Come Close To Me, I Am Afraid Of The Fears



# કવિતા

વર્ષ: ૨૭

Behind a face
There's a face
I love it.

Behind a desert
There's a spring
I love it.

Behind thorns
There's a flower
I love it.

Perhaps it is so
Only because I love
I can see everything.



તંત્રી સુરેશ દલાલ
અંક ૧૬૨ ઑગસ્ટ ૧૯૯૪
બાર રૂપિયા
જન્મભૂમિ પ્રકાશન



ચીનુ મોદી

## ત્વચાનું વસ્ત્ર □ ભરત ભટ્ટ 'તરલ'

મારો ખયાલ છે કે હવે યુદ્ધ થઇ શકે;
અથવા જગતનાં લોક બધાં બુદ્ધ થઇ શકે

કહેવાનો ભાવ ત્યારે અણીશુદ્ધ થઇ શકે,
કૈં ઝંખના સિવાય તું સમૃદ્ધ થઇ શકે,

રથનાં તમામ ચક્ર મનોરથ બની જશે,
પોતાનું મન લગામની વિરુદ્ધ થઇ શકે.

પ્રત્યેક જીવ અશ્વનો અંશાવતાર છે,
પ્રત્યેક અશ્વ એક વખત વૃદ્ધ થઇ શકે,

ફાડી ત્વચાનું વસ્ત્ર અને નીકળી પડો,
ખુદનો પહેરવેશ છે, અવરુદ્ધ થઇ શકે.

## રીંછનું ચિત્ર □ રમેશ પારેખ

'મારા ઘરમાં રીંછનું ચિત્ર નહીં જોઇએ'
– એમ મેં કહ્યું ત્યારે તું ફક્ત તાકી રહી.
વટાણાની શિંગો ફોલતી તારી આંગળીઓ થંભી.
તેં કહ્યું - 'શો વાંધો છે રીંછના ચિત્ર સામે ?'

•

તારા ગળાનો ઘાટ જોઈ વિચાર્યું કે,
આ વળાંકોને શણગારે એવું કોઈ ઘરેણું નથી.
તે જ વખતે તું રીંછના ચિત્ર પરથી
ધૂળ સાફ કરતી હતી.

•

તું જે સાડી પહેરે તે શોભે
એવું કંઈક વિચારતો હતો ને અચાનક
તારી સામે જોયું
તો રીંછના ચિત્રમઢેલ કાચમાં તારું પ્રતિબિંબ ભાળ્યું !

•

શા માટે મને રીંછના પંજાના ને દાંતના
વિચારો આવવા જોઇએ ?
ત્યારે કે જ્યારે તું ખિલખિલ હસીહસીને
આખું ઘર ભરી દેતી હોય જૂઈની કળીઓથી ?

•

તને ચાહવાનો મારો આઠે પ્રહરનો ગૃહઉદ્યોગ.
એમાં હડતાલ ને ભંગાણ પડાવે છે રીંછનું ચિત્ર.

•

તું સૂતી હતી ને રીંછનું ચિત્ર ભીંતે લટકતું હતું
તે વખતે
મને વિચાર આવ્યો કે આ ચિત્રમાંથી રીંછ
કૂદી પડશે બહાર એક દિવસ
ને તને ઉપાડી જશે ચિત્રમાં.

એ ક્ષણની એકલતા બની ગઈ છે બીક અને ઝળઝળિયાંઓ..

## પુત્ર-વિવાહ □ હર્ષદ ચંદારાણા

ઢમ ઢમ ઢબૂક્યા રે ઢોલ, શરણાયું વાગે રે
અવસરના મ્હોર્યા છે મોલ, શરણાયું વાગે રે

માંડવડે રોપ્યા છે કોડ, શરણાયું વાગે રે
બાંધ્યા રે મીંઢળ ને મોડ, શરણાયું વાગે રે

ભીંજવતી મઘમઘતી છોળ, શરણાયું વાગે રે
ઘર આખું લયનો હિલ્લોળ, શરણાયું વાગે રે

તોરણનાં ટહુક્યાં રે પાન, શરણાયું વાગે રે
કલરવતી ઊઘલતી જાન, શરણાયું વાગે રે

ગીતોની છલકાતી હેલ્ય, શરણાયું વાગે રે
રુમઝુમતી વ્હેતી રે વેલ્ય, શરણાયું વાગે રે

અજવાળું ઠલવાતું રોજ, શરણાયું વાગે રે
આ સૂરજ અમારો હતો જ, શરણાયું વાગે રે

અમે સૂરજ ઉછીનો દીધો, શરણાયું વાગે રે
ને ચાંદો અમારો કીધો, શરણાયું વાગે રે

(પુત્ર ચિ. જગનના વિવાહપ્રસંગે)

## પિયા બિન નાહી... □ હ. ભાયાણી

સંસ્કૃત

'સ્વપ્ન બોલ્યું નામ "રાધા" બોલી જઉં દિવસે રખે'
ગોત્રસ્ખલનેથી ડરીને રાતભર જાગી રહે;
એકાંતમાં જઈ રુકમણિનું નામ દિવસે અભ્યસે :
નિશદિન શું રાધાસંસ્મરણથી વિકળ જે ગોકુળ ત્યજે !
અમનેય પણ એવા હરિ હે ! રક્ષજે.

□ અનિલા જોશી

ઘંટારવ વિનાના મંદિરને
કંડારીકંડારીને
સુંદરતાથી ભરવાનું છે;
પણ
આંગળીઓમાં રમતી
બધી જ કલા
ટેરવે આવીને થીજી કેમ જાય છે ?

સ્વપ્નાંઓ સંકોરીને
બેસી ગયું છે
એક પંખી
કપાયેલી પાંખ લઈને.

હર મોસમનો હર એક ફાલ
આવે છે
પોતાનું આગવું અસ્તિત્વ લઈને
અતીત કે અનાગતની પરવા વિના.

ક્યા વિશ્વાસે શ્વસી રહ્યું હશે
પેલું પંખી ?

ગઝલ □ હેમેન શાહ

બધું સ્પષ્ટ હોવાનો વાંધો જ એ છે,
પછી અટકળો, કલ્પના ક્યાં રહે છે ?
ઘટાટોપ મસ્તીનો આલમ છે હમણાં,
દુ:ખી છે ફક્ત, દૂરનું જે જુએ છે.
સમય છે ઘણો તો ચલો કંઈક રમીએ,
તરત સ્વર્ગનું બારણું ક્યાં ખૂલે છે ?
નગર સાબદું, જાગતું હોય ત્યારે,
દિવાસ્વપ્નમાં કોણ નીકળી પડે છે ?
ઘણાં રાજ્ય જીતી ગયો છું મનોમન,
ભલે મારી સત્તા કશે ઊથલે છે.
નથી વાંસળી ત્યાગવાનો વખત આ,
હજી ફેફસામાં ફૂંકો એક-બે છે.

# પહાડો વિશે બે સૉનેટ □ જયન્ત પાઠક

## ૧. બિચારા પ્હાડોનું નસીબ-

બિચારા પ્હાડોનું નસીબ જ ટૂંકું તે પૃથિવીની
કૂખેથી ફૂટ્યા કે બળબળતા લાવારસ થકી
ગયા દાઝી, કાયા બધી ઊબડ ને ખાબડ થઈ;
ખડા તો ભૂકંપે ચીરઈ કટકા થૈ જવું પડયું.
ફૂટી જ્યાં પાંખો ને ગગનની દિશે સ્વૈર ઊડવા
ગયા કે વજ્રોની વીજળી પડી માથે, ભૂમિ ઢળ્યા.

બિચારા પ્હાડોને નસીબ જ લખાઈ અવદશા :
જુઓને, પ્હેરીને ઘડી વસન લીલાં વન તણાં
ઊભા કંઠે માળા ધરી મરણની, ઝગમગ થતી
ત્યહીં તો ચંપાયા અણુઅણુ તને આગ-પલીતા;
ભડાકામાં છૂટાં પડી ઊખડી શાં અંગ ઊડયાં !
ચીરાતાં વસ્ત્રો ને સ્રગ-ઝરણ વચ્ચેથી તૂટતાં.
બિચારા પ્હાડોનું બધુંય કર્યું ને કારવ્યું ગયું;
ઊઠયા, ઊડયા, અંતે કણકણ ! હતું ના હતું થયું.

## ૨. અભીપ્સુ પ્હાડોની દયનીય દશા

અભીપ્સુ પ્હાડોની દયનીય દશા ! ફાળ ફરીને
ઊઠયા છોડી શય્યા હૂંફભરી ધરાની, મન ધરી
મહા સંકલ્પો : આ ધૂળથી ખરડાઈ મલિન ને
પુરાણી પૃથ્વીને સકલ અહીંની પ્રાકૃત ગતિ,
લઘુસ્થાનો, કોલાહલ નિતનવા કલેશ વરવા
ત્યજી ઊર્ધ્વે ઊર્ધ્વે, ગગન કરવી છે બસ ગતિ.
ચઢયા ઊંચે છોડી સમથલપણાની રૂઢ રતિ;
ધડાકામાં ચીરી સ્થિર પટ હવાનો, હણહણી
લીધા પંથો લાંબા હરિત ચરિયાણો નવ ભણી
અભીપ્સુ પ્હાડોએ નીરવ અવકાશો ગજવિયા.
અરે, કિન્તુ આ શું ! અધવચ અચિંત્યા અટકિયા !
અહલ્યા શા જાણે જડતમ થઈ શપ્ત પડિયા.
ન છોડાઈ પૃથ્વી પૂરી, ન પહોંચાયું ગગનને
ત્રિશંકુથી ભૂંડા, વ્રણે ઊંડા પ્હાડો સતત દ્રવતા શા કરુણને !

## બગાસું ▢ પન્ના નાયક

આ બગાસું
જાણે કે મારું એક માત્ર સાથી
કોઈ દિવસ એને સાદ કરી બોલાવવું પડે છે ખરું
અને આ શહેરમાં
કોઈને પણ બોલાવીએ તોપણ
કોઈ કોઈના અવાજ સાંભળે છે ખરું ?
ને વગર બોલાવે આવે પણ કોણ ?
પણ એને બોલાવવું પડતું નથી
એ તો આવે છે
બોલાવો કે ન બોલાવો તોપણ
બારીની ધૂળની જેમ

સવારના પ્હોરથી
એ જાણે કે
મારા અસ્તિત્વની આસપાસ
જોતરાઈ જાય છે
ઘાણીના બળદની જેમ.

ને પછી તો
ટિકિટની ક્યુમાં
ટ્રેન બસની મુસાફરીમાં
પૈડાંની સાથે સાથે
એ ઘુમરાતું હોય છે -
મારું એક માત્ર સંગાથી.

લંચ અવરમાં
હું કૉફી અને સૅન્ડવીચની સાથે હોઉં ત્યારે પણ
એ મને ગમે ત્યાંથી શોધી કાઢે છે

સાંજને સમયે
થાકેલી પાકેલી ઘેર આવું છું ત્યારે
મારા પલંગ પર
જાણે પોતાનો હકદાવો હોય એમ
આળોટતું હોય છે.

શહેરની નિરાધાર આ વસ્તી વચ્ચે
કોઈ કોઈને સાંભળતું નથી
ત્યારે
બોલાવો કે ન બોલાવો
પણ
મારી જોડે
જાણે કે મારી કોઈ નિકટની વ્યક્તિ હોય એમ
જો કોઈ રહેતું હોય
તો
આ એક માત્ર બગાસું.

તમે સ્હેજ
તપાસ તો કરી જોજો
તમારી સાથે પણ
તમારા સાથી તરીકે
એના સિવાય કોણ છે ?

## જોઉં છું □ 'પ્રણય' જામનગરી

(ગઝલ)

ફૂલ જેવું કૈં ઉગાડી જોઉં છું
એ રીતે પણ સાદ પાડી જોઉં છું ૦

કૂદતી તિતલી સમી દૃશ્યાવલી
યાદનું પુસ્તક ઉઘાડી જોઉં છું ૦

સાવ ઉજ્જડ મન થયું છે એ હદે
ક્યાંય પણ જંગલ ને ઝાડી જોઉં છું ૦

કંપ કોઈ શું થયેલો દિલ મહીં!
સર્વ શ્રદ્ધાઓ તિરાડી જોઉં છું ૦

હરકોઈ જ્યાં થઈ ગયું છે દર્દહીન
ત્યાં 'પ્રણય' તુજને અનાડી જોઉં છું ૦

## કાગડા-કાવ્યો □ જયા મહેતા

(૧)
વહેલી સવારથી આરંભાય છે.
આ કાગારોળ કા....કા....કા
ને
સાંજ પડ્યે જંપે જરા
બધી કાળી ઉડાઉડ
તોયે
પડઘાયા કરે છે રાત આખી
ભીતર બધી
કા... કા... કા... કાગારોળ
ૐ નાદબ્રહ્મને નમઃ

(૨)
લોખંડના તાર ને સૂકીભઠ્ઠ સળીઓના
ગોળ ગોળ માળામાં
પાથર્યું થોડું સુંવાળું ઘાસ
અને ઈંડાં મૂકયાં કાગડીએ
ચોકી કરી સતત રાત ને દિવસ
કાગડી ને કાગડાએ
ઉછેર્યા જીવ બે
ઊડી ગયા એય તે
ગોળગોળ માળો બાંધી
પાથરવા સુંવાળું કૂણું ઘાસ
ૐ બ્રહ્માને નમ :

(૩)
કાગડો ને કાગડી
જો કરે નહીં કા...કા
તોયે સવાર તો પડે જ ને ?
કાગડો ને કાગડી
જો મૂકે નહીં ઈંડાં
ને ઉછેરે નહીં બચ્ચાં
તો.... તો...
પૃથ્વી ગોળગોળ ફરતી
અટકી તો ન જાય કદાચ,
પણ
પેલા ગોળગોળ માળા
ને કૂણા કૂણા ઘાસનું શું થાય ?
ૐ ગોળગોળ ગતિને નમ :

કવિતા

## લઘુ કાવ્ય □ મેઘબિંદુ

સારું થયું કે
એમનાં અશ્રુ
સર્યાં નહીં
લૂછી શકું હું
એટલો સ્વસ્થ
ક્યાં હતો ?

## ખુલ્લે આમ □ જયા મહેતા

જોઉં છું તો...
પોતાની જ ઝીણીઝીણી
કાયાના
દૃશ્યઅદૃશ્ય તાંતણે વળગે છે
ઝૂલે છે લટકે છે
ખુલ્લેઆમ
રચે છે સુંદર
આકારબદ્ધ
જાળું નિરાળું
કરોળિયો કલાકાર
કરે છે શિકાર

ને પેલી જાય
કીડીઓની નીરવ
હારની હાર
કણ...કણ કરીને
કીડી વેગે લઈ જાય
ભરવાને દરનાં દર
ખુલ્લેઆમ
ખેંચી જાય દીર્ઘકાય સર્પનેય
ભરવાને ઝીણકાં ઉદર

## દીપશિખા □ હ. ભાયાણી

(પ્રાકૃત)
પ્રાસાદોની ભીતર
કેવી દીપશિખાઓ ઝગમગતી !-
અંધકારનું માપ કાઢવા
રવિએ પાઠવી કિરણાવલિ ઝળહળતી

## સ્વાહા □ હ. ભાયાણી

(સંસ્કૃત)
છેદીને દસમું શિર હોમતાં
માત્ર 'સ્વા' મુખથી નીસરી શક્યો -
'હા!' મહાદેવ ઉદ્‌ગારી ઊઠયા
અને એમ 'સ્વાહા'ની પૂર્તિથી થઈ
દશવદન - કમળપૂજાની પૂર્ણાહુતિ.

□ મહેશ દવે

સાહેબ હુકમ કરે કે આવું
આરણ-કારણ કાંઈ ન ચાલે
ક્યાંય પછી નહીં જાઉં
સાહેબ હુકમ કરે કે આવું

મારા મનનું કાંઈ ન ચાલે
કોરે કાગળ સહી
સાહેબના અણસારે મારી
હોડી જળમાં વહી
નાવિક મારો કહે એ લયમાં
ગીત મારું હું ગાઉં

સઘળું તેને સોંપી દઈને
કામ બધાં દઉં છોડી
મેં તો મારી પ્રીત સદાયે
સાહેબ સાથે જોડી
વહેણ હોય કે પૂર હોય
પણ નહીં કદી મૂંઝાઉં
સાહેબ હુકમ કરે કે આવું

## આમના આવો તો.... ☐ લાલજી કાનપરિયા

જીવણ! આમના આવો તો કહું,
કે ઢોલિયામાં ટળવળતી સૂની મધરાત!
આંખ્યુંને કોઈ દિ' પજવી ન્હોતી તોય શમણાં જોયાનું કીધું પાપ
પરિણામે કાંખમાં ઘાલીને રઝળું છું છોકરાની જેમ સંતાપ.
મેં તો માનતાય માની પાંચ - સાત,
કે ઢોલિયામાં ટળવળતી સૂની મધરાત!
દીવાને ઝાંખો કરું તો છડેચોક ઘેરી વળે છે નિરાશા
ઝગતો રાખું તો કોઈ આવીને આપે છે કાળઝાળ અગ્નિના જાસા!
મુંને પાલવે ના ખોટી પંચાત,
કે ઢોલિયામાં ટળવળતી સૂની મધરાત!
માછલીને સપનું આવ્યું તો એકાએક બની ગૈ ધૂળની ડમરી
વાયરો વાયો, ક્યાંક વરસાદ પડ્યો એવી અફવાની ઊડી છે ભમરી!
મુંને જળનો પીડે છે આઘાત,
કે ઢોલિયામાં ટળવળતી સૂની મધરાત!

## 'પ્રથમા' કોણ? ☐ હ. ભાયાણી

(પ્રાકૃત)
જે શુદ્ધ પક્ષવાળીના સંગે
વંદનીય તું બની રહેતો, ચંદ્ર!
હોય યદિ એ 'દ્વિતીયા'-
કોણ તારી તો 'પ્રથમા'?

## યામાતો નાકેરુ-નો-મિકિતો

☐ સુ. દ.

કુંવારીની શૈયા પાસે
મેં મૂકેલી
તેજીલી તલવાર.
અરે!
એ તલવાર.

## ગીત - જંગલનું □ નીતિન વડગામા

આજ જંગલ ઊમટ્યું છે મારી આંખમાં.
ઝાડથી વછૂટેલા ટહુકાઓ આવીને બેસે છે આજ બારસાખમાં.
ડાળખીને દોમદોમ ફૂટે ભીનાશ એની
પાંદડાંઓ લખતાં કંકોતરી,
હવે આવશે લીલોતરીનું બે કાંઠે પૂર
એવી આગાહી થાતી આગોતરી.
આખ્ખો વિસ્તાર પછી કેમ કરી માપવો નાનકડી નજરુંની પાંખમાં.
આજ જંગલ ઊમટ્યું છે મારી આંખમાં
ઝરણાંનાં નીરનુંય એવું ખમીર છે કે
મ્હેંક મ્હેંક થાય અંગ આખ્ખું,
થનગનતા પ્હાડનેય થાતું કે આજ હવે
કેડીને ચૂમું કે ચાખું?
ઊછળતા - કૂદતા પતંગિયાને મુઠ્ઠીમાં તુંય હવે કેદ કરી રાખ મા.
આજ જંગલ ઊમટ્યું છે મારી આંખમાં.

## ગઝલ □ હેમેન શાહ

પુષ્પધન્વાના હાથ ઘરડા છે,
ઘા વસંતોના સાવ હળવા છે.

દૃશ્ય રમણીય કે ભયાનક હો,
નેત્ર માટે તો બેઉ સરખાં છે.

સૂર કે તાલનું ન ઠેકાણું,
જેને પૂછો, કહે છે, જલસા છે!

ક્યાંય વસ્તુ ખરી નથી મળતી,
માત્ર પડછાયા છે ને પડઘા છે.

યાદ કરવા છે બાબા આદમને,
ત્યારના બાકી વાંધાવચકા છે!

## બે ચક્ર ખૂંપ્યાં □ હ. ભાયાણી

(પ્રાકૃત)

સૂર્ય પશ્ચિમે ડૂબ્યો અરધો
પૂર્વે પ્રગટયો અરધો પૂનમચંદ્ર
સંધ્યાભારે
ગગન-શકટનાં ખૂંપી ગયાં જાણે બે ચક્ર!

## એક સુનેરી પંખી □ લાલજી કાનપરિયા

આ ડાળે લચકાલોળ રે સૈ! એક સુનેરી પંખી
આ ઝાડ કરે અંઘોળ રે સૈ! એક સુનેરી પંખી.

એક સુનેરી પંખી એની ઘૂઘરિયાળી ચાંચ
લોહી સોંસરી વાગી અમને તોપ ન આવી આંચ!

આ જીવ આખોય બંબોળ રે સૈ! એક સુનેરી પંખી
આ ડાળે લચકાલોળ રે સૈ! એક સુનેરી પંખી.

આ અઢળક અઢળક ઇચ્છાઓનું તરસવું છે તોબા
આ ઝરમર ઝરમર લાગણીઓનું વરસવું છે તોબા.

આ સપનાવંતી છોળ રે સૈ! એક સુનેરી પંખી
આ ડાળે લચકાલોળ રે સૈ!, એક સુનેરી પંખી.

પાંપણ વચ્ચે ઝૂલવા લાગે રંગબેરંગી ભાત
ટહુકો થઇને ખૂલવા લાગે હરિયાળી એક વાત.

આ નજરું ઝાકમઝોળ રે સૈ! એક સુનેરી પંખી
આ ડાળે લચકાલોળ રે સૈ! એક સુનેરી પંખી.

### □ ઓત્સુ □ સુ. દ.

આ મારો અંતિમ દિવસ.
સરોવર પર આકંદનાં
જંગલી બતકોને જોઇશ
અને પછી
હું અદૃશ્ય થઇ જઇશ
વાદળમાં.

### □ અરિમા □ સુ. દ.

જો નિયતિ સંમત થશે
તો હું કિનારે પાછી પહોંચીશ
અને જોઇશ
સરુની બે ડાળીઓ
મેં એક કરેલી અને ગૂંથેલી

## નિહિતં ગુહાયામ્ □ પૃચ્છક



'જે કોઈ પાઠક-ભાવક
જ્યારે, જેવી કૃતિને પામ્યો
ત્યારે તેનો તે કૃતિપાઠ:
ખરેખરું તો એ જ માત્ર વાસ્તવ -
ઈતર બધું તો કલ્પનજલ્પન.
(કહોને, આ આપણો અલગ, આગવો ચોકો)'

પરંતુ ભઈલા! એ હોબાળે
ઊઠી રહ્યાં વમળો, ઘૂમરીમાં
ફસાઈ તું ચકરાતો
(એ.એ.પો.ની કહાણીના નાયક શો)
લગરીક ઠંડે પેટે, ઠરેલ ભેજે
જોવા કરશે ?-
તો તો દીવા સમ દેખાશે :
એ કાંઈ કલા-કવિતા કેરો કેવળ
નહીં બાપીકો કોઈ ઈજારો -
જે કાંઈ, જ્યાં કાંઈ, જ્યારે જેવું
તું, હું કોઈ પણ
દરેક જણ (હા! હરેક જણ તો)
જાણે, માણે, સહે, ભોગવે
- તે જ માત્ર તેનું વાસ્તવ.
(નથી સાંભળ્યું ?
'તુંડે તુંડે અલગ મતિ'
ને 'દૃષ્ટિ તેવી સૃષ્ટિ')

*

ભલે, ભલે ભઈ! એમ ભલે હો
તોપણ તેમ છતાંયે
માણસમાણસનો કદી જીવ મળે
કભી મન હળે
કદી ઈતર-ભીતરનું

## પ્રશ્ન

□ મદનકુમાર અંજારિયા 'ખ્વાબ'

વાદ્યમાંથી
વાદન બાદ થાય તો
શેષ વધે શાંતિ...
સ્થિતિમાંથી
ઉપસ્થિતિ બાદ થાય તો
શેષ વધે એકાંત...
રકમમાંથી
રકમ બાદ થાય તો
શેષ વધે શૂન્ય...
- આ તો બધું સહજ છે,
પણ માણસમાંથી
માણસ બાદ થતાં
શેષ રાક્ષસ કેમ વધે છે ?

હું, તું, તેનું ભાન ગળે
ને ત્યારે શું પોતામાં સામો,
સામાની ભીતરમાં પોતે
નથી ભળાતો, નથી કળાતો
અમને, તમને ?
અંગત-સહિયારાનો આ કેવો
અદબદ અજબગજબનો ખેલ !-
કેટકેટલા ભારે ભેજાબાજે
રેલાવ્યા પરસેવા :
પણ છે ક્યાંય કશોયે ભેદાભેદ - ઉકેલ ?

*

ભાળું તુજ ભમ્મર ઊંચકાતી
પ્રશ્નભાવમાં -
'કેમ માંડયું આ તત્ત્વટૂંપણું ?
ખૂટી ગયા શું નવેમ રસ ?
શું છાઈ ગયો સૂનકાર ? બધું સૂમસામ ?'
અરે ભઈ ! એવી પળોયે
કદીકદી ક્યાં જીવતા જીવને
હાલ, જૂને જુગ કે અધવચ્ચે
(ને આજે તો દિન દૂની ને રાત ચૌગુની)
ના'વ્યા કરતી ? સતાવતી ના? -
ના કશી અચરજ :
પણ છે આ તો અકળવિકળ નિજમનની
અળગી હલચલ.
ડહોળે મનજળ વમળ ઊઠયાં અવ :
પંચોતેર લગી ધરતીએ
દેહભાર આ ધર્યો, સહ્યો -
હા ! ભાવ કશો એ વાગોળું હું
કટુમધુરો ને ખટમીઠો.
રહીરહીને, જવ જવ,
કેવી ચિત્રવિચિત્ર ડરામણી,
લોભામણી, મૂંચવણ - ગભરામણી, રળિયામણી,

☐ કિશોર શાહ

સવારે અરીસો જોતાં
મારી આંખોમાં
દેખાય છે
હરણ
બપોરે
સિંહ
સાંજે
શિયાળ
રાતે
વરુ
અરીસાઓ અંચઈ કરી શકે ખરા ?

વળી દલિત-પીડિત ને દમતીપીડતી
દાસસ્વામીની - કેટકેટલી !
નિજ મૂર્તિની ટોળીમંડળી -
ઝાંખી ધૂંધળી, પ્રકટોન્કટ ને ભેળસેળિયા
ચિત્રવીથી સમ ઊમડઘુમડ ઊમટતી !
સમયસમય અવિરત બદલાતી
ચલચિત્રાવલિ
ચિત્તચોપડે નોંધાતી
કો ભૂંસાતી, કો ચીટકી રહેતી -
સાચી, મનઘડી, અરધપરધ વા
(કઈ કઈ અસલી ? બનાવટી કઈ ?)
વળી તુંયે ભઈ ! ક્યાં નવ જાણે ?-
આ તો કેવળ એક જ ફાંટો,
પ્રવાહ એક જ, એક અનેરું જૂથ.
નજર જરા ફેરવતાં ઊમટે
બીજાય આપણી મૂરતસુરતના
કહે, કેટલા થોક ?-
ઈતર, પરાયાં અને પોતીકાં
દૂરનિકટનાં
મળ્યાંહળ્યાં કે સુણ્યાંનિહાળ્યાં -
કેટકેટલાં પાસ આપણી
ભાતભાતની કૈક મૂરત
વરવી કે ગરવી
નિજનિજને રંગે રંગાઈ
કદી સ્થાયી, કદી રંગ બદલતી
વિસરાતી ને ફરી ડોકાતી ?
(વિદવચન છે યાદ ?
'રૂપં રૂપં પ્રતિરૂપો બભૂવ.')
*
ભીતરનાં જળ ડહોળીડખોળી
ઊઠયા કરતો પ્રશ્ન એક :
અણગણ એ છબીઓને થર

□ બાસો □ સુ. દ.

અંધારિયો સમુદ્ર :
જંગલી બતકનો સાદ
લાગે છે આછો શ્વેત.

ટાન્કા □ કૉકિન્શુ □ સુ. દ.

છાયાની ઘટામાંથી
પસાર થતો પવન
મારા પોશાકને
મોસમી સુગંધથી
ભારઝલ્લો કરે છે

પ્રોવાયા 'હું'ને કેમ કરી હું ખોળું પ્રીછું ?
(ખોળનાર 'હું'યે વળી કોણ ?)
સદા રસિક, પણ સદા પજવતા,
સદા અનુત્તર, અજરઅમર આ પ્રશ્ન !
કોણ ન જાણે ?-
ગંગા એ તો
અવિરત વહેતો ક્ષણક્ષણનો નવતર જળઓઘ
છતાંય, નેમ છતાંય
ગંગા એ તો ગંગા :
નહીં એ રેવા, જમના, તાપી, કાવેરી કે કૃષ્ણા.
(માનવીનું મન - વત્સ વિખૂટું
સમાધાન-ધેનુનું શરણું શોધે !)
ધ્રુવ-અધ્રુવ કે નિત્યાનિત્ય
અનેક જ અથવા એક ?
સ્મરું ઋષિની વાણી :
'કો અદ્ધા વેદ ક ઇહ પ્રવોચત્'
મનીષી, કવિ, આચાર્ય પ્રીછવે:
'ચિદ્‌વિલાસ કહો વા માયાલોક.'
ધન્ય કોઈ વિરલાને સ્ફુરતો
અટળ વસ્તુ-આલોક.

□ યોશા બુશોન □ સુ. દ.

વાસંતી સૂર્યાસ્ત
પર્વત પરથી પસાર થાય છે
તેતરની પૂંછડી.

## જેને જોતાં 'કેવો', એવો પ્રશ્ન જ ન થાય □ હ. ભાયાણી

(સંસ્કૃત)

'પ્રવાસપથમાં દીઠો, પથિક ! કોઈ પંથી રૂડો ?'
'અનેક શત મેં દીઠા : તુજ દીસંત કેવો પ્રિય ?'
'નિહાળી જન જેહને ન પ્રશ્ન કોઈ એવો કરે -
અનન્ય મુજ પ્રીછવો પ્રીતમ' કહેતી મુગ્ધા ઢળી.

## અહેસાસ □ રમેશ પારેખ

તારી તોતડી બોલીમાં
જોયું મેં મારું બચપણ
ભાષામાં ભાંખોડિયાભેર ચાલતું, બબુલા !

શિશિર,
તારા કૈશોર્યની કેસરી દાંડીએ દાંડીએ
લખ્યું મેં પણ મારું નામ શેરીની ભીંતે...

ગ્રીષ્મ !
તારા પ્રબળ ઘાટીલા સ્કંધની
પ્રત્યેક માંસપેશીમાં
તગતગતી મારી યુવાની મેં સૂંઘી.

લો બાબુભાઈ,
તમારા સફેદ થતા આવતા કેશને
હું અડક્યો,
ને ચોંકી ગયો કે મારા વાળમાં
અજાણી કોની આંગળીઓ ફરે છે !

ખોડા બાપા,
તમારો બુઢાપો તો અરીસો થઈ ઊભો
મારી સમક્ષ
ને મારાં ગાત્રો લોચોલોચો થઈ ગયાં...

□

સ્વર્ગસ્થા !
આ બબુલો, શિશિર, ગ્રીષ્મ, આ બાબુભાઈ ને ખોડાબાપા
આ સૌ છૂટાછવાયા મણકા છે જે માળાના
એ સળંગ ને અખંડ માળા હું હતો
જેમાં પરોવાઈ હતી તું સૂત્ર રૂપે.
એવો અહેસાસ
તારી છબી, ઘરની ભીંતે લટકતી જોઈને કોને થશે ?

□ ઓશિમા શ્યૉટા
□ સુ. દ.

જળમાં ચંદ્ર
ગોઠમડું ખાય
અને વ્હેતો જાય

## કોઈ કશું ભૂલતું નથી □ રમેશ પારેખ

બચપણમાં એક જણને
ખિજવેલો - 'એ બુઢ્ઢા...'
એના જ પ્રપૌત્રે,
આજ પાણો માર્યો પીઠમાં
કે, 'એ ડોસલા...'

ખિસકોલીનું બચ્ચું પાળેલું, લિસ્સું, બચપણમાં.
ચાળીશ - પિસ્તાળીશ વર્ષ બાદ
હવે એનું કોઈ વંશજ
મારું સરનામું શોધી કાઢીને
ફળિયે બેઠું છે.
ફળિયે બેસી વધેલી દાઢી વલૂરતા મને
તાકે છે ટગરટગર,
પંપાળે છે મારી દાઢીમાં બેઠેલ ખરબચડી સાંજને,
એની વિસ્મિત આંખથી.

બચપણના દોસ્તને મળવા ગયો,
એવો જ પાછો આવ્યો,
ઉમળકાથી ફટફટ પરબીડિયું જેમ પાછું ફરે
પોસ્ટના થપ્પાઓ ખાઈને
'Left'ના રિમાર્ક સાથે, તેમ !
-વણઉઘડેલ અને ચૂંથાયેલો.

બિલની ઉઘરાણી કરતો કરિયાણાવાળો જોઈને
સાંભરે નાનપણમાં કોઈને નહીં દીધેલ રમતનો દા.
બચપણ વારસો મૂકી ગયું -
ટપાલીને આખો દિવસ ગાળો ભાંડતી વિધવાનો,
બાંકડે બેઠેલ સાંજના ઝાંખા વૃદ્ધોનો,
નિસ્તેજ સૂર્યનો.

એક એવા જળાશયનો જેમાં હવે માછલીઓ રમતી નથી
અને એવા કાનનો જેમાં છે બૉમ્બના ધડાકાઓ નહીં સાંભળવાની
બહેરાશ.

બચપણ હાથોહાથ વારસો દઈ
ગુજરી ગયું.
હવે આ બધું મારા સુવાંગ ભોગવટામાં.
શું ઍરપોર્ટ, શું રેલવે-સ્ટેશન-
બધાં ઊભાં જ હોય છે
ઝાંખાપાંખા મોડી રાત સુધી
એકાદ જાણીતા ચહેરા માટે.
ગાડી કે વિમાન
આવતાં ને જતાં તો હોય જ છે
ક્યાંથી તે ક્યાંક સુધી.
અહીં તે ઠાલવે છે માત્ર ભીડ.

જાજરમાન જંક્શન બની જાય
એવું ફ્લૅગ સ્ટેશન
જ્યાં કોઈ ગાડી ઊભી જ રહેવાની ન હોય.

આમ છે ત્યારે!

સરનામાં -
જૂનાં બદલાઈ જાય,
નવાં જડે નહીં.

આમ પણ છે ને
એમ પણ છે કે કોઈ કશું ભૂલતું નથી.
ધુમાડાનાં કારણ હજાર હોય
તમે કેટકેટલાં શોધશો ?

જવા દો
કોઈ આપણને બુઢ્ઢા કહે
તેમાં વળી માઠું શું લગાડવું ?
લો, રૂમાલ!
સરનામાની ગરબડમાં
ક્યારેક તો
કોઈકનાં આંસુ
આવી ચડે છે આપણી આંખે.

જેસલમેર ▢ કિશોર શાહ ✓

રેતીમાં
નીકમનો ઘા
અને
પાયો ખોદાયો
જેસલમેરનો
એ કઈ ક્ષણ હતી ?
એ કોણ હતા
જેમણે
રેતીને
સ્વપ્નની ગતિ આપી

▢

ઝરૂખે
બેઠી હશે કોઈક રમણી
બેખબર
જોતી દૂરદૂર
રેતીના સ્વપ્નની જેમ
સરી જતો
કાળ
ઝરૂખો એ જ
દૃષ્ટિઓ બદલાય

▢

ક્યાં છે જેસલમેર ?

એ તો પહોંચી ગયું
દેશવિદેશ
કૅમેરામાં કંડારાઈ
એના
પથ્થરોની પીડા

અને
એક ગંદી ગલીના ખૂણે
કચરા ભેગી
ભળી ગઈ છે
ચપટીક રેતી
અને
પથ્થરોની કણી
જે
જેસલમેર કંડારાયું
ત્યારે
છૂટી પડી હતી

▢

હું હવે
કાગળ પર
જેસલમેર કંડારવાનો
મિથ્યા પ્રયત્ન તો
નથી કરી રહ્યો ને !

▢ ચોસામી - નો - ઓટોમી
▢ સુ. દ.

મારો દેહ
પડ્યો છે
પર્વતના ખડક પર
એ જાણ્યા વિના
મારી પ્રિયતમા
રાહ જુએ છે.

કવિતા

## સમય □ મહેશ દવે

સમય, સમય કેવો સમય ?
કયો સમય ? કેટલો સમય ?
આપણે સાથે ગાળતાં રહ્યાં
એટલો સમય.

સમય, સમય ક્યાં છે સમય ?
થંભ્યો ને અણથંભ્યો સમય
એસ્કેલેટર પર તું જો ને
ઊભો ઊભો સરતો સમય.

વરાળ થઈને ઊડતો સમય
સાગર સાગર બૂડતો સમય
આજનો સમય વહાલનો સમય
મારો સમય કાલનો સમય.
રેત-ઘડીમાં પડતો સમય
ક્લૉકમાં કેવો ફરતો સમય
ચક્કર ચક્કર ઘૂમતો સમય
ચકરાતો ઘુમરાતો સમય
કાળો સમય રાતો સમય
છાનું છાનું ગાતો સમય
ક્ષણેક્ષણને જણતો સમય
બોલતો ને બડબડતો સમય
રાત આખી રણઝણતો સમય
પડતો ને આખડતો સમય.

ઘટમાં ગોરંભાતો સમય
શમતો સમય ગમતો સમય
ક્યારેક નહીં સમાતો સમય
પવનની જેમ વાતો સમય
મરણ તરફ જાતો સમય
જીવન તરફ આવતો સમય
મારો સમય તારો સમય
વહેતો આ વણઝારો સમ·

□ સુરેશ દલાલ

રાતે પાગલ, સવારે શાણો !
એ સાજનને કેમ વખાણો ?

રાતે દરિયો, સવારે રણ
એ સાજનનું કેવું સ્મરણ !

રાતે શાશ્વત, સવારે ક્ષણ
એ સાજનના રેશમી વ્રણ.

રાતે બોલકો, સવારે ચૂપ
એ સાજનનાં વિધવિધ રૂપ.

રાતે આદિમ, સવારે નાગર
એ સાજનના ઘૂઘવે સાગર

રાતે ભીનો, સવારે કોરો
એ સાજન તો આઘો, ઓરો

## ગીત ☐ કિશોરસિંહ સોલંકી

આંખોથી સંધાયાં રે સાજન અવસર આવ્યા
શબ્દોમાં બંધાયાં રે સાજન અવસર આવ્યા.

ફૂલોમાં શેકાયાં રે સાજન અવસર આવ્યા
કાંટોમાં વવાયાં રે સાજન અવસર આવ્યા.

શ્વાસે શ્વાસે કપાયાં રે સાજન અવસર આવ્યા
લીલી ભોમમાં તપાયાં રે સાજન અવસર આવ્યા.

કેવા ફૂલ્યા'તા બાગ રે? સાજન અવસર આવ્યા
ડખ્યા ઝેરી નાગ રે સાજન અવસર આવ્યા.

અંગેઅંગમાં રોપ્યાં રે સાજન અવસર આવ્યા
કેમ એકાએક કોપ્યાં રે સાજન અવસર આવ્યા.

ભળી ગયાં'તાં મન રે સાજન અવસર આવ્યા
વેરાન બન્યાં વન રે સાજન અવસર આવ્યા.

ભીનાં નીતરે તેજ રે સાજન અવસર આવ્યા
કંઠે બાઝયો ભેજ રે સાજન અવસર આવ્યા.

ટેભા તૂટયા સાંધ રે સાજન અવસર આવ્યા
કોણ આપશે કાંધ રે? સાજન અવસર આવ્યા.

## હાઇકુ ☐ મિઝુતા માર્શિદ
☐ સુ. દ.

મારો કોઠાર ભસ્મીભૂત થઇ ગયો –
હવે મારી અને ઉપરના ચંદ્રની વચ્ચે
કશું જ નથી આવતું.

# જાપાની કવિતા □ હરીન્દ્ર દવે

હોવા અને ન હોવાની
સાગરબેલડીથી થાકી ગયો છું
અને ઝંખું છું
પલટાતા પ્રવાહોથી ન સ્પર્શાયેલા
આનંદના શિખરને

– અનામી

□

એનાં કંગન ખનકે છે,
પાયલ રણકે છે,
ખડખડતી સાળ પર
એ વણે છે નવો દુપટ્ટો
પ્રિયતમ આવે એ પહેલાં

– અનામી

□

હિમગિરિ પર
લીલાંતાજાં પર્ણો ફૂટે ત્યાંથી
એ લાલ થઇ જાય ત્યાં સુધી
મારે શયન કરવું છે તારી સાથે-
તને એ કેમ લાગે છે ?

– અનામી

□

જ્યારે હરિયાળી પર
ચાંદની રાતની પ્રભા રેલાતી હોય
ત્યારે આપણે ચાર દીવાલોમાં રહી
પ્રેમ કરીશું ?

– અનામી

□

તો હું તને ઊંડે ને ઊંડી શ્વસી શકું
તો આપણી રતિક્રીડા
નાયગરાના ધોધ પર દેખાતા
ઈન્દ્રધનુ માફક ખુલ્લી પડે
તેની મને દરકાર નથી.

– અનામી

□

હું મારી સારંગી હાથમાં લઉં છું
ત્યારે એમાંથી જાગે છે ઉદાસ ચિત્કાર;
સારંગીના પોલાણમાં
મારી પ્રિયતમાના
આત્માએ વાસ તો નહીં કર્યો હોય ?

– અનામી

□

કમળતંતુ પર
સાંધ્યધુમ્મસ ઊગે છે, શમે છે,
સાંજ ઠંડી થતી જાય, એમ
જંગલી બતક ચિત્કાર કરે છે,
પ્રિયજન હું તને કેટલી ઝંખું છું !

– અનામી

□

ગોધુલિની વેળાએ
રસ્તો માંડ દેખાય છે;
ચન્દ્ર ઊગે ત્યાં સુધી રોકાઇ જા,
હું તને જતી તો જોઇ શકું !

– ઓયાકેમી

□

ખાલીખમ પર્વતોમાં
વાંસનાં પર્ણ
હવામાં ખખડે છે :
હું યાદ કરું છું
જે નથી એ પ્રિયતમાને

– કિડિનોમોટોનો
– હિરોમારો

મારી પ્રિયતમા માટે
પામ વૃક્ષની ટોચ પરથી
ફૂલો ચૂંટું છું ત્યારે
નીચેની ડાળીઓ
મને ઝાકળથી ભીંજવી દે છે
□
ગ્રીષ્મના ખેતરમાં
અફવાઓ ઝાંખરાની જેમ ઊગે છે :
મારી પ્રિયતમા અને હું સૂઈએ છીએ
બાહુપાશમાં બંધાઈને.

□
પાનખરમાં પર્વત પરનાં
રંગીન પર્ણો ખરવા માંડે છે :
જો હું એમને ખરતાં અટકાવી શકું,
તો કદાચ હજી એને જોઈ શકું.
□
આજે સવારે હું
મારા વાળ નહીં ઓળું :
મારા પ્રિયતમના બાહુ પર
ઓશિકું કરીને સૂતા છે

□
તારું હૃદય મારા
હૃદય સાથે ગૂંથાઈને રહ્યું
એટલામાં તારા વાળ સફેદ થઈ ગયા :
હવે હું એ ગુંફન
શિથિલ થવા નહીં દઉં.
□
રંગીન પર્ણોએ
પાનખરના પર્વત પરની
કેડીઓ છુપાવી દીધી છે.
હું નથી જાણતો એવા રસ્તાઓ
પર આથડતી મારી પ્રિયતમાને
હું ક્યાં શોધું ?
□
હું બેઠો છું ઘેર
આપણા ખંડમાં
આપણી પથારી પાસે
તારા ઉશિકાને જોતો

□
સ્વર્ગની નદી પાર કરતી
નૌકાનાં હલેસાં રાત્રે સંભળાયાં
ત્યાં સુધી
હું મારા પ્રિયતમની રાહ જોતી રહી

□
હિમગિરિની કબરમાં
મારી પ્રિયતમાને પોઢાડી
પર્વતની કેડી પર ચાલ્યો, ત્યારે
મને લાગ્યું કે હું મૃત્યુ પામ્યો છું

□
પ્રિયતમા મારી પ્રતીક્ષામાં છે,
અને જાણતી નથી
કે મારો દેહ અહીં આ
પર્વતના ખડકોમાં જ રહેશે
□
બાંધે
ને છૂટા થઈ જ જતા :
ન બાંધે તો કેટલા લાંબા રહેતા !
કેટલાયે દિવસોથી
હવે હું તારી સામે નથી -
તારો અંબોડો અકબંધ રહે છે ?

– મિકાતા યામી

બધા કહે છે
મારા વાળ બહુ લાંબા છે
છેલ્લે તેં તારે હાથે
વિખેરેલા
એવા ને એવા જ મેં રહેવા દીધા છે
– લેડી સોનો નો ઓમી ઈકુરા

□

તેં કહ્યું, 'હું આવીશ'
અને તું ન આવ્યો.
હવે તું કહે છે 'હું નહીં આવું'
એટલે હું તારી રાહ જોઈશ.
તને સમજતાં હું શીખી ગઈ, ખરું!
– લેડી ઓટોમો નો સાકાનો

□

જાગું અને અહીં ન હોય
એવા હાથ માટે ફંફોસું
એ કરતાં, તને
મારા સ્વપ્નમાં મળ્યો જ
ન હોત તો?
– ઓટોમો નો યાકામોશી

□

નદીને પાર કરી
હું આવીશ તારી પાસે
મારો અશ્વ
નિર્મળ જળમાં-રસ્તો કરે છે
પંખીઓ મારા પ્રેમનાં ગીત ગાય છે
– ઓટોમો નો યાકામોશી

□

સાંધ્ય ઉજાસમાં બીજના ચન્દ્રને
મેં પ્રથમ જોયો,
મને યાદ આવી ગઈ
મેં કદીક જોયેલી કન્યાની
પતંગિયા જેવી ભમર

આપણો તો સંગ
ઘડીક વારનો:
આપણે માન્યું કે પ્રેમ
હજાર વરસ સુધી મહોરશે.

□

તમને ન ચાહે
એવા કોઈને પ્રેમ કરવો
જાણે મંદિરમાં જઈ
ભૂખ્યા દૈત્યના
લાકડાના પૂતળાની પૂંઠે જઈ
પૂજા કરવી
– લેડી કાસા

□

મીઠાના અગરમાં કામ કરતી
કન્યાનો પોશાક એના અંગને ચિપકે
એટલા તારી નજીક રહેવું છે મારે
હું હંમેશાં તારો જ વિચાર કરું છું.
– યામાબે નો અકાહિટો

□

વરસો મને આભડી ગયાં છે?
વય સાથે હું જીર્ણ થતો જાઉં છું
છતાં મને ખપ છે
તારા પુષ્પ જેવા સૌન્દર્યના દર્શનનો
મારી ચિંતા અને ભારને
વિદાય કરવા માટે
– કુજિવારા નો ઓશિકુઆ

□

આ આપણા જગતની
શૂન્યતામાં
રંગ બદલ્યા વિના
મનુષ્યનું હૃદય
કરમાઈ જાય છે ફૂલ માફક
– ઓનો નો કોમાશી

આ અમાસની રાતે
તું આવતો નથી
હું તારા ઇંતેઝારમાં જાગું છું,
મારાં સ્તનો ધડકે છે, ચમકે છે
મારું હૃદય પ્રજ્વલી ઊઠે છે
□
એને ખ્યાલ નથી શું
કે હું મોજામાં તણાતું ઘાસ નથી
જેને કિનારા પરનો છોકરો
ધારે ત્યારે લઇ જઇ શકે !
□
એનો વિચાર કરતાં
મારી આંખો મળી ગઇ
અને એ આવ્યો :
જો મને ખબર હતે કે આ
માત્ર સ્વપ્ન છે
તો હું કદીય જાગી ન હોત.
□
સ્વપ્નની કેડીએ તારો સગડ
કાઢતાં મારાં ચરણો કદી
થાકતાં નથી : વાસ્તવમાં તારી
એક ઝલક માટે
આ બધી રાતોનો પ્રેમ કુરબાન છે
□
ઓશીકું બધું જાણે છે
માની અમે ઓશીકા વિના સૂતા
છતાં મારી પ્રતિષ્ઠા
ધૂળની ડમરીની જેમ
આકાશને આંબે છે
- લેડી ઇસે
□
સ્વપ્નમાં પણ
એ મારી સાથે પ્રેમ કરે છે
એ હું એને જાણવા દેતી નથી
સવારના અરીસામાં
જોઉં છું ત્યારે
દેખાય છે ચહેરા પર લાલ શેરડા
□
તારાં સુંદર વચનોએ
બળી ગયેલા છોડ પર
છાંટયું સંજીવનીનું ઝાકળ
પણ હવે તો પછીના વરસની
પાનખર આવી પહોંચી છે.
- પ્રિન્સ ફુજિવારા
નો મોટોયોશી
□
હું દુ:ખી છું
શું થાય એની મને પરવા નથી :
મારે તને મળવું જ જોઇએ -
પછી ભલે હું અરબી સમુદ્રમાં
ખોવાઇ જાઉં તોપે !
□
સમુદ્ર તરંગો
કિનારા પર ટોળે વળે છે,
રાતમાં સ્વપ્નની ગલીઓમાં થઈને
હું ગુપચુપ
તારી પાસે આવી પહોંચીશ
- ફુજિવારા નો
રોશિયુકી
□
વૃંદાવન અને ગોકુળની
વચ્ચે વહે છે યમુના :
દુનિયાની બધી જ ભ્રમણા
વહે છે પ્રિયતમ અને પ્રિયતમા વચ્ચે
- અનામી

જ્યારે
પ્રેમ-છલકતા હૃદયે
હું શિયાળાની રાતે
પ્રિયતમાના ઘર તરફ ઉતાવળે
ચાલતો હતો
નદી પરના પવનની કાતિલ ઠંડકથી
પંખીઓ દર્દથી ચિત્કાર કરી ઊઠતાં હતાં.
- કિ નો સુરાયુકી

□

એણે કહ્યું :
હું તરત આવીશ
અને હું અતીતની સવારે
ચન્દ્ર ઊગ્યો ત્યાં સુધી
ઇંતેઝાર કરતો રહ્યો.
Monk Sosei

□

પવનના ઝપાટામાં
પાનખરના ઘાસ પરનું શ્વેત ઝાકળ
તૂટેલી મોતીની માળા જેવું વેરાયું છે
- બુન્યા નો અસાયાસુ

□

યાદ આવે છે
એને મળ્યા પહેલાંના દિવસો
કેવું ચેન હતું ત્યારે ?
કોઇ કસક નહોતી
- ફૂજિવારા નો અત્સુતાદા

□

કોઇ પસાર થાય છે :
એ તો નહીં હોય
એવું વિચારું ત્યાં
મધ્યરાત્રિનો ચન્દ્ર
ઢંકાઇ જાય છે વાદળથી
- લેડી મુરાસાકી શિકિબુ

અસ્ત પામતા ચન્દ્ર જેવી
ઠંડીગાર પ્રિયતમાથી છૂટો પડયો
ત્યારથી વાદળો પર
પ્રભાતે પથરાતા પ્રકાશનો
મને થાક લાગે છે
- મિબુ નો ટાડામિન

□

હા, હું પ્રેમમાં છું.
સવાર પડી તે પહેલાં
તો સૌ એની વાતો કરતા હતા
હું તો એ સાંભળ્યું એ પહેલાંથી
પ્રેમમાં હતો.

□

મારું મન
ગૂંચવી દે એવી છાપ
સાથેના પટોળા જેવું
અવ્યવસ્થિત છે
તારા કારણે
મારો પ્રેમ એવો નથી

□

**ટાન્કા □ સુ. દ.**

હે જુવાનિયાઓ-
મરણનો ભય લાગતો હોય
તો હમણાં જ મરો !
એક વાર મરશો પછી
ફરી પાછું મરં·

# અને છતાં ફરી એક વાર કવિતા

□ સીતાકાન્ત મહાપાત્ર □ મહેશ દવે

દારૂગોળા કે વિસ્ફોટ
ભાલા કે બંદૂક
આગ કે ઈર્ષ્યા
સિંહનાં જડબાં કે સમૂહ ગાંડપણ
કશાયથી કવિતાએ કોઈને બચાવ્યા નથી

મને ખબર છે તેના શબ્દોમાં કોઈ જાદુ નથી
તેના શબ્દોથી કોઈ ઘટના સર્જાવાની નથી

બળબળતા બપોરમાં
નેતરના ઝાડની ડાળીઓથી
એક કાગડો કાઉં કાઉં કરે છે;
કવિતા તે કાળઝાળ સમયનો ચહેરો છે,
કાળના પાસાઓની કપટી રમતનો તે ભાગ છે.

પરીક્ષા આવી રહી છે તેના ભયથી ફફડતા
નિશાળિયાના નીંદર - ભારે ચહેરાને,
માંદલી ચકલીની જેમ, કવિતા
બુઝાઈ રહેલા ફાનસના અજવાળે તાકે છે;
કવિતા તેની થકાવટનો ભાગ છે

વિદ્વાન વિવેચકના ધારદાર છરીકાંટા નીચે
પડેલા પ્રાણહીન ઠંડાગાર ખાણાની જેમ
કવિતા-પ્લેટ 'સજાવી' છે

કયારેક મને લાગે છે
આ નપુંસક શબ્દોને
મોહન - જો - દડો, મોગલ - સામ્રાજ્ય,

May '1994

# संध्याकाळ

- हिरव्यागार झाडांचे शेंडे, अंधाराच्या चाहुलीनं
जरा हळु हळु रंगहीन, मळूल आणि अर्थहीन
व्हायला लागतात
तेव्हांची ही वेळ

- जीवनाचा रखरखाट आता मंद होत आहे आणि आता
संथ प्रवासात पाऊल टाकून जाण्यालाही वेळ आहे
खूप अंतर कापायचं आहे याची जाणीव
करून देणारी ही वेळ

- उगवून गेलेला सूर्य मावळतीला टेकण्याच्या अगोदर
"आता आराम" असं दिवसाला सांगतो
तेव्हांची ही वेळ.

- शांत, स्तब्ध थोडीशी उदास.. पण निराश नाही
कारण..... मरण्याची वेळ टळून गेलेली असली
तरी आपल्या नाजूक, लाजऱ्या बुजऱ्या स्वरांनी
पूरीया हळूच उजळण्याची ज्योत पेटवणार आहे
याची जाणीव असण्याची ही वेळ।

— विवेक खाडिलकर.

મારા દાદાની વળેલી હાથલાકડી અને ચાખડી,
ને મારાં દાદીનાં જુનવાણી ચશ્માંની જેમ
શા માટે ઇતિહાસની કચરાપેટીમાં ફેંકી ન દેવા
કે જેથી અંતે
નિ:શબ્દતાનું રાજ ચાલે.

અગ્નિ ઉત્સવમાં તેઓ શણની મશાલો ધરી
પૂર્વજોનું આવાહન કરે છે તેથી
અંધકાર ફેડી તેઓને ફરી પાછા પ્રકાશમાં લાવી શકાય

તમે બધાં અહીં હતાં
આ નેસ્તનાબૂદ થઇ ચૂકેલા શહેરમાં
આ ભસ્મીભૂત ગામમાં
ઉપરભૂમિ બનેલા પાકનાં આ ખેતરોમાં
યા તો હતા તમે બુઝાયેલી આગના છેડે.

કોઇકના આતુર
પણ નિર્લજ્જ ઇજનથી
તમારો આત્મા આ થીજેલા અંધારમાં થઇ પાછો
આવવાનો હોય તો
તમારા પુનરાગમનનો યાત્રાપથ લગરિક અજવાળવા
કવિતાના આ થોડાક શબ્દોને
શણની પ્રકાશતી મશાલ થવા દેજો.

## અનિમિષ નયનદર્શન □ હ. ભાયાણી

(પ્રાકૃત)
જે નયનોએ તુજને જોયો
એ નિજ નયનોનું
દર્પણમાં પ્રતિબિંબ અનિમિષ જોતી એ
દિનભર તુજ વિરહે.

## કેટલાક દિવસ વીતે ☐ મણિલાલ ગાલા ☐ કિશોર શાહ

(કચ્છી)

કેટલાય દિવસ વીતે
એટલે
અણસાર ઊપસે
કાન મંડાય
નાક ફૂલે
આંખ ફરકે
અંગ ધ્રૂજે

એ આવતો હશે

આંસુ વહેશે
ગાલ સ્પર્શશે
ફરી હોઠ ચૂપ થશે
નજરો માત્ર સફેદ ચાંડિયાને ચૂસશે
અને દાણા ફેંકવા પડશે

પછી કાળ થંભી જશે
પીળો રંગ આંખને આંધળીભીંત કરશે
એક ક્ષણ પેદા થશે
મજૂસમાં રહેશે
બંધ કમાડમાં રાતા રંગનો ભડકો ફૂટશે
રક્ત ચૂંથાશે
માંસ ઊકળશે

અને દિવસો
ઘોડાની દોડમાંથી ઊડી પવનમાં ચોંટી રહેશે

બીજા એટલા દિવસ થાય

☐ શીબાકુકિયો

☐ સુ. દ.

જવનું ગાંડું
ધીમું- પછી છવાંએ
પાછળથી અશ્વ *

એટલે
ઘર ઊંઘરેટિયું થાય
આંગણાની ધૂળ ચગદતી મોટરકાર ઠંડીમાં ઠરે
પવન નળિયાંઓને સકંજામાં લે
ભીંતોનાં બોગદાં ખૂલી જાય

મરકતા હોઠથી
હવે દાંત ગળાને ખોતરવા ખૂલે
તે પહેલાં
સાથળો દોટ મૂકે અને
કેટલી વખત હું
હુતૂતૂ રમતા બાઘાની જેમ
પકડાઈને પાછો વળું
લોહીલુહાણ થઈને
ત્યારે એ સંગોપેલી ક્ષણને
આકાશમાં ઊડી જતાં બચાવી શકું
મારે એ મજૂસમાં સંતાઈ જવું છે.

□ નિકોલાસ વરજીલીઓ
□ મહેશ દવે

વંટોળ પૂર્વે પ્રખર તાપ :
ખાલી કોઠારની શૂન્ય શાંતિને
ખલેલે એક માખ

મારી આંગળીએથી
ઉત્તેજું જળ :
પ્રેમની રાત

તેની એકલતાને
વીંધે છે
પૌરુષની સુવાસ

□ બાસો □ સુ. દ.

વસંત આવી–
અનામી પર્વત
ધુમ્મસે વીંટળાયો.

## અજ્ઞાતવાસ □ મકરન્દ દવે

આ વિરાટ વિરાટ નગરીના મહા વિસ્તારમાં
ફરતો રહું, ફેંકાઈ ચાલું, કોઈ અણપ્રીછ્યા
અજ્ઞાતવાસી જેમ, મારાં વિવિધ રૂપો
એકમેક મળી જતાં
ને ક્યાંક તો
ટોળાં મહીં ટોળું બનીને
લેશ પણ પરખાય ના, ચ્હેરા વિનાનાં
હોય જાણે એમ સાવ ભળી જતાં.

પણ જ્યાં જરા
દ્યૂતના કહીં પાસા ખખડતા,
ક્યાંક ભોજન-ગંધ આવે ઉગ્ર બનતી,
ક્યાંક ઘુંઘર નૃત્યના તાલે બજે,
કે ઊછળે જ્યાં કેશવાળી અશ્વની,
કે ધેનુ પુચ્છ ઉછાળતી દોડે વછોડી બંધનો,
મારાં સકળ અંગાંગ, નિજની ગુપ્ત
એકલતા મહીં માથું અફાળે, લુપ્ત
સ્વપ્ન તણા સુવર્ણ સિંહાસને.

અજ્ઞાતવાસ કઠોર ભારે પણ
એ ક્ષણે તો નિરવધિ
અતિશય કળાય અસહ્ય;
મારી નજર સામે વિશ્વની સામ્રાજ્ઞીને
જોઉં જતી દાસી બની,
જોઉં જતી આ નત શિરે
અસહાય, એકલ,
મદછક્યા કીચક તણી હીણી નજરથી
પંખિણીની જેમ થરથર કંપતી
આજના મારા અકળ અજ્ઞાતના પ્રેરક,

હે મહા અજ્ઞેય !
તારા નિયમસર, સ્વચ્છંદ પાસાને કહે
હું શી રીતે પરખી શકું ?
પામી શકું ?
મારા કકળતા કાળજે, ક્યાં ? તું કહે ક્યાં ?
શી રીતે ઉત્તર મળે ?
ચિત્તને શાતા વળે ?

પડઘા પછી પડઘા જગાવી
કોણ 'ઉ ત્ત ર' શબ્દને જ
અસીમ કેરી ખીણમાં પાછો ફગાવે ?
પ્રશ્નમાં જ ફરી ફરી પાછો વળી
અફળાય ઉત્તર ?

શાંત, નીરવ અંતરે
ઉત્તરોત્તર' ઉત્તરા - ઉત્તર તણા આવર્તને
પ્રાણને પડકારતી આવે ઘડી,
જોઉં તો રથમાં ચડી,
હાથમાં લેતો લગામ ફરી અહીં ઉત્તર અને
રણક્ષેત્રમાં રથ રણઝણે,
અજ્ઞાતનો ઉત્તર મળે,
પેલા શમી વૃક્ષે છુપાયાં શસ્ત્ર કેવાં ઝળહળે !

## દગ્ધ મંદિર □ હ. ભાયાણી

(પ્રાકૃત)

વિરહાનળ - જાળે સળગેલા હૃદયભવનથી
દાઝી રહેલા, ધક્કાધક્કી કરતા
ઝટપટ નીસરતા નિઃશ્વાસો.

# 'કૂંપળ' અને 'ઝાકળ' □ બાલુભાઈ પટેલ

ફૂલોની ખુશ્બોનો પડછાયો પાડનાર શાયર બાલુભાઈ પટેલ આગળ સ્વર્ગીય શબ્દ મૂકતી વખતે હાથ અને હૈયું ભરાઇ આવે છે. બાલુભાઈએ ઓછા સમયમાં ત્રણ ગઝલ સંગ્રહો- સ્વપ્નોત્સવ, મોસમ અને છાલક આપીને વિદાય લીધી ત્યારે પુષ્કળ ગઝલો પાછળ મૂકતા ગયા હતા. તાજેતરમાં આ ગઝલોના બે સંગ્રહો કૂંપળ અને ઝાકળ પ્રકટ થયા છે. ચીલાચાલુ ગઝલ લખવી સહેલી છે પણ એક નવો રાહ કંડારવો એ સાવ નાનીસૂની વાત નથી. બાલુભાઈમાં પોતે કંઈક જુદું કરી રહ્યા છે એવી સભાનતા ન હતી એ મોટી વાત છે. એમની ઘણી બધી ઉક્તિઓમાં નવીનતા અને તાજગીનો અનુભવ થાય છે. એમણે મૃગજળને અને દાવાનળને સાથે બેસાડયાં છે. એ ચીસને સર્પાકાર અને યાતનાને પુરોગામી કહે છે. બાલુભાઈની ઊડીને આંખે વળગે એવી લાક્ષણિકતા છે તેમની સરળતા જેમ કે :

લોક સમજ્યા આંખથી આંસુ ખર્યું
પણ એ મારી સ્વર્ગીય શ્રદ્ધા હતી

શ્રદ્ધાની આગળ સ્વર્ગીય વિશેષણ મૂકીને કવિએ વાતની ચોટ વધારી છે. સ્વર્ગીય વિશેષણ આટલી કાર્યસાધકતાપૂર્વક ગુજરાતી ગઝલમાં સૌપ્રથમ બાલુભાઈએ મૂક્યું તે માટે તેમને સો સો સલામ. બાલુભાઈએ સરળતાની સાથે સાથે ગહનતાને વહેતી કરીને ગઝલના ભાવને અનુરૂપ શબ્દ અને લયનું સાયુજ્ય સાધ્યું છે. એમની કલમ સતત વિકસતી કલમ હતી. એમણે આશરે પાંચસો ગઝલો લખી છે. બાલુભાઈની પાસેથી કૂંપળ અને ઝાકળ સંગ્રહોમાં મળેલા કેટલાક કાયમ મનમાં વસી જાય એવા શેર અહીં આપું છું :

ચીતરો અજવાળું કાળી ભીંત પર
કૈક તો આ રાતની પીડા શમે

ધારું તો એક છાંટો પણ સ્પર્શી શકે નહિ
વરસાદનું મન રાખવા પલળી જવું પડયું

ક્યારેક પણ નિરાંતે મળાતું નથી હવે,
સ્વપ્નુંય તારું આવે છે, એ પણ સવારમાં

સૂરજને ધારવું જે હશે એ જ ધારશે
ઝાકળ સવારે ફૂલોની બાધા ઉતારશે

જિંદગી તો ફૂલ છે પણ કોઇને
સૂંઘતાં ના આવડે તો થાય શું ?

જિંદગીથી આમ કંટાળો નહિ
મોતને પણ ખાનદાની હોય છે

કોઇ પીંછાં ખેરવી ઊડી ગયું
છે હજી એકાદ ટહુકો ડાળ પર

'બાલુ' કોઇને ક્યાંય પરબ માંડવી નથી
બાકી બધુંય થાય છે દરિયાથી રણ સુધી

રંગ ને ખુશબૂની પેલે પાર છું
તે છતાં હું ફૂલનો હકદાર છું

કવિ શબ્દદેહે શાશ્વત છે અને એ આજની અને આવનારી પેઢીના ફૂલનો હકદાર છે.

– રમેશ પુરોહિત

['કૂંપળ', 'ઝાકળ', બાલુભાઇ પટેલ, પ્રકાશક : રમણભાઇ પટેલ, ૧૯૯૩. કિંમત રૂ. ૫૦ અને રૂ. ૪૦.]

## અગ્નિપથ ☐ હરિવંશરાય બચ્ચન ☐ નૂતન જાની

(હિન્દી)

અગ્નિપથ ! અગ્નિપથ ! અગ્નિપથ !
વૃક્ષો ઊભાં, ભલે
ઘટા-છટા હલે
એક પર્ણનોય છાંયડો માંગ નહીં, માંગ નહીં, માંગ નહીં !
અગ્નિપથ ! અગ્નિપથ ! અગ્નિપથ !

તું નહીં થાકશે ક્યારેય,
તું નહીં થોભશે ક્યારેય,
તું નહીં પાછો વળીને જોશે ક્યારેય ! લે શપથ, લે શપથ, લે શપથ !
અગ્નિપથ ! અગ્નિપથ ! અગ્નિપથ !
આ મહાન દૃશ્ય છે,
ચાલી રહ્યો મનુષ્ય છે,
અશ્રુ-સ્વેદ-રક્તથી લથપથ, લથપથ, લથપથ !
અગ્નિપથ ! અગ્નિપથ ! અગ્નિપથ !

## હશે, થવાનું હતું તે થશે □ મહેશ દવે

થશે શું ? થશે શું ?
હવે શું ? થશે શું ?
થશે શું ? થશે શું ?
પ્રશ્નો પૂછે છે ગભરાવનારા
અકળાવનારા અમળાવનારા
બધા ઉત્તરો જીવ ભરમાવનારા
બદનામીઓને બહેકાવનારા
થઈ થઈને, કહે તું, થશે શું ?
થવાનું હશે તે થશે, હશે...

જુએ છે ઘુવડની અપશુકન આંખો
પુરાયેલા પંખીની શિથિલ છે પાંખો
હરણ જેવું તારું હૃદય તીર-ઘાયલ
તારી જ છલાંગે શિકારી છુપાયો
દિલાસો દઉં છું શાને ડરે તું ?
લોકોની દૃષ્ટિથી શાને મરે તું ?
થઈ થઈને, કહે તું, થશે શું ?
થવાનું હશે તે થશે, હશે...
પંખી ઊડયું ને કંપ્યાં ડાળ, માળો
આવે ને જાય અહીં ઉનાળો શિયાળો
શાને આ જગમાંથી ભરવો ઉચાળો
તું તારો ટહુકો રેલાવી દે દિલથી
મજલની મજા લે, ન ડર તું, મંઝિલથી
થઈ થઈને, કહે તું, થશે શું ?
થવાનું હશે તે થશે, હશે....

ફરતો આ રેંટ ને ઢળતાં આ પાણી
ક્ષણેક્ષણ જીવનમાં કરી લે ઉજાણી
મળી લે તું તનથી, મળી લે તું મનથી
ક્ષણેક્ષણ તું જીવી લે ભર્યા આ જીવનથી
ચિંતાને છોડ, તું હૈયાને જોડ, તું
કાળી આ રાત પછી ઊગશે પરોઢિયું ?
આંખોમાં હીંચવા દે સપનાંનું ઘોડિયું
થઈ થઈને, કહે તું, થશે શું
થવાનું હશે તે થશે....હશે....

□ પન્ના નાયક

કોઈનોય પગ ન પડયો હોય
એવા
લીલાછમ ઘાસમાં
અચાનક
કોઈ
હરણી
એનું કાનન છોડી
થનગનતી આવે
ને
સૂર્યકિરણો સાથે ગેલ કરતી
ઠેકડા મારી
આળોટે
એમ
મારા મનમાં
તારી સ્મૃતિ

## એક દિવસ □ સીતાકાન્ત મહાપાત્ર □ મહેશ દવે

સડેલાં ટામેટાં ને બટાઇ ગયેલું બટર
ફ્રિજમાં ગંધાય છે;
પુસ્તકોના ઢગલા, પ્લાસ્ટિકનાં ફૂલો
ને બુઢ્ઢા થઇ ચૂકેલા આત્મા પર
ધૂળ ચડી ગઇ છે.
બહાર બરફ વરસી રહ્યો છે.

ધ્યાનમાં ખોવાઇ ગયેલાં
કૃપા વાંછતા પર્ણવિહીન વૃક્ષો
મુમુક્ષુની જેમ ઊભાં છે.
બર્ફની ફર ફર, ફર ફર કરતી નીચે ઊતરી રહી છે.

અશ્રુ સારતું આકાશ નીચું નમ્યું છે
કમર પર હાથ મૂકી કાચની બારીમાંથી
તે મારી રૂમમાં ડોકિયું કરે છે
હું જાણું છું મારી ઝાંખીની તેની ઝંખના નિરર્થક નીવડવાની,
કારણકે
મને પણ ખબર ન પડે તેમ
યુગોથી હું પાતળી પડેલી હવામાં પીગળી ગયો છું

પ્રભાતનાં પંખીઓ ઊડી ગયાં છે,
વિસ્મય સાથે સવારે નીકળેલાં નિશાળે જતાં બાળકો
હવે ઘરડા દાદા બની ચશ્માંકાચ લૂછે છે.

બહાર બરફ વરસી રહ્યો છે
મારો દિવસ લગભગ પૂરો થયો છે.

□ સુરેશ દલાલ

મંદિરમાં લોકો
જઈ રહ્યા છે
અને બાજુમાં જ
બૅન્કની દીવાલને અઢેલીને
ભિખારી ભીખ માગે છે

ત્યારે □ ગંગાપ્રસાદ વિમલ □ સુશી દલાલ

(હિંદી)

જ્યારે માણસ
આકાશની પાર
વસી જશે

શું યાદ નહીં આવે
પોતાની ધરતી, પહાડો,
શહેર, ગામ, યૌવનમાં વિતાવેલા દિવસો
અને પોતાના મહોલ્લા

જે પોતાનું થઈ જાય છે વરસ દસ વરસ
એ પાછળ રહી જાય છે
પણ આગળ ચાલ્યા જવા છતાં પણ
વીતી ગયેલી કાલ
નથી છૂટતી.

૬૨ □ ગંગાપ્રસાદ વિમલ □ સુશી દલાલ

(હિંદી)

પહેલાં લોકો પગપાળા ચાલતા હતા
મારા પિતા ઘોડાથી પાર કરતા હતા રસ્તો
હું વિમાનથી

ભવિષ્યવેત્તાઓનાં પુસ્તકો ડરાવે છે
નાશ થઈ જશે સારુંયે નિર્માણ

અને પછી ફરીથી ચાલવા લાગશે
બચેલા લોકો
પગપાળા

અને જ્યારે ઘોડા વિકસતા રહેશે
અને જ્યારે પૈડાં બનશે
એનાથી પણ પહેલાં
અમે નહીં હોઈએ દુનિયામાં

## જીવતર □ ભરત ભટ્ટ 'તરલ'

અકબંધ એષણાને ઉલેચી રહ્યું છે કોઈ,
ટીપે-ટીપે સરોવર વેચી રહ્યું છે કોઈ.
તોખાર જેમ દોડે,
ખીંટીની જેમ ખોડે;
મન આ અમારું અમને
પરપોટા જેમ ફોડે.
જીવતરને ફીણ માફક વેંઢી રહ્યું છે કોઈ,
ટીપે-ટીપે સરોવર વેચી રહ્યું છે કોઈ.
ક્યારેક થાઉં રાજી,
ક્યારેક જાઉં દાઝી;
જીવતરને જીતવામાં
સઘળી ચગાવું બાજી.
ખુલ્લી રમતમાં પત્તાં ખેંચી રહ્યું છે કોઈ,
અકબંધ એષણાને ઉલેચી રહ્યું છે કોઈ.

## પ્રારંભિકાઓ □ ગેવિન એવર્ટ □ સુ. દ

[બ્રિટિશ]

વિશ્વના વિશાળ રાફડામાં
એક કીડી કંઈક જુદું વિચારે છે.

શહેરના ઘૂરકતા ટ્રાફિકમાં
એક નાનકડી ફેમિલી-કાર પ્રકાશને કડડભૂસ કરી મૂકે છે.

પરંપરાગત રીતે સીવાયેલા પોશાક તળે
હૃદય ધબકે છે નગ્ન લયને

ખંડ-કદના રંગીન ફુગ્ગાની જેમ
1 માણસ ધર્મને ફુલાવે છે એ ફૂટે ત્યાં લગી.

બુદ્ધની ધવલ ઉજ્જવલ યશોદાયી ધજાના
બખિયા ઉખેડવાની કોઈક શરૂઆત કરે છે.

## હું ! □ વીરુ પુરોહિત

(ગીત)

હું ઘાસનું સૂકું બીડ છું
મને પાછલા પ્હોરે ફૂલ ઊગ્યાનું શમણું આવે !

ધખતો સૂરજ હોય કે શીતળ ચાંદની
બરડ પોતથી એને ચાળતો રહું,
ચકલું બેસી, જાય ઊડી તો
ક્યાંય સુધી હું પેડુને સતત ભાળતો રહું !

ઝંખના જાગે એમ કે
અહીં સાવ અચાનક રઘવાયું એક ઝરણું આવે !
હું ઘાસનું સૂકું બીડ છું
મને પાછલા પ્હોરે ફૂલ ઊગ્યાનું શમણું આવે !

જ્યાંથી પવન વાય છે ત્યાંથી
કોઈ મને લઈ એક તિખારો બહીક બતાવે,
આમ તો નથી દુઃખ કશું- પણ
તરડાયેલી ભોંયનું ખુલ્લું થઈ જવાનું બહુ સતાવે;

રાત ઓઢી હું લોટું સૂતો
ને ક્યોકથી ઉપરવાસથી કોઈ ઝરણું આવે !
હું ઘાસનું સૂકું બીડ છું
મને પાછલા પ્હોરે ફૂલ ઊગ્યાનું શમણું આવે !

## ટાન્કા □ હિફિકુ મોનેન □ સુ. દ.

આમ ઢળી રાત
ગઈ કાલે પણ આમ જ
ઢળ્યો નો સૂર્ય
શિખરો પાછળ
અને ઘંટડીઓ વાગી.

## દેવદાર □ ગંગાપ્રસાદ વિમલ □ સુશી દલાલ

(હિંદી)

ઢાંઝી ધારમાં ઊભેલાં વૃક્ષોને
પૂછું છું
તમે ક્યારથી ઊભાં છો?

તમે એટલાં જુવાન છો
ઈર્ષાભર્યાં
કે લાગતું પણ નથી
કે તમે મારા દાદાના જમાનાથી
ઊભાં છો.

પાંદડાંનાં ત્રિકોણ મુખ
કેટલાં તાજાં લાગે છે
છાલ ઉતારવાથી પણ
તાજું દૂધ છલકાય છે.

દેવદાર
તમે એ રાજા લોકોને જોયા હતા
એના જંગલી કર્મચારીઓ
આઝાદીના નારા લગાવતા એ જુવાન પણ
શહીદ થઈ ગયા

તો દેવદાર, તમે જરૂર જોશો
ક્રાંતિ
અને એ મામૂલી લોકો
સ્વયં પોતાનું ભાગ્ય નિર્માણ કરશે.
તમે ઊભાં છો દેવદાર
ભવિષ્યની પ્રતીક્ષામાં
એટલે વ્યર્થ નથી લાગતાં.

## ટાન્કા
□ ફુજિવારા-નો-યોશિત્સુન
□ સુ. દ.

હમણાં હમણાં
મારા ભીતરી વિચારો યાદ કરે છે
હેમંતી સૂર્યાસ્તને
જ્યારે હરણાંઓના સાદ
ખેતરોમાં પડઘાય છે.

## સૂજનનો શબ્દ □ જૉન સ્ટાર અન્ટરમેયર □ જયા મહેતા

આરંભમાં કેવળ શબ્દ હતો
પણ એની સાર્થકતા હતી શ્રુતિ બનવામાં :
એ કોઈક દ્વારા બોલાય
મૌન તૂટવું અનિવાર્ય હતું
શબ્દ બોલાવો જોઈતો હતો
જેથી પ્રણયનું અરાજક તિમિર
વ્યવસ્થિત અજવાળામાં
રૂપાન્તરિત થાય

રણ
ગુલાબની ક્યારી બની જાય
શબ્દ બોલાય એ અનિવાર્ય હતું :
આદમની પાંસળીઓના જખમથી
ઈવના ગુપ્ત અસ્તિત્વની પ્રતિષ્ઠા માટે
શબ્દ બોલાવો જોઈતો હતો :

કારણકે સત્ય હંમેશાં સત્ય છે
આજે પણ અનિવાર્ય છે
આજને માટે પણ શબ્દ છે
અને એ બોલાય તે અનિવાર્ય છે.

## બની જાય બસ □ દિવાકર □ હ. ભાયાણી

(સંસ્કૃત)

'બની જાય બસ
જગત નિશામય,
નિશા વળી નિદ્રામય,
નિદ્રા સ્વપ્નમયી,
ને મૃગનયનામય સ્વપ્ન,
પ્રિયા પણ માનમયી,
ને આ જન ચાટુ-વચન-ચેષ્ટામય'
અતૂટ ઝંખનમાળ જગવતા
હે સંકલ્પ! તને કરું વંદન.

# આઠોં જામ ખુમારી ☐ અમૃત 'ઘાયલ'

ગઝલ ગુજરાતી સાહિત્યરસિકોનું પ્રિય કાવ્યસ્વરૂપ છે અને ગીતની જેમ આમ પ્રજા સુધી ગઝલ પહોંચી છે. અમૃત 'ઘાયલ' (જન્મ: ૧૯-૮-૧૯૧૬) લોકોના પ્રિય શાયરોમાંના એક છે. એમનું સમગ્ર કવન એટલે આ સંગ્રહ. ચીમનલાલ લિટરરી ટ્રસ્ટના ઉપક્રમે સુરેશ દલાલે સને ૧૯૮૧માં ઉમાશંકરનો 'સમગ્ર કવિતા' સંગ્રહ પ્રગટ કર્યો, કદાચ ત્યારથી જ, આપણે ત્યાં જુદાજુદા કવિઓનાં તમામ કાવ્યો એકગ્રંથરૂપે પ્રગટ કરવાનો ચાલ શરૂ થયો અને આપણને રાજેન્દ્ર શાહ, સુરેશ દલાલ, સ્નેહરશ્મિ, રમેશ પારેખ ઇત્યાદિના કાવ્યગ્રંથો ઉપલબ્ધ થયા.

પ્રસ્તુત ગ્રંથમાં મકરંદ દવે અને હરીન્દ્ર દવેની પ્રસ્તાવનાઓ સહિત, વિનોદ જોશી, નીતિન વડગામા અને રાધેશ્યામ શર્માએ લીધેલી અમૃત 'ઘાયલ'ની મુલાકાતો તેમ જ અન્ય લેખકોએ લખેલા 'ઘાયલ'ની ગઝલ વિશેના લેખો પણ પ્રગટ થયા છે. કુલ સાત ગઝલસંગ્રહો અને તે પછીની, અહીં પ્રથમ વાર પ્રગટ થયેલી ગઝલો મળીને કુલ છસો સાતસો રચનાઓ આ શાયરે પોતાની એંસી વર્ષની વય સુધીમાં કરી છે અને

કરી લે, કાર્ય કરવાનાં કરી લે!
જીવન 'ઘાયલ' ઘડી કે બે ઘડી છે.

સને ૧૯૪૧માં (પૃ. ૧૬૨) વહેતી થયેલી એમની કલમ 'ઘડી કે બે ઘડી' નહીં પણ આજ સુધી એટલી કાર્યરત રહી છે કે આ અમૃતલાલ ભટ્ટ લખે છે:

નામ મારું વટાવી બેઠો છું,
મારી ઓળખ ગુમાવી બેઠો છું.

એમની ઓળખ હવે કેવળ અમૃત 'ઘાયલ' રહી છે.

થાતાં તો થઈ ગયો'તો ઘડી સંગ શબ્દનો,
પણ આ જુઓ જતો જ નથી રંગ શબ્દનો.

એવા આ શાયરની વાત શાયરી માણ્યા વિના પૂરી ન જ થાય!

કાજળભર્યાં નયનનાં કામણ મને ગમે છે,
કારણ નહીં જ આપું, કારણ મને ગમે છે.

અતિથિ કોણ હતા? ક્યાંના અથવા કેમ હતાં?
ખબર પડી નહીં છેવટ લગી ઉતારાને!

આમ તો ઘાયલે પ્રયોગો કરવાની કોઈ નેમ રાખી નથી જણાતી. સહજ સ્ફૂર્તિ જ એમની કલમને ઇષ્ટ જણાઈ છે. 'બાપુને', 'નેહરુ મરે નહીં', 'મકરંદ દવે', 'વિનુ માંકડ', 'ઉપેન્દ્ર ત્રિવેદી' જેવી વ્યક્તિવિષયક નઝમો એમણે લખી છે અને એક જ શબ્દની એક એક પંક્તિ હોય એવી રચના પણ કરી છે. (પૃ. ૫૩૪).

અમૃત 'ઘાયલ'ની ગઝલ વિશે ટૂંકમાં કહેવું હોય તો સુરેશ દલાલના શબ્દો આ રહ્યા! "અમૃત 'ઘાયલ' ગઝલના વિશ્વનું એક સ્વમાનભર્યું નામ છે.

ગઝલ એમને શ્વાસ જેમ સહજ છે. એ અખતરાના ખતરામાં પડતા નથી તેમ પરંપરાના પ્રવાહમાં તણાતા નથી. અમૃત 'ઘાયલ' પોતે જ પ્રવાહ છે - પોતે જ પરંપરા છે અને પોતાની પરંપરામાંથી આધુનિકતા સર્જી શકે તેટલા સમર્થ છે... એમની ગઝલમાં, ગઝલના વિશ્વનો અનોખો મિજાજ તો હોય જ છે પણ સૌરાષ્ટ્રની ભાષાના બળુકા લહેકાને કારણે એનો રણકાર સાવ નોખો હોય છે."

જયા મહેતા

(અમૃત 'ઘાયલ', આઠો જામ ખુમારી, પ્ર. આ. ૧૯૯૭, અમૃત 'ઘાયલ' અભિવાદન સમારોહ સમિતિ, મુંબઈ - રાજકોટ, પૃ. ૧૦૦૦, કિ. રૂ. ૩૫૦.)

## બ્રેકફાસ્ટ □ જેક્સ પ્રિવર્ટ □ સુ. દ.

કપમાં એ કૉફી રેડે છે
કૉફીના કપમાં રેડે છે દૂધ
દૂધવાળી કૉફીમાં એ નાખે છે ખાંડ
નાનકડી ચમચીથી એ હલાવે છે
એકરસ બનાવે છે
દૂધવાળી કૉફી પી જાય છે
અને કપને મૂકે છે
એક પણ શબ્દ મને કહ્યા વિના
સિગારેટ સળગાવે છે
ધુમાડાનાં વર્તુળો બનાવે છે
ઍશ-ટ્રેમાં રાખ ખંખેરે છે
એક પણ શબ્દ મને કહ્યા વિના
ઊભો થાય છે
માથા પર હૅટ મૂકે છે
રેઇનકોટ પહેરે છે વરસાદ વરસે છે એટલે
વરસાદમાં નીકળી પડે છે
એક પણ શબ્દ કહ્યા વિના
મારા તરફ નજર પણ નાખ્યા વિના
અને હું માથું મારા હાથમાં ઢાળી દઉં છું અને રડું છું

## □ નરસિંહ મહેતા

કોણ પુણ્યે કરી નાર હું અવતરી, શ્રીહરિ દીન થઈ માન માગે;
અમર અવિગતિ કહે, અકળ કો નવ લહે, તે કમલાવર કંઠ લાગે. કો૦

યજ્ઞ-યાગે કરી, યોગ-ધ્યાને ધરી, બહુ વ્રત આદરી દેહ-કષ્ટે,
તોય જે શ્રીહરિ સ્વપ્ને નવ પેખીએ, તે હરિ નીરખીએ પ્રેમ-દૃષ્ટે. કો૦

શેષ-સુખાસન-સેજ સેવે સદા, ભવન વૈકુંઠ સરખું કહાવે,
તે-પે અધિક છે મંદિર માહરું, પ્રેમે પીતાંબરો પલંગ આવે. કો૦

## First Kiss □ Rita Dove

And it was almost a boy who undid
the double sadness I'd sealed away.
He built a house in a meadow
no one stopped to admire,

and wore wrong clothes. Nothing
seemed to get in his way.
I promised him anything
if he would go. He smiled

and left. How
to re-create his motives,
irretrievable

as a gasp? Where else
to find him, counter-rising
in me, almost a boy. . . .

**શાયર □ અમૃત ઘાયલ**

આંખોમાં મળી રહે છે જગા એક દિ' એને,
મ્હોતાજ નથી હોતો કદી સુરમો સળીનો,
શાયરનો દરજ્જો છે બહુ ઊંચો દરજ્જો,
એ હૈયું છે સાકીનું અને હાથ સખીનો.

ગાગર મહીં ઘૂઘવતો સાગર થઈ શકું છું,
સંસારમાં રહીને શાયર થઈ શકું છું
નહિ જેવો તોય ઈશ્વર તારો જ અંશ છું હું!
હું પણ અનેક રૂપે હાજર થઈ શકું છું.

ચોરાનો જો કહો તો ચોરાનો વંશ છું હું,
ઈશ્વર નથી પરંતુ ઈશ્વરનો અંશ છું હું,
છે કૃષ્ણના સુદર્શન જેવો ઘાટ મારો,
ધારો તો ધર્મ છું હું ફેંકો તો ધ્વંસ છું હું.

અમૃતથી હોઠ સહુના એંઠા કરી શકું છું,
મૃત્યુના હાથ પળમાં હેઠા કરી શકું છું,
આ મારી શાયરી યે સંજીવની છે 'ઘાયલ'
શાયર છું પાળિયાને બેઠા કરી શકું છું.

□

**હું રડું છું □ એન્જેલિ ગ્રિમ્કે □ સુ. દ.**

(આફ્રિકન)

હું રડું છું
જુવાનિયાઓ ઘોંઘાટિયું રડે છે એમ નહીં
વૃદ્ધો કટાયેલું રડે છે એમ નહીં
પણ ચુપચાપ
મસ મોટાં આંસુનાં પડે છે બિંદુ પર બિંદુ
ટકરાય છે મારા હાથ પર
એ ચળકતાને જોવામાંથી ઉગારું છું તને
તું જાણશે પણ નહીં
હું રડું છું.

## દિવસ પછી રાત □ ડહ્‌લિઆ રેવિકોવિચ, □ રીટા શાહ

(હિબ્રૂ)

દરરોજ હું ફરીથી ઊંઘમાંથી જાગું છું -
જાણે કે તે મારી છેલ્લી જાગૃતિ હોય.
હું જાણતી નથી કે હવે પછી શું થવાનું છે —
આ ઉપરથી કોઇ કહી શકે, કદાચ,
કે કાંઇ પણ થવાનું નથી.
આ વર્ષની વસંત પહેલાંના જેવી જ છે.
ઑગસ્ટ મહિનો - હું જાણું છું કે તે શું છે,
પણ એની મને કાંઇ તમા નથી.
મને ખ્યાલ પણ રહેતો નથી કે દિવસ ક્યારે
રાતમાં ફેરવાય છે -
કેવળ એટલું જ કે રાત વધારે ઠંડી છે
અને શું દિવસ કે શું રાત શાંતિ તો સરખી જ છે.
સવારે હું પંખીઓના ટહુકા સાંભળું છું
અને એમને માટેની મારી લાગણીને લીધે
ઓશીકે માથું મૂકું ને મને આસાયેશ લાગે છે.
મને પ્રિય છે તે અહીં નથી
અને કદાચ તે ક્યાંયે નથી.
હું એક પછી એક દિવસ
અને દિવસ પછી રાત પસાર કરું છું
પંખીને ખબરેય ન પડે ને
ખરી જાય
એવાં પીંછાંની જેમ.

## જુઓ જુઓ □ ગંગાપ્રસાદ વિમલ □ સુશી દલાલ

(હિંદી)

રાજપથ
અને સંસદ
જે લોકો ચાલી રહ્યા છે
એનાં લોહીથી ખરડાયેલાં કપડાં જુઓ
હું હિન્દુસ્તાનના નકશા પર પણ
લોહીનું ધાબું જોઉં છું.

□ સુરેશ દલાલ

મારે તને કશુંક કહેવું છે
અને કહેવા જાઉં છું
ત્યાં તો બધું ભુલાઈ જાય છે
સમજ નથી પડતી
કે આવું કેમ થાય છે ?
ખરેખર મારે કશુંક કહેવાનું હોય છે ખરું ?
હું તો વાત તો કરું છું શરૂ
પણ શબ્દો ક્યાંક સંતાઈ જાય છે
અને એ શબ્દોની શોધમાં ને શોધમાં
હૃદય કેતાઈ જાય છે
મારી આવી મનોદશાને
તું પાગલ કહીને ફૂંકી નાખે છે
મારા મૌનને
અટ્ટહાસ્યમાં ફૂંકી નાખે છે
શાણા માણસોને
પગલાઈ સમજાતી નથી
અને પાગલ પોતે
આપણી આગળ ચૂપ થઈ જાય છે
મારે કશુંક કહેવું છે તને
હા, તને
પણ મને કશું સૂઝતું નથી
અને સળગ્યા વિના
ઓલવાઈ ગયેલા શબ્દોને
હું મનમાં ને મનમાં પંપાળ્યા કરું છું
તું જો મારા મૌનને પંપાળે
તો શબ્દો
ગુલમહોર થઈ જાય, થઈ જાય આફતાબ
પણ તારી પાસે
મારા મૌનને સાંભળવાની પણ
ફુરસદ ક્યાં છે ?

□ ડી. એચ. લૉરેન્સ

□ હસમુખ દવે

તમે જો
એને એક વાર પીટો
તો તમને
બીજી વાર પણ પીટવા દે એવો,
સાવ જ અલિપ્ત
ભાણુજી ભીનાપગો
તમે એને નિભાવી શકો ખરાં ?
હું તો કદાપિ નહિ !

ચલો, કાંઈ નહીં
મારી પાસે તો કેવળ
સમય - સમય છે
– મરણ લગીનો સમય છે
હું રાહ જોયા કરું છું
કોની રાહ જોઉં છું
એની ખબર નથી
તું જ મને કહે
હું તારી રાહ જોઉં
કે મારા મરણની ?

□ પેટ્રીક કાવાનાગા □ હસમુખ દવે

કો'ક વૃદ્ધને જોઉં
અને મારા પિતા યાદ આવે !
પાનખરની ઋતુ હતી જ્યારે
મૃત્યુ સાથે પ્રેમાલાપ કર્યો એમણે !

ગાર્ડનર ગલીમાં એક વૃદ્ધને
રસ્તે જતાં ઠોકર વાગી
અર્ધમીંચેલી આંખો મારા તરફ મંડાણી !
એ જાણે કહેતો ન હોય
'તું છે મારો પુત્ર !'

લંડનમાં,
બેઇઝવૉટર વિસ્તારમાં
એક વાદક
છંછેડતો'તો તાર વાયોલીનના !
એ યાદ આવે છે
અને ઝણઝણી ઊઠે છે
તાર મારા દિલના !

કોઈ પણ વૃદ્ધ,
પ્રત્યેક શીતરંગી વૃદ્ધ,
જાણે મને કહે છે :
'એકદા, હું હતો તારો તાત !

□ અનામી □ હસમુખ દવે

એક રાત્રે પલંગ પર પડયો તો ખરો,
પણ કેમે કરી આવે નહિ નિંદર,
હશે આખરી પ્રવાસ કેવો મારો
એને વિચારે ચડી ગયું અંતર !

કંઈક ઠીક લાગે એ સારું,
ઊઠયો, પાણી પીધું, મોં ધોયું.
આંખો પર પાણીની મારી છાલક
મૃત્યુ બેઠું હતું પ્યાલાની ધાર પર !

કાળને દૂર કરવા
પ્રાર્થના કરવા
ગયો મંદિરને દ્વાર !
હજુ તો પગ ઉપાડું અંદર જવા,
મોત બેઠું હતું પચાવી મારી જગા !

ઓરડાનાં કમાડ ભીડી
ભરાઈ બેઠો અંદર !
માન્યું મોત ટટળ્યા કરશે બહાર !
ભિડાયેલા કમાડની ફાટમાંથી
એ સરકી આવ્યું'તું ભીતર !

હોડી લઈ ઊપડયો દરિયાપાર
માન્યું : એ થોડું તરશે પાણી પર !
પરંતુ થોડેક આગળ જઈ જોયું તો
હોડીનો સુકાની હતો યમદેવ !

## સાંજ* □ વિવેક ખાડિલકર □ જયા મહેતા

(મરાઠી)

\- લીલાંછમ વૃક્ષની ટોચ અંધારાના પગરવથી
જ્યારે ધીરેધીરે રંગહીન, મલિન અને અર્થહીન
લાગવા માંડે છે
ત્યારનો આ સમય
\-જીવનની ખળખળ હવે મંદ થઈ રહી છે... અને હવે
મંદ પ્રવાહમાં વહેતાં જઈને કોઈક વળાંક આડે
હળવેથી અદૃશ્ય થવાનું છે એનું ભાન
કરાવતો આ સમય
\- નમી ગયેલો સૂર્ય અસ્તાચળે ટેકે તે પહેલાં
'હવે પરવારી લે' એમ દિવસને કહે છે
ત્યારનો આ સમય
\- શાંત, સ્તબ્ધ, કંઈક ઉદાસ... પણ નિરાશ નહીં
કારણ.... 'મારવ'નો સમય વીતી ગયો હોય
તોયે પોતાના નાજુક, શરમાળ સ્વરથી
'પૂરિયા' હળવેથી કલ્યાણની જ્યોત પેટાવવાનો છે
એની જાણ હોવાનો આ સમય!

* મારવા, પૂરિયા : રાગનાં નામ.

પ્રિય સુરેશભાઈ,

'કવિતા' દ્વૈમાસિકે મને કવિતાની નિયમિત આસ્વાદક બનાવી, તે બદલ તમારી અને સૌરાષ્ટ્ર ટ્રસ્ટની આભારી છું જ; તેમાં વળી જૂન ૧૯૯૪ના અંકનાં કાવ્યો ફરીફરીને વાંચવા - માણવાની તક ઊભી કરી તે બદલ સવિશેષ.

કાવ્યનો આરંભ 'કવિતા'ના સુંદર મુખપૃષ્ઠથી જ થઈ જાય છે અને નવીનવી કલમોના મૌલિક - અનૂદિત કાવ્યો, તે સાથે જ સુસ્થિત કલમો અને સંકલન તેમ જ કવિઓના હસ્તાક્ષરમાં કાવ્યો, કવિઓની છબીઓ, કાવ્યાસ્વાદ, કાવ્યસંગ્રહ - પરિચય, કવિ-કવિતા વિશે મનનીય લેખો ઇત્યાદિ વૈવિધ્યથી સભર 'કવિતા' દ્વૈમાસિક કાવ્યરસિકોની અભિરુચિને સતત જાગ્રત રાખે છે, સંવર્ધિત કરે છે એની ચોખ્ખી જ ખાતરી છે.

આ સંગ્રહની ઘણી રચનાઓ મને ગમી છે, એટલે કોઈક એકને પસંદ કરવી એ ઘણું અઘરું કામ છે - મારા જેવા, કવિતાના કેવળ ભાવક માટે. પણ તમે કામ સોંપ્યું જ છે તો નવનીત ઉપાધ્યાયની 'ઠોલનગરાં વાગે' રચનાને સવિશેષ અભિનંદન.

\- નિરમી શાહ

કવિતા

# કાળીમસ રાતની વચ્ચે □ સુરેશ દલાલ

કાળીમસ રાતની વચ્ચે
પ્રેમનાં ઊજળાં ગીત લખવાનો
સમય નથી.

આ સમય નથી
તારી સ્મૃતિ સાથે રમવાનો પણ.
પ્રત્યેક ક્રીડાને અંતે
છેવટે તો પીડા જ રહે છે.
પોતાની પીડા ગાવાની
ફુરસદ હોય તોપણ
આ બધું કરવા જેવું કામ નથી.

હાડકાંમાં ઊતરી ગયેલા
તારા નામને
કાગળની ઝીણીઝીણી ચબરખી કરી
હું હવામાં વિખેરી નાખવા માગું છું.
રસ્તો દેખાતો ન હોય ત્યારે
પ્રેમનો બોજો ઊંચકીને ચાલવાનો
કોઈ અર્થ છે ખરો ?

કાં તો સમજણપૂર્વક સાથે રહીએ
કાં તો સમજણપૂર્વક છૂટાં પડીએ.
સાથે રહીને છૂટાં પડવાનો
કે છૂટાં પડીને સાથે રહેવાનો
આ અર્ધપર્ધું જીવવાનો કે મરવાનો
બસૂરો માહોલ
મને ગમતો નથી.
કાં તું મને છોડ
અથવા હું તને છોડું

પણ આ છોડવાનો
અને તરછોડવાનો
ને વળી પાછો
તંતુએ તંતુ જોડવાનો
મને થાક લાગ્યો છે

પ્રેમની બાઝનમાં
મારો ભ્રમ ભાંગી ગયો છે
અને નિર્ભ્રાંત અવસ્થા પણ
મને મંજૂર નથી.
તું સાથે ને સાથે હોવા છતાંય
મારી પાસે હાજરાહજૂર નથી.
આ છે અને નથી-ની
પ્રપંચી રમતનો
મને કંટાળો આવે છે
અને કાંટો થઈને ખૂંચ્યા કરે છે.

તું ક્યારેક પ્રેમમાં ઉન્મત્ત થાય છે
અને લાગણીનો બેફામ લવારો કરે છે.
આ અવસ્થા પછી
તું શીતળ ટાઢાશ અનુભવી
પથારીમાં પડખું ફરી જાય છે,
એવી રીતે
કે જાણે આપણે
કદીયે એકમેકના
આશ્લેષ અને આલિંગનમાં
ફરી પાછાં આવવા જ ન માગતાં હોઈએ.

તને પૃથક્કરણમાં રસ છે,
મને સંયોજનમાં.
પૃથક્કરણમાં મચેલી તારી બુદ્ધિ

આપણા ક્ષણોને
છિન્નવિચ્છિન્ન કરે છે.
મારે એકત્રિત થવું છે
અને તારે પડખાં
બદલ્યા કરવાં છે
માફ કરજે
તારી આ રીત
મને માફક નથી આવતી.
હું થાકું છું
અંદર-બહારની
સાપસીડી જેવી રમતથી.

મને છોડવાની કે તરછોડવાની વાત
તારા મનમાં ચાલતી હોય
તો બહેતર છે
કે હું ચૂપ થઈ જાઉં.

ખામોશીમાં ખુમારી નથી હોતી
હોય છે કેવળ લાચારી.
આ લાચારીમાં
હું ભીંસાઉં છું
અને ક્રમશઃ ભૂંસાઉં છું.

કાં તો તું મને
પૂર્ણપણે સ્વીકાર
અથવા
પૂર્ણપણે છોડી દે.
રેશમના તંતુએ બંધાયા પછી
કાથાના દોરડે
મને ઊંધે માથે
લટકાવવાનો કોઈ અર્થ છે ખરો ?

□ મહેશ દવે

ઝરમર ઝરમર ઝરતાં ઝરતાં
    ધોધમ અમથું વહીએ રે
ઝરણાં જેવી ઝીણી વાતો
    સમદર થઈને કહીએ રે
...ઝરમર...

કહેવાનું તો કાંઈ નથી
    ને ડૂમો તોય ભરાયો રે
સાદ પાડે છે અંદર ભીતર
    ભીતર હું ભરમાયો રે
છીપ-ઘેરાયું મોતી વલખે
    ઘુઘવાટના દરિયે રે
...ઝરમર...

વાતો થાશે પૂરી તારી
    સ્મિત મલકશે મારું રે
વાણી કે આ મૌન બધુંયે
છેવટે તો તારું રે
ખાલીખમ્મ થઈને હે સાજન
    ભરભર આંખે ઠરીએ રે
...ઝરમર...

તારા સાન્નિધ્યમાં
મને સાર્થકતાનો અનુભવ નથી થતો
હું તો વ્યર્થતાની અનુભૂતિ સાથે
મરીને જીવવાનો
જીવીને મરવાનો
કંગાળ પ્રયત્ન કર્યા કરું છું.
આ તો બધી કહેવાની રીત
બાકી હું તને કહું છું
કાં તો તું મને
પૂર્ણપણે છોડી દે
અથવા
પૂર્ણપણે સ્વીકારી લે.

આ હકાર અને નકારની
બેધારી કરવતથી
હું વહેરાયા કરું છું.
ચીમળાઈ ગયેલા ચ્હેરાથી
હું ચ્હેરાઈ ગયો છું.

□ સુરેશ દલાલ

દુઃખ મારું હું જીરવી શકું એટલું આપો બળ
એક સરોવર ભીંસમાં તોયે ખૂલતાં જાય કમળ.
તાપ-સંતાપે તૂટું નહીં
વેદના કાળી ઘૂંટું નહીં
હવા જેવો ચંચળ ચંચળ : પણ હું અવિચળ
દુઃખ મારું હું જીરવી શકું એટલું આપો બળ.
દરિયા માટે ભરતી ને ઓટ
એ તો સહજ વાત
ખાબોચિયાના ભાગ્યમાં છે
સરખા દિવસ-રાત
મોજાં ભલે ભાંગે તોય દરિયો છે નિશ્ચલ
દુઃખ મારું હું જીરવી શકું એટલું આપો બળ,

મને જોઈએ છે તે છે પ્રેમ,
પ્રેમની વાતો નહીં
મને દયા કે અનુકંપા ન ખપે.
મારા પર મહેરબાની કરીકરીને
તું મારી જિંદગીને
ઓશિયાળી ન કર.

મને ખૂબ થાક લાગે છે.
હું મારો થાક
મારો કંટાળો
કોઈને દત્તક
કે ઉછીનોય આપવા માગતો નથી.

આ બધું હું લખું છું
અરધી ઊંઘમાં
અરધીપરધી જાગૃતિમાં.
મને આવી બેહોશ અવસ્થા ગમે છે.
મને તારી સાથે
વાત કરવાનું કશું જ સૂઝતું નથી
અને કશુંક મને ક્યારનું
અકળાવે છે.

આવી કાળીમસ રાતની વચ્ચે
પ્રેમની અકળામણનાં ગીત ગાવાનો
સમય નથી.

**કવિતા - વાણીનું પાગલપન**

તંત્રી : સુરેશ દલાલ

સળંગ અંક : ૧૬૨

વર્ષ : ૨૭, અંક : ૬, ઑગસ્ટ ૧૯૯૪.

મુખપૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ




# કવિતા



**ખાસ સૂચના:** કોઈ પણ કાવ્ય એક વખત બીજે ક્યાંય છપાયેલું હોય તે ફરીથી મોકલવું નહીં. અપ્રગટ કાવ્ય જ મોકલવું. પ્રસિદ્ધ થતા લેખોના અભિપ્રાયની જવાબદારી લેખકની છે.

**સૂચના:** વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તોપણ પોસ્ટકાર્ડ, ઇનલૅન્ડ લેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફૂલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળવા અંગેનો પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિવિવેચક મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થવા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટ્સ વિભાગ સાથે કરવો.

**લવાજમ:** દેશમાં ૬૦ રૂપિયા, પરદેશમાં સીમેલ રૂ. ૧૫૦/-, ઍરમેલ રૂ. ૨૫૦/-. આ અંકના ૧૨ રૂપિયા

બહારગામનું લવાજમ "SAURASHTRA TRUST" ના નામથી મનીઑર્ડર/ડ્રાફ્ટ મોકલવા વિનંતી.


**પત્રવ્યવહારનું સરનામું:** જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, કોટ, પોસ્ટ બૉક્સ નં. ૬૨, મુંબઈ - ૧.

સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક મીઠુભાઈ દેસાઈ, જન્મભૂમિ મુદ્રણાલય, મુંબઈ - ૧.



KAVITA: REGD. NO: 16800/67



*In the cave of midnight*
*I have lighted a lamp of your name*
*And when your face will emerge*
*Only then the morning will rise!*

# રાજેન્દ્ર શુકલ

જ્યાં સુધી અંધારાનો અનુભવ નથી કરતા ત્યાં સુધી પ્રકાશનો સાચો જવાબ મળતો નથી. કલાકાર અંધકારનાં કાળાંમસ બોગદાંને વટાવીને બહાર પડતો પ્રકાશઝંખી તિમિરયાત્રી છે.

તમને કોઈ ફૂલ આપે તો તમે સ્વીકારો – પણ તમને કોઈ કાંટા આપે તો ? તમારા ખોબામાં કોઈ જળની ધારા રેલે તો તમે ઝીલો – પણ તમને કોઈ પથ્થર આપે તો ? વ્યવહારદક્ષ દુન્યવી લોકો ફૂલને બદલે કાંટાનો, જળને બદલે પથ્થરનો અસ્વીકાર કરશે.

રાજેન્દ્ર શુકલ નામના એક કવિએ અંધારાની લહાણી કરી છે – અજવાળાનો અનુભવ આપવા માટે.

ન્હાનાલાલે ગાયું કે 'રાજ કોઈ વસન્ત લ્યો' કે રાજેન્દ્ર શાહે લખ્યું કે 'કોઈ લિયો આંખનું અંજન'. જમાને જમાને વિષય નહીં પણ અભિવ્યક્તિની કલા બદલાતી રહે છે એવું લાગે છે.

ઊંટ શબ્દ બોલતાંની સાથે જ આપણી આંખ સામે રણ અને એનો આકરો તાપ પ્રસર્યા વિના નહીં રહે. કવિ રાજેન્દ્ર શુકલ કહે છે કે કે "ઊંટ ભરીને આવ્યું છે, અંધારું લ્યો". પ્રકાશને પામવાની પહેલી શરત એ છે કે અંધકારની સ્વીકૃતિ કરો, અંધકારને આંખમાં આંજ્યો હોય – કાંટાથી કાંટો નીકળે એમ – અંધકારથી જ આંખની ઝાંખપ ઉતારી હોય તો આપોઆપ કોઈ તેજના લોકનો ઉઘાડ થયા વિના રહેશે નહીં.

કવિ આખા કાવ્યમાં ક્યાંય તેજનું પ્રલોભન નથી આપતા, એ કાવ્યની વિશિષ્ટતા છે. હા, છેલ્લી પંક્તિમાં ભોર થતાં લગ ભાવ્યાનો ઉલ્લેખ કરે છે એટલું જ. જેમણે અંધકારને સ્વીકારીને, રાવ-ફરિયાદ કર્યા વિના – રાતને સ્વીકારી છે – તેને ત્યાં જે સવાર ઊગશે – તે જુદી જ હશે. સૂરજ જેટલો આકાશમાં ઊગે છે, એટલો જ આંખમાં ઊગશે.

આ તો થઈ રાજેન્દ્ર શુકલની એક કવિતાની વાત. પણ આપણે અહીં એમની એક જ કવિતાની વાત નથી કરવી. નવી કવિતા – અને તેમાંય નવી ગઝલની વાત કરીએ એટલે રાજેન્દ્ર શુકલનું નામ તરત જ જીભે ચડે. રાજેન્દ્ર શુકલની ગઝલ એટલે ઉર્દૂ, ગુજરાતી અને સંસ્કૃતનો અનોખો સમન્વય. એમણે માત્ર ગઝલો જ નથી લખી, ગીત અને છંદોબદ્ધ તથા અછાંદસમાં પણ એમની કલમ મહોરી ઊઠી છે. જોકે, ગઝલ એ રાજેન્દ્ર શુકલની કવિતાની પરાકાષ્ઠા છે.

વાણીવિલાસી કવિઓ શબ્દનાં નળિયાં ઉપર તરંગના પતંગો ચગાવતા હોય છે. સાચો કવિ શબ્દને તળિયે ઊંડે ઊંડે પહોંચતો હોય છે અને પામતો હોય છે અશબ્દને. રાજેન્દ્ર કવિતામાં અશબ્દનો અનુભવ શબ્દ દ્વારા સાકાર થવાની મથામણ અનુભવે છે.

આપણા અસ્તિત્વમાં અનેક દર્પણ હોય છે. સામસામાં પ્રતિબિંબો એકમેકનો ગુણાકાર કરતાં હોય છે અથવા ક્યારેક એકમેકનો ભાગાકાર કરતાં હોય છે. આપણે આપણી જાતને પામવી હોય તો આપણને વળગેલું અન્યનું તત્ત્વ – જે અસલ રૂપે તો છે જ નહીં, છે કેવળ બિંબરૂપે – એને નિષ્ઠુર થઈને તોડવું જોઈએ. તો જ આપણે આપણી જાત સાથે

જોડાઈ શકીએ. આટલી બધી વાત ગદ્યમાં કરવા જાઉં છું તો કેવી ફેલાઈ જાય છે. રાજેન્દ્ર શુકલ એને બે પંક્તિમાં ભારે લાઘવથી સમેટે છે.

માસ મહેલમાં હતાં બિંબ અન્યનાં
સોહામણાં હતાં જ, છતાં ફોડવાં પડયાં

ઉપર કહ્યું તેમ ક્યારેક ગહન વિચાર એમની વાણીમાં નિખરી આવે છે તો ક્યારેક નરી સરળતા એમની વાણીમાં નીતરી આવે છે. દા.ત. –

આપણા સામટા શબ્દ ઓછા પડયા
એમના મૌનને એટલા રંગ છે.

રાજેન્દ્ર શુકલની કલમને આધુનિકતાનું ભૂત નથી વળગ્યું એ આશ્વાસન છે. આધુનિકતા અળખામણી નથી. પણ આધુનિકતા અને કહેવાતી આધુનિકતાની ભેદરેખા ભલભલા ઓળંગી જતા હોય છે. રાજેન્દ્રની કવિતા પરંપરાનો વારસો ભોગવે છે – પરંપરાગત થયા વિના.

કબીરનો સાહેબ અહીં જુદી રીતે આવે છે :

સાહ્યબાનાં સામે રે ઝરુખે સોહે બેસણાં
અહીં અમે ઊભા અનરાધાર,
સડકું ખોદાતી વચમાં વ્હાલની,
સડકું ખોદાતી વસમા વ્હાલની.

વ્યક્તિ કે ભક્તિ – સુલભ નથી, દુર્લભ છે અને એટલે જ વ્હાલની આગળ વસમા શબ્દની સ્થાપના કરી છે કવિએ. સામે ઝરુખો, વચ્ચે ખોદાતી સડક. આ સડક, ન જાણે ક્યારે બંધાશે. અને બંધાશે એટલે એ આવશે જ એવું ઓછું છે ? અને આવે ત્યારે આપણે પણ હોઈશું કે નહીં ? ન જાને. અને એટલે જ કવિ કહે છે – 'જીવ રે હશે તો ઝાંખું ભાળશું', નહીં તો અત્યારથી જ 'ઝાઝા જુહાર'.

'કીડી સમી ક્ષણોની આવજાવ'ને રાજેન્દ્રએ ઝીણી નજરે શબ્દમાં ઝડપી લીધી છે. એમની કવિતામાં વેદના છે – પણ વેદનાના મોં પાસે માઈક કે લાઉડસ્પીકર નથી. એમની ગઝલ જેટલું બહાર નથી જોતી – એટલું અંદર જુએ છે. એટલે જ આ પ્રશ્ન –

કીડી સમી ક્ષણોની આ આવજાવ શું છે ?
મારું સ્વરૂપ શું છે ? મારો સ્વભાવ શું છે ?
પર્વતને ઊંચકું પણ પાંપણ ન ઊંચકાતી
આ ઘેન જેવું શું છે, આ કારી ઘાવ શું છે ?

ઝભ્ભાના ખીસાને ઢાંકતી દાઢીવાળો કોઈ કવિ શુદ્ધ, સ્વસ્થ અને સ્પષ્ટ રીતે કાવ્યપઠન કરતો સાંભળવા મળે તો તમે આ રાજેન્દ્ર શુકલ છે એમ માનશો તો મોટે ભાગે ખોટા નહીં પડો.

# તો કહું !

લો કરું કોશિશ ને ફાવે તો કહું,
શબ્દ જો એને સમાવે તો કહું !

આપની નજરો જે ફરમાવી રહી,
એ ગઝલ જો યાદ આવે તો કહું !

શાંત જળમાં એક પણ લહરી નથી,
કોઈ થોડું ખળભળાવે તો કહું !

હું કદી ઊંચા સ્વરે બોલું નહીં,
એકદમ નજદીક આવે તો કહું !

કોઈને કહેવું નથી, એવું નથી,
સ્હેજ તૈયારી બતાવે તો કહું !

કવિતા

# અદ્યાપિ

છે શબ્દ અતિપરિમિત હજી,
ને ભાવિ ક્ષણ અચિંતિત હજી !
પણ આ ઊડવાનું તો નિકટ,
પણ બાંધતું પરિચિત હજી !
પહોંચી ક્યાયે અંત લગ,
એને હશે અવિદિત હજી !
હાટકમયી, પૂછો સ્વયં,
ઢાંકણ હજી, અપિહિત હજી !
પ્રકટી શકો કોઈ ક્ષણે,
નક્ષત્ર છે અભિજિત હજી !

# નોતરું !

સાવ સાગમટું, વળી આગોતરું,
આવ્યું છે એની સભાનું નોતરું !

શબ્દની સજ્જા તો સઘળી ઠીક છે,
મૌન પણ ધરજો ત્યહીં આછોતરું !

પંથ એનો દૂર ને દુર્ગમ ઘણો,
કેડી આ ધીમેકથી હું કોતરું !

એ કંઈ ઓછાં નથી, જાણે છે કે -
વ્હાલ વસમું હોય છે પાછોતરું !

શુદ્ધ આ કેવળ બચી લો ધન્યતા,
ધાન્યથી અળગું કર્યું જ્યાં ફોતરું !

કવિતા

# કશું ન ખૂટે !

નથી ખોટ, ના કૈં ખૂટે છે,
તેર સાંધુ પણ એક તૂટે છે !

સમય, તને શું યે મળવાનું
ઘૂંટાયાને શીદ ઘૂંટે છે !

મનનું ઓસડ મન શું જાણે,
દુખે પેટ, માથું કૂટે છે !

હું ભણું મારી બારખડી,
એનો કક્કો એ ઘૂંટે છે !

બધી પાંખડી ખૂલિયેં જ્યારે,
ત્યારે એ અમને ચૂંટે છે !

# ✓આવો તો

આવો તો એની સાથે મુલાકાત કરાવું,
તમનેય એની સાથે હું બે વાત કરાવું!

જોજો તમેય મારી જેમ એના થઇ જશો,
પરિચય હું એનો એવો ભલી ભાત કરાવું!

રસ્તો ન હોય ત્યાં જ ચરણ મૂકો તમે પણ,
આજે જ છે મૂરત, લો શરૂઆત કરાવું!

ઘૂંટ્યા કરી છે મૌન મહીં વાત તમે જે,
એની જ તમારી પાસે રજૂઆત કરાવું!

કરશો કબૂલ, કાજ સકળ સિદ્ધ થઇ ગયું,
એની કનેય સામી કબૂલાત કરાવું!

કવિતા

# નીરખું જ્યાં

નીરખું જ્યાં, નિત્યનૂતન, છતી,
તું સજલ, સ્મિતસભર રાજતી!

પલપલે, નવદલે તું પ્રકટ,
ઉરમાં તો હંમેશાં હતી!

શ્વાસ, ઉચ્છ્વાસ, ઝળહળ ઝલક,
એક બસ તું જતી આવતી!

પદરવે પમરતી ચારુતા,
વાક્ અવાચક થઈ ઝીલતી!

હું હવે આદ્ય વિસ્મય નર્યો,
તુંય નિઃશેષ અચરજવતી!

# ઝીલી છે જટામાં !

જે વિલસતી આભની ઊંચી ઘટામાં,
જાહ્નવીની જેમ ઝીલી છે જટામાં !

એ સદા વ્હેતી રહી છે બેય કાંઠે,
ઓટ ના આવી કદી એ ઉત્કટામાં !

ક્યાંય એની જોડ જેવું કે મળ્યું ના,
છોળમાં કે છાકમાં કે શું છટામાં !

હું તપસ્ને તાપ ઓગળતો જ એવું,
કે સદા વ્હેતો રહું એ સ્થિરતટામાં !

બોલવું એના પછી મુશ્કેલ તો છે,
પણ ઘણું મુશ્કેલ છે, એની છટામાં

# ફૂલની જબાન

આંખ મીંચતાં જ નીલ નીલ આસમાન ખૂલે,
પોપચાંની પાર રંગ રંગની કમાન ખૂલે!

આસપાસમાં અદીઠ કોણ આ અભાન ખૂલે,
શું બન્યું છે એક એક ફૂલની જબાન ખૂલે!

એક પલ મહીં રચાય નાદની અનેક લહર,
સૂર એક લાગતાં જ રાગની પિછાન ખૂલે!

એ કહે છે મૌન રાખ, ભીતરે જ ઘૂંટ સકલ,
શું કહું હું શ્વાસે શ્વાસે ઉચ્છલંત ગાન ખૂલે!

શ્વાસમાં ય હોય ભાર, પાંખનુંય હોય વજન,
એક દૃષ્ટિપાતથી જ આભની ઉડાન ખૂલે!

# તત્ક્ષણનું નામ

સ્પર્શે લહર નિરાકારી,
ખૂલી અહો હવાબારી!

અંતઃકરણ થતાં સરવાં,
આ ઉડ્ડયન કે પદચારી!

શબ્દો છડી ન પોકારો,
છે મૌનની જ અસવારી!

લોકાંતરો રહ્યાં પાછળ,
તબકી લકીરત અણધારી!

વેળા પછી રહે જ્યાંથી?
તત્ક્ષણનું નામ તૈયારી!

કવિતા

# જત મળી....

હસ્તાક્ષરાંકિત પ્રત મળી?
આકાશ જેવી છત મળી!

એવી મળી જે અત મળી,
અનહદ હળીની ગત મળી!

નિતનિતનવાણે નૂર આ?
ગંગા મળી, ગૂપત મળઈ!

એકેક કોઠે શેરડા,
પૂરી પરમ પ્રાપત મળી!

શું પર, અપર, અંગત, અવર,
છોને જણાવું, 'જત મળી!'

# બીના મજાની !

એય બની છે બીના મજાની,
સતત ઉકેલી આનાકાની !

વીજ ઝબૂકી છે સરવાણી,
પળ છતરાઇ, પળમાં છાની !

વાણીમાં અળતો આળેખું ?
પળપળમાં પ્રસરે છે પાની !

અડાબીડ ઊગ્યા એકાંતે,
ભલે પધાર્યાં અંતર્ધાની !

છેલ્લી ઇચ્છાને ઓગળવું,
કરો હવે જે હો મનમાની !

મને અમારી અવર કશું ના,
ભીની કેવળ નીતરે બાની !

કવિતા

# સંભાળવા જેવું હતું !

આમ તો મનને જ પાછું વાળવા જેવું હતું,
પગ મૂક્યા પહેલાં જ તો સંભાળવા જેવું હતું !

ધાર્યું'તું કે પહોંચતાં સ્વાગત થશે, ઉત્સવ થશે,
આપણે આ ભોળપણ ઓગાળવા જેવું હતું !

દીપમાળાઓ બધે પ્રગટાવી તેં સારું કર્યું,
પણ પ્રથમ તો આંગણું અજવાળવા જેવું હતું !

લે, હવે અવ્યક્તનો આનંદ પણ ઓછો થયો,
હોઠ પર આવી ગયું ને ખાળવા જેવું હતું !

અર્થ ન્હોતો કાંઇ ઇચ્છા કે કશા સંકલ્પનો,
એમ ને એમ બને તો તો ન્યાળવા જેવું હતું !

# કહાણી – ૧

જવું, આવવું, ધૂળ ને ધાણી,
સૂણ લે સબકી રામકહાણી !

ઘૂમનારો ઘૂમ્યા જ કર્યો છે,
ક્યાંથી એની અટકે ઘાણી !

અડધીપડધી તો સમજ્યા'તા
અડધી અજાણતાંમાં જાણી !

સહુને માથે સહુનો ભારો,
હો એ રાજા કે હો રાણી !

ઓ બાજુ એનોય તકાજો,
આ બાજુ ઊભાં છે દાણી !

ઊપજે ત્યારે ઊપજે કોડી,
તે યે પાછી નીકળે કાણી !

જમનારાં એનું જ જમે છે,
મુસાભાઇનાં વા ને પાણી !

કવિતા

## કહાણી –૨

લૂંટો તો લખલૂટ લહાણી,
ઊજવો તો અમથી જ ઉજાણી!

કર્યું કારવ્યું નર્યું નગદ આ,
લેવું હોય ત્યમ લેજો નાણી!

નામ ફરી એનું નવ લીજે,
પૂરેપૂરી પ્રીત પિછાણી!

ધખ્યું આયખું એવું ધખધખ,
ક્ષણક્ષણની ફૂટી છે ધાણી!

પરથમ બહુ ડૂબકાં ખવડાવ્યાં,
પછી નજરથી લીધાં નાણી!

એકેક કરી લૂગડાં ઉતરાવ્યાં,
ત્યારે આ ઓઢાડી વાણી!

તો અમને ઘેલાં કાં સરજ્યાં,
હવે કરો મા વાતો શાણી!

# અભિષેક

અધિકાર છે ના ડગ ઉપર?
શીદ ઊઠ પાણા પગ ઉપર !

ઝાંખાં થતાં દૃશ્યો સતત,
ઝાંખો ભરોસો દૃગ ઉપર !

ક્યાં ક્યાં દૂખે, શાનું દૂખે,
છે હાથ એનો રગ ઉપર !

એવી અહો, નજરો ઢળી,
છાલક પહોંચી છગ ઉપર !

આવી લહર, ફરતી ધજા,
સૂની ક્ષણોના ઢગ ઉપર !

આકાશ જેમ જ ઓપિયે,
આધાર ઊડતાં ખગ ઉપર !

અજવાળ પળ એકેકને,
એકેકને ધર રાગ ઉપર !

જે કંઈ ઝીલાતું જેટલું,
અભિષેક એનો જગ ઉપર !

કવિતા

# વણઉખેળ્યા વળ

પાળ બાંધ્યે પળ ન ખૂટે,
એ અતળનાં તળ ન ખૂટે!

છે છલોછલ છળ, ન ખૂટે,
ઝાંઝવાનાં જળ ન ખૂટે!

પ્રેમ થઈ વાદળ ઉલેચે,
નેણ કૂવે જળ ન ખૂટે!

એ જનમ જનમોજનમ છે,
વળઉખેળ્યા વળ ન ખૂટે!

ડૂબીએ તો તો સરળ છે,
તાગવાથી તળ ન ખૂટે!

શ્વાસને સમથળ કરું હું,
તો ય એના સળ ન ખૂટે!

એવું કૈં પ્રસર્યું બધે કે –
જાતરાનાં સ્થળ ન ખૂટે!

## – નથી કૈં !

હા-નાનો અણસારો નથી કૈં,
આવો છે ઓવારો નથી કૈં !

છે મુક્ત, બંધાતો નહીં તું,
તું શબ્દ છે, પારો નથી કૈં !

પળને સરકવું હોય, સરકે,
તું પણ ઊચકનારો નથી કૈં !

દાવો બધાંનો, હક બધાંનો,
તું એકલો તારો નથી કૈં !

તું ગણગણે તો યે ઘણું છે,
તું માત્ર ગાનારો નથી કૈં !

એક જ ક્ષણે, ને બેય ઝબકે,
એવો અહીં ધારો નથી કૈં !

**કવિતા**

## જીવ

એમ જ તો ક્યાં અપાય છે જીવ,
કળીએ કળીએ કપાય છે જીવ!

નામ નિશાન કશું ના રહેતું,
ક્યાંક જઈને લપાય છે જીવ!

કેવી ભાતીગળ છે માયા,
જીવ સંગાથે છપાય છે જીવ!

સાવ ભૂંસાઇ જાય છે પળમાં,
થડકારામાં થપાય છે જીવ!

મોલ હવે એનો થાવામાં,
માણે માણે મપાય છે જીવ!

વહાલથી અદકું વહાલ વહે છે,
શ્વાસે શ્વાસે જપાય છે જીવ!

## અર્થ શું ?

સ્વર ન પ્હોંચે પછી સાજનો અર્થ શું ?
તું બધિર તો સકળ બાજનો અર્થ શું ?

કોઈને કોઈનાં કાજનો અર્થ શું ?
ઊઘડે તે બધી આજનો અર્થ શું ?

ધૈર્ય તોડી અને ધીર ધસમસ શમે,
પૂર સામે હવે પાજનો અર્થ શું ?

હુંપણું હુંપણાથી જુદું થઈ ગયું,
છિન્ન મસ્તક, હવે તાજનો અર્થ શું ?

એ હસે છે કદંબે લચી ડાળ પર,
છેક નિર્લજ્જને લાજનો અર્થ શું ?

# વરિયાળી ખા !

વેદના વાગે જ તો વરિયાળી ખા,
વાર જો લાગે જ તો વરિયાળી ખા !

છો ન માગે, તું ન ધરજે એમને,
એમની આગે જ તો વરિયાળી ખા !

સ્વપ્ન જેવો સ્વાદ એનો આવશે,
રાતભર જાગે જ તો વરિયાળી ખા !

હદથી વધારે તો તડપવાનું - નહીં,
એ તને તાગે જ તો વરિયાળી ખા !

આપણે ઓસડમાં કેવળ એ જ છે,
દાઉ થઈ દાગે જ તો વરિયાળી ખા !

## બાગમાં □ ભરત ભટ્ટ 'તરલ'

બધાં જ રૂપ-રંગનો લિબાસ છેદ થઈ ગયો;
અરે, સમૂળગો આ બાગ જ્યાં સફેદ થઈ ગયો!

હે પંખી! આમ રોજ-રોજ આવ-જા ન કર અહીં
પિંજર કહે છે - 'ઊડવાનો અર્થ કેદ થઈ ગયો.'

અમે જ બાંકડાને ગોઠવી દીધો હતો અહીં,
અમારી સાથે બાંકડાને તોય ભેદ થઈ ગયો!

દીવાનગીનું નામ કોઈ રોજ ઘૂંટી જાય છે,
એનેય આજકાલ મારી જેમ ખેદ થઈ ગયો.

દરેક વૃક્ષની ત્વચામાં શ્લોક સંભળાય છે,
અહીં તરુનો અર્થ છેવટે શું વેદ થઈ ગયો?

## સ્મૃતિઓ

□ ફેરી યોનેકાવા □ રજની મહેતા

નીરવ પંખીઓ જેવી સ્મૃતિઓ
ઊડે છે
મારા મનના સમુદ્ર પર
પ્રગટે છે
અને પછી અલોપ થઇ જાય છે
વિચારોના વાદળમાં.
ભવિષ્યનાં કાળાં મેદાનો પર ઊડે છે
અથવા મધુર પાંખે નજાકતથી સરે છે
પોતાના ભૂતકાળના દૂરના ઘર તરફ
પાછા વળવા.

# બે કાવ્યો □ ઉશનસ્

## ૧. બારીના કવિ રવિને

(શિખરિણી સૉનેટ)

ચણાયેલો ભીંતે યદિકદી હું બારી ખૂલી કને
જઈને બેસું છું, રવિકવિ ! તમારું જ સ્મરણ !
પ્રવેશો છો જાણે મુજ મહીં તમે : એ પગરણ
હું જાણે નોંધું છું : અનુભવી રહું છું 'અમલ'ને*;
અને એની પેઠે અખિલ જગને નોતરી રહું :
'તમે આવો મારી નિકટ, કંઈ બોલો, કંઈ કહો
તમારી વાર્તાને અપહરી મને લો, કર ગ્રહો.
તમારી સંગાથે નીકળી જ જવા કેટલું ચહું ?'
તમારી એ બીજી 'અચલગઢ'ની બારીય સ્મરું :
તમેસ્તો છો પેલો શિશુક, કુતુકે જે અવનવા
ઉઘાડી નાખે છે યુગયુગની બારીભીડી; હવા
પ્રવેશે લૈ પાંચે ભૂતનું ઝમ્યું પંચામૃત નર્યું !
તમે 'બે બારીના કવિ' કહું, સ્વયં 'બારી' જ કહું;
તમે જે પ્રત્યે છો ઊઘડી જ ગયા ત્યાં ટીકી રહું.

+++++

## ૨. વાયરો વસંતનો

(ગીત)

આઘે અનંતથી આયો
કે કાનજી વાયરો વસંતનો;
વનરા તે વનમાં વાયો
કે કાનજી વાયરો વસંતનો.

લહરીલહરીથી ગઈ ડાળીયે ઝૂકી,
કોકે વળી હૈયે ગડી વાળીયે મૂકી.
એક રાધાએ કીધ કાન-ફાયો. - કે કાનજી

જે વેદમાં ન માયો, ભેદ કોઈએ ન વાયો;
ઝંઝાશો આવ્યો તોયે જસદાનો જાયો.
એક રાધાના શ્વાસમાં સમાયો. - કે કાનજી.

કેટલુંક વેઠે વીધી વનરાની વાંસળી ?
કેટલુંક ઝીલે છેદી મુનિવરની પાંસળી ?
જેવો રાધામાં રૂં રૂં ફૂંકાયો ? - કે કાનજી

* પોસ્ટ ઑફિસ નાટકનોનાયક અચલાયન નાટક.

## ગઝલ □ આદિલ મન્સૂરી

મૌત નુક્કડ પે ખડી હૈ દેખો
રાહમેં ભીડ લગી હૈ દેખો
બંદ દરવાજે પે આવાઝ ન દો
બસ્તી ખામોશ પડી હૈ દેખો
હસતે ગુલચી હૈ લહુ લરઝીદા
પાપે શબનમકી મની હૈ દેખો
ગેહરી ખામોશી અંધેરી શબમેં
આંખ કયા ઢૂંઢ રહી હૈ દેખો
ચાર જાનિબ હૈ પહાડી દુશ્મન
બીચ ઈક સુર્ખ નહીં હૈ દેખો
ખ્વાબ ખામોશ ખરાબા ખસ્તા
શમ્મ ભી સાથ બુઝી હૈ દેખો
શહેર કે સડતે હુવે મલવે મેં
ખિલ્લી કયા ઢૂંઢ રહી હૈ દેખો
સાંસ લેના તો કોઈ જુર્મ નહીં
લાંપે ફિર કૈસી બની હૈ દેખો
શહેર તો રાખ હો ચુકા કબ કા
એક દીવાર બચી હૈ દેખો
ખાલી ખામોશ અંધેરા ઘરમેં
લાશ આંગનમેં પડી હૈ દેખો
લો વો રોશન હુઈ સુબ્હે કાઝિબ
રાત દમ તોડ રહી હૈ દેખો

□ કૈલાસ પંડિત

ઊઘડે છે મોડી રાતના આંખો બે પીર જેમ,
મારામાં કોણ હોય છે બીજું શરીર જેમ.

સાંજે મળીને થાઉં છું હુંયે ભર્યોભર્યો
તુંય હસે છે ફૂલમાં વ્હેના સમીર જેમ.

આવીશ ત્યારે સાંજના ઢગલો થઈ જઈશ
નીકળું છું ઘરની બ્હાર હું છૂટેલા તીર જેમ.

ભાગી રહેલા લોકને ફુરસદ નથી જુએ
સૂરજ સવરે શહેરમાં ફરશે ફકીર જેમ.

ગ્રંથો ભરાય એટલાં સ્વપ્નાં ઘડયાં અમે
ખાલી છે બેઉ હાથ ને જીવ્યા અમીર જેમ.

ગઝલ □ ભરત ભટ્ટ 'તરલ'

ફરી એ જ વર્તુળ મહીં વ્યાસ નાખ્યો,
પુનર્જન્મનો એક ઇતિહાસ નાખ્યો.
અમે મન ઉપર એક અધ્યાસ નાખ્યો,
કૂંડાળું કરીને વધુ ત્રાસ નાખ્યો!
અડાબીડ અંધાર - અજવાસ નાખ્યો,
અને આંખમાં તોપ આભાસ નાખ્યો.
અમે પિંજરાને સ્વીકારી લીધું, તો-
તમે પિંજરામાં સતત શ્વાસ નાખ્યો.
એને પૂગવાની શરતમાં જ ઊગ્યાં,
એના ચાસ પાસે અમે ચાસ નાખ્યો.

# ટચ ઑફ ધ માસ્ટર □ ઉદયન ઠક્કર

સવાર
કેવું કરી ગઈ ટેકરી પર તેજનું અનુસ્વાર.
હાંસિયા મૂક્યા
વસ્તીની પાસે વનોએ,
વૃક્ષ પર પંખી વિરામી અલ્પ લેવાને રુક્યાં.
કાંઈ લખવું હોય તો
ઊંચે ઝૂલતાં
બે સુનેરી અવતરણચિહ્નોની વચ્ચે કેટલો અવકાશ...

પ્હોર
જેને ખૂલતાં પૂર્વે મળ્યું છે પંખીઓનું પ્રાક્કથન
તેને વાંચવાના કોણ -
આ સૌ એકબીજાની અનુક્રમણિકા જેવ આદમી ?
(છેલ્લે પાને, શુદ્ધિપત્રક શા ફરિસ્તા.)
આમને શું જોઈને ઉપર ચડાવ્યાં ?
– રાહુલ અને કેતન કરે શશિકાંતની ટપલી - ટીખળ,
દામિની પાડે લિસોટા
વર્ગ છોડી દઈને નાસે ધૂમકેતુ
આ બધાં કરતાં સરોવર નાનકું સારું,
તરુવરોના પાનેપાનાનું અનુલેખન કરે જે ક્યારનું,
સારાં તમરાંઓ
– તિમિરને ગોખી રહ્યાં છે પાંચસોની વારનું.

કોતરોના કૌંસમાં વહેતી નદી
ને કવિતા -
કવિના એકમેથી, કોઠે વાચકના ચડાવાતી વદી
અધરોષ્ઠનો દ્વિગુ સમાસ
ગ્રેસના ગુણાંક જેવાં બાળકો આપી કર્યા છે માણસોને પાસ
... માનો યા ન માનો
ફ્રી પીરિયડમાં બેસીને કરી સૃષ્ટિને આખી સેટ
કોઈ માસ્તરે.

## યુનો, ન્યૂયૉર્ક, તમે, અને... □ આદિલ મન્સૂરી

ત્રણ અમેરિકાવ્યો

૧

યુનોની વડી કચેરી ધરાવતા
ન્યૂયૉર્કમાં
તમે એક ઉંદરની હત્યા કરતાં
પકડાઇ જાઓ તો
તમને જેલમાં જવું પડે
પણ...
બોસ્નિયા કે રવાન્ડામાં
તમે
૧૦,૦૦,૦૦૦ કે
૨૦,૦૦,૦૦૦ મનુષ્યો
(જી હા, ખરેખર મનુષ્યો)ની
કત્લેઆમમાં સંડોવાયેલા હો તો
તમારે
ફાઇવસ્ટાર હોટલના કૉન્ફરન્સ
હોલમાં
યુદ્ધવિરામ અને શાંતિ માટેની
વાટાઘાટોમાં ભાગ લેવો પડે.

૨

યુનોની વડી કચેરી ધરાવતા
ન્યૂયૉર્કમાં
તમે એક મરેલી મરઘી
ઉકરડે નાખતાં પકડાઇ જાઓ તો
તમને હાથકડી પહેરાવવામાં આવે
પણ...
બોસ્નિયા કે રવાન્ડામાં
હજારો બાળકોના લોહીથી
તમારા હાથ ખરડાયેલા હોય તો

તમને સ્વચ્છ નેપકિન
આપવામાં આવે,

૩
યુનોની વડી કચેરી ધરાવતા
ન્યૂયોર્કમાં
તમે તમારા જ મૂત્રનો
નિકાલ કરતા ઝડપાઇ જાઓ તો
તમને પચાસ ડૉલરનો
દંડ કરવામાં આવે

પણ...
બોસ્નિયા કે રવાન્ડામાં
તમે લાખ્ખો નિર્દોષોના
લોહીની નદીઓ વહાવો તો
તેમાં શાંતિના ઠરાવના
કાગળની હોડીઓ
તરાવવામાં આવે.

## ગઝલ □ આદિલ મન્સૂરી

(સ્વનોક્તિ)

ઘૂરતા ક્યા હૈ કમીને કૂત્તે
સીંઘતા ક્યા હૈ કમીને કૂત્તે
ચાંદની ઓઢ સો ગઇ બસ્તી
જાગતા ક્યા હૈ કમીને કૂત્તે
શલકી ખામોશી સુન સકે તો સુન
ભોંકતા ક્યા હૈ કમીને કૂત્તે
યે તો તેરી હી અપની હડ્ડી હૈ
ચાટતા ક્યા હૈ કમીને કૂત્તે
ગચ્ચકા અક્સ આઇને મેં કહાં
નોચતા ક્યા હૈ કમીને કૂત્તે
તેરે સાયે કા તુઝ પે પાંવ પડા
કાટતા ક્યા હૈ કમીને કૂત્તે
તેરી મંઝિલ હનોજ કોસોં દૂર
હાંપતા ક્યા હૈ કમીને કૂત્તે
સામના કર તમામ દુનિયા કા
ભાગતા ક્યા હૈ કમીને કૂત્તે
સોચને કા કોઇ ઇલાજ નહીં
સોચતા ક્યા હૈ કમીને કૂત્તે
દેખ સારી ખુદાઇ જાગ ઊઠી
ઉંઘતા ક્યા હૈ કમીને કૂત્તે

□ મહેશ દવે

જીવનની સુમસામ ડગર પર હું પગ માંડું આગળ આગળ
કોણ ઢૂંકે છે પાછળપાછળ ?
છાયો છે પડછાયો છે કે શ્વાસ છે મારો વાદળવાદળ
કોણ ઢૂંકે છે પાછળપાછળ ?

સૂકી રેતમાં ભડભડ પગલાં પીછો કરે ને પાગલપાગલ
કોણ ઢૂંકે છે પાછળપાછળ ?
ફટક મોતીનું જળબિંદુ છું ઊડી જઈશ થઈ ઝાકળઝાકળ
કોણ ઢૂંકે છે પાછળપાછળ ?

ચાંદરણું એ ચંદ્ર નથી ને ચાંદાનો ક્ષય થાય પળોપળ
કોણ ઢૂંકે છે પાછળપાછળ ?
કોણ મારતું હવાતિયા ને પ્રાણ ગુમાવે હાય ઝળોઝળ ?
કોણ ઢૂંકે છે પાછળપાછળ ?

આગળઆગળ ભાગું છું કે કોઈ પડ્યું છે મારી પાછળ
કોણ ઢૂંકે છે પાછળપાછળ ?
આગળ મારી નજરું બાંધી પાછળ ખેંચે સાંકળસાંકળ
કોણ ઢૂંકે છે પાછળપાછળ ?

પાછળ મારે જોવું છે પણ શ્રાપ પડ્યો છે એવો આકળ
કોણ ઢૂંકે છે પાછળપાછળ ?
પાછળ જોયે થંભી જાશે સાવ અચાનક સઘળાં જળથળ
કોણ ઢૂંકે છે પાછળપાછળ ?

કેમ કરીને સહું હવે હું આગળ-પાછળની અથડામણ
ચક્ર ફેરવી સન્મુખ થઈને એક કરું હું બાજુ સાથળ
કોઈ ન ઢૂંકશો પાછળપાછળ
કોઈ ન ઢૂંકશો પાછળપાછળ

## ગઝલ □ અમૃત ઘાયલ

ઘડી ઘેલું: ઘડી શાણું: આ મારે કોને જઈ કહેવું!
નથી કૈ મનનું ઠેકાણું: આ મારે કોને જઈ કહેવું?

*

હું લાવ્યો માંડ ગોરા ગાલના અંજનથી ઓચિંતાં તો
જઈ જુલ્ફોંમાં સલવાણું: આ મારે કોને જઈ કહેવું?

*

કહ્યું મેં જો ગ્રહો છો માત્ર નવ સરવાળે સંખ્યામાં
તો બોલ્યું 'ધૂણી' છે નવ્વાણું: આ મારે કોને જઈ કહેવું?

*

કરે છે પ્રેમ એ પોતે, કરું છું હું છતાં કહે છે,
કરી દેખાડ તો જાણું: આ મારે કોને જઈ કહેવું?

*

નથી અડતાં, મને અડવા નથી દેતા અને કહે છે:
અહીં લાગે છે - અડવાણું (૧) આ મારે કોને જઈ કહેવું?

*

હતું એ મારી ગઝલો સાંભળી નઝરાણું દેશે પણ
દીધું 'નફ્ફટ'નું નજરાણું: આ મારે કોને જઈ કહેવું?

*

નથી સમ ખાવા મારી પાસે એક કોડી અને એને -
ખપે ધન યાને કે નાણું: આ મારે કોને જઈ કહેવું?

*

બ-કા- (૨) પેઠે ગઝલને આ જ પણ દુરાધ્ય માને છે
ફક્ત ગાયન અને ગાણું: આ મારે કોને જઈ કહેવું?

*

જાને 'ઘાયલ' બીજું તો ઠીક અગ્નિદાહને સમયે
મળી દોણી, ન તો છાણું: આ મારે કોને જઈ કહેવું?

(૧) અડવાણું: અડવું - સૂનું.
બ. કા. (૨) ધુરંધર કવિ - સુરતમાં મુશાયરામાં આવવાની હા ભણે: આવે. પણ હોલની બહાર આરામચેર પર આસન જમાવે. ચીરુટ અને મૂછ ચડાવી. અમે પ્રાર્થીએ કે પધારો તો તાડૂકે જાઓ, ગાયન કરો. મને ગાયનમાં રસ નથી.

# 'સળગતાં સૂરજમુખી' હાથમાં લેતાં

□ મકરંદ દવે

અંધ બુગદો ખોદતા,
ઊંડે અને ઊંડે ઊતરતા ખાણિયાથી,
કોલસાનો બોજ કમ્મરતોડ
વહેતી નારીઓથી,
ને બટેટાં છોલતાં ભૂખ્યાં છતાં
પ્રેમને આરોગતાં વહાલાં જનોથી,
નૈરાશ્યથી ઝૂકી પડેલી નગ્નતા
ને મૃત્યુને આરે ઢળેલી જિન્દગીથી
ક્યાં મને દોરી ગયો તું ?
ક્યાં મને લઈ જાય છે
આગળ હજી આગળ હજી,
ઓ રંગરેખાના પ્રવાસી !
ખેતરોમાં જોઉં છૂટે હાથ વેરી બીજ
પેલા વાવણી કરનાર પાસે,
સાવ ખુલ્લાં, માત્ર લણણીના ભર્યા લાવણ્યથી
આકાશ ભરતાં ખેતરોમાં,
ખીલતાં, ખીલી રહેલાં, પીતવરણી પાંખડી
વેરીવિખેરી ક્યાંક ઢળતાં,
ક્યાંક ઊભાં વજ્ર સમ ટટ્ટાર
સૂરજમુખીના મૂક સંવાદો કને !
હે કવિવર, રાતઘૂંટી રેખના !
હે મસીહ, નવપ્રભાની રંગના !
આપણી આ મૃત્યુભૂમિના
'ફ્રિકૈ લગાડે આગ એવા દોજખે,
સ્પર્શી શકે જેને બદામી મંજરી જેવી
સુકોમળ આંગળી
એવા અહીં દીઠા-અદીઠા સ્વર્ગલોકે !

તારી નજરથી નીરખું
ને મને થઈ જાય, ઓ પાગલ!
આ અભાગી જિંદગી પર
પથ્થરો વરસાવતાં
ટોળાં હજી ઘૂમે, અને ત્યાં, ત્યાં જ
જાણે, ઈશુને મન થયું પીંછી લઈ
આપું નવી આંખો, નવી પાંખો, નવો વિસ્તાર
અને એ ગોગ થઈ આવ્યો ધરા પર
– ક્રૂસ કાંધે ફરી ખીલે જડાવા.

□ કૈલાસ પંડિત

કાંઠે ઊગે છે, સાંજના ચ્હેરા, કમાલ છે!
ઊંચા થઈને જોય છે, મોજાં કમાલ છે!

ચાંદો, કહે છે, સ્થિર છે, સદીઓથી આભમાં,
ખરતા રહે છે એકતા તારા, કમાલ છે!

નાની અમસ્તી આંખનું ઊંડાણ તો જુઓ
એમાં રહે છે, કેટલા દરિયા? કમાલ છે!

કાળી પડે છે વસ્તુઓ, વર્ષોના ભારથી,
કાળા જ વાળો થાય કાં, ધોળા? કમાલ છે

દૃશ્યો વિનાની બારીઓના, રસ્તાની આવજા,
કારણ વિનાનો ભાર લઈ ઊભા કમાલ છે!

## જ્યારે વિધાતાએ દીકરી સરજી □ અનુ. મકરન્દ દવે

વિધાતાએ દીકરી ઘડીને ત્યારે ખૂબ ખાંતે
　કસબી હાથેથી એણે કરી શી કમાલ !
રૂપનો અંબાર કરું, મીઠપ અપાર ભરું
　ખજાનો ખુટાડી કરું ખલકને ન્યાલ.

દેવીયું કનેથી માગી લીધો મલકાટ
　અને મધરાત કેરા માપી સીમાડા સુદૂર,
ચપટીક રજ લીધી નખેતર તણી
　અને દીકરીને આંખે ભર્યાં દમકતાં નૂર.

સાકરનો લઈને સવાદ એણે દીકરીમાં
　તજ ને લવિંગ વળી ભેળવ્યાં જરીક,
સૂરજનાં ધોળાં ફૂલ હાસ ને હુલાસ દીધાં
　જોઈ કારવીને કીધું, હવે કાં'ક ઠીક.

વિધાતાએ દીકરી ઘડી ને વળી જોઈ જોઈ
　વારે વારે હસું હસું થાય એનું મુખ,
હૈયે એને હાશ, હર માવતર કાજે ધર્યું
　હૂંફભર્યું હેત, નર્યું નીતર્યું આ સુખ.

## When God Made Daughters
□ Unknown

When God created daughters
　He took very special care
To find the precious treasures
　That would make them sweet and fair.

He *gave the smiles of angels*
　Then explored the midnight skies
And took a bit of stardust
　To make bright and twinkling eyes.

He fashioned *them* from sugar
　And a little bit of spice
He gave them sunny laughter
　And everything that's nice

He smiled when He *made* daughters
　Because He knew He had
Created love and happiness
　For every mom and dad.

## ગઝલ □ અમૃત ઘાયલ

હર ધજા રાષ્ટ્રધ્વજ નથી હોતી,
એમ હર રજ સૂરજ નથી હોતી.
એમનો ચર્ણ સ્પર્શ પામ્યા વગર,
ધન્ય - ધરતીની - રજ નથી હોતી.
કોઇ 'શય' એમની અદા જેવી,
ટેડી યાને કે 'કજ' નથી હોતી.
લાગણી હોય છે સમજની ઊપજ,
એ સમજની નિપજ નથી હોતી.
છતાં માનો છો એટલી મિત્રો,
લાગણી બેસમજ નથી હોતી.
આંખ કે હોય જેના આંખરખી,
એ સજલ કે સલજ્જ નથી હોતી.
કોઇ પણ ચીજ સાદગી કરતાં,
ઉત્તમ યાને કે 'ધ' નથી હોતી.
કે જવલ્લે જ હોય છે એકાદ,
બધી સંખ્યા અબજ નથી હોતી.
કે મગજ હોય છે મગજ તંતુ,
માંસ પેશી મગજ નથી હોતી,
કઇ ક્ષણ યાને છે કઇ પલ કે.
મારે માથે કરજ નથી હોતી,
ત્યાં નથી હોતાં મીઠાં ફળ ઘાયલ,
ધૈર્ય કે જ્યાં ધીરજ નથી હોતી.

* શય = ચીજ

## અષાઢી ચશ્માં

□ અબ્દુલ ગફાર કાઝી

અષાઢી ચશ્માં પહેરીને
હવે હું
મેઘદૂતને બદલે
વરસાદને વાંચુ છું.

## એન્ટ્રી અને એક્ઝિટની પાર □ સુરેશ દલાલ

પ્રત્યેક નાટકને
એનો પ્રારંભ હોય છે
હોય છે મધ્યાંતર :
હોય છે એનો અંત.
ફરી ફરીને
સ્મરણની રંગભૂમિ પર
એકનાં એક દૃશ્યો
ભજવવાનો થાક લાગે છે

હું મારી જાતને
કેન્દ્રમાંથી ખેસવી લઉં છું
અને જેમ એક વાર
એન્ટ્રી કરી હતી
એમ એક્ઝિટ કરીને
પ્રેક્ષાગૃહમાં ગોઠવાઈ જાઉં છું.
અને જોઉં છું
તો દેખાય છે :
તમાશો,
કૃત્રિમ વૈ- ભવની ભવાઈ,
ટ્રેજડી, કૉમેડી, ફારસ.

ડાળી પર ઝૂલતા
એક ફૂલનું જીવન હોય છે
અને જીવન હોય છે
ફ્લાવરવાઝમાં ગોઠવાયેલા ફૂલનું પણ
ફ્લાવરવાઝ તોડીને
બહાર આવેલા ફૂલને
હવે કાંટાઓની વચ્ચે

ગોઠવવાનું
રિહર્સલ કરવાનું
માંડી વાળજો.



પ્રત્યેક પ્રારંભને એનો અંત હોય છે. જન્મ પ્રારંભબિંદુ હોય તો મરણ અંતબિંદુ છે. કોઈ પણ વાક્ય ગમે એટલું પ્રલંબ હોય પણ ક્યાંક તો એનું પૂર્ણવિરામ હોય છે. પૂર્ણવિરામનો અભાવ એ કંટાળાની કૂખ છે. કંટાળો અને થાક અડખેપડખે જ હોય છે.

સ્મૃતિ એ વરદાન છે કે શાપ- એની ચર્ચા ચાલતી હોય એટલી ભલે ચાલે, બાકી, જેટલો આનંદ ભૂલવામાં હોય છે એટલો આનંદ યાદ કરવામાં નથી હોતો. વિસ્મૃતિ હતી ત્યાં સુધી દુષ્યંત સુખી હતો. સ્મૃતિ જાગ્રત થઈ અને એનો શકુંતલા માટેનો અજંપો સળગી ઊઠયો. સ્મૃતિ માટે જેટલું સાચું છે એટલું વિસ્મૃતિ માટે પણ કહી શકાય કે વિસ્મૃતિ એ વરદાન છે કે શાપ ? સ્મૃતિ કે વિસ્મૃતિના વરદાનનો આધાર મનોપરિસ્થિતિની અનુકૂળતા કે પ્રતિકૂળતા પર છે. સ્મૃતિ કે વિસ્મૃતિ પણ સત્યની જેમ કે સુખની જેમ સાપેક્ષ છે.

કાવ્યનો પ્રારંભ નિવેદનથી થાય છે. આ નિવેદન પ્રકટયું છે સંવેદનમાંથી – વેદનાના શાણપણમાં નિવેદનનો નિચોડ પ્રકટ્યો છે. કંઈ છે આ વેદના ? સંવેદના ? સ્મરણની રંગભૂમિ પર એકનું એક દૃશ્ય ભજવાય છે. મન જાણે કે સૂત્રધાર હોય એમ એકનું એક નાટક આંખ સામે ભજવ્યા કરે છે. ગમે એટલું ગમતું કે અણગમતું દૃશ્ય હોય, એકના એક દૃશ્યનો થાક લાગે છે. 'મનમાં પરણવું અને મનમાં રાંડવું - આવા 'હરખ શોકની હેડકી'ના દૃશ્યોથી થાકી જવાય છે અને એટલે જ કાવ્યના પ્રારંભમાં નિવેદનાત્મક પંક્તિઓ છે.

**"પ્રત્યેક નાટકને એનો પ્રારંભ હોય છે'**
**હોય છે મધ્યાંતર : હોય છે એનો અંત."**

આપણી જ આંખ સામે આપણાં જ દૃશ્યો આપણે ભજવતા હોઈએ – પછી કંટાળાની ક્ષણમાં આપણે એ દૃશ્યમાંથી ખસી જઈએ છીએ. એ દૃશ્યમાંથી અદૃશ્ય થઈ જઈએ છીએ, જાણે કે આપણે કેન્દ્રમાંથી ખસી ગયા. દૃશ્યમાં હવે ક્યાંય આપણી ખલેલ નથી. ક્યાંય હસ્તક્ષેપ નથી. પોતે જ પોતાને જુએ છે પ્રેક્ષકની અદાથી. જે દૃશ્ય પર પ્રારંભમાં ભજવતાં ભજવતાં ઓવારી ગયા હોઈએ – એ દૃશ્યને જ્યારે પ્રેક્ષકની આંખે જોઈએ છીએ ત્યારે દૃશ્ય વરવું લાગે છે. કાબરચીતરું લાગે છે. જીવનમાં આપણે કારણે બનેલી ઘટનાઓને પરાયા થઈને જોઈએ છીએ ત્યારે લાગે છે તમાશો. બધું કૃત્રિમ લાગે છે. નાટક જેવું – કે નાટકના સેટ જેવું. એ કશું જ નથી અને બધું જ છે. એટલે કે તમાશો છે, ભવાઈ છે, ટ્રેજેડી, કૉમેડી અને ફારસ છે. ટૂંકમાં,

ન અટકે એવું નાટક છે.

જીવનમાં સ્વાભાવિકતા હોય છે. એ સ્વાભાવિકતા ડાળ પર ઝૂલતા ફૂલ જેવી. પવનની લહરને આધારે ઝૂલવાનું. આયુષ્ય પૂરું થાય ત્યારે મરવાનું. આ પણ એક જીવન છે. ફ્લાવરવાઝમાં ગોઠવાયેલા ફૂલનું પણ એક જીવન છે. કોઈકની સંગાથે, અનેક ફૂલોની વચ્ચે, સંકડાશમાં કલાત્મકતાથી કોઈકના ડ્રૉઈંગ રૂમમાં ગોઠવાઈ જવાનું સદ્‌ભાગ્ય કે કમભાગ્ય. આ નિયતિની ગોઠવણ હોય કે આવી પડેલી પરિસ્થિતિ હોય. એનો યશ કે અપયશ જેને આપવો હોય એને આપવો. ડાળ પર ઝૂલતા ફૂલે કે ફ્લાવરવાઝમાં ગોઠવાયેલા ફૂલે જીવવાનું હોય છે. જીવનમાં પ્રત્યેક માણસે પોતાને ગમે કે ન ગમે તોપણ આવી પડેલી ભૂમિકા ભજવવાની તો હોય છે. કોઈ એકાદ ફૂલ માથાફરેલ પણ હોઈ શકે. ફ્લાવરવાઝની કાચની દીવાલમાં ગોઠવાવાની ના પાડે. એ ભરી સભામાંથી ઊઠી જાય અને ફ્લાવરવાઝની બહાર નીકળી જાય. કેટલાંક વ્યક્તિત્વો એવાં હોય છે કે તૈયાર ચોકઠામાં ગોઠવાય નહીં. તમે એમને જકડવા જાઓ તો એ જકડાય નહીં. પકડવા જાઓ તો પકડાય નહીં. પવનની લહેરખી કે ઝંઝાવાતને મુઠ્ઠીમાં પકડી ન શકાય. ચોકઠાને તોડીને બહાર આવેલું ફૂલ છેવટે *વિનંતી કરે છે કે એક પરિસ્થિતિને ઓળંગીને, અતિક્રમીને* હું 'બહાર' છું. સ્વતંત્ર છું. હવે મને કશાયની વચ્ચે ગોઠવવાનો યત્ન-પ્રયત્ન ન કરશો. ફૂલની વચ્ચે પણ ગોઠવાઈ જવું એ લાચારી હતી અને લાચાર પરિસ્થિતિમાં હોઈએ ત્યારે આસપાસનાં ફૂલ પણ કાંટા લાગે. હવે કાંટાઓની વચ્ચે- નવે નામે- નવે રૂપે નવી પરિસ્થિતિ સર્જી- ફરી પાછું એનું એ રિહર્સલ કરવાનું માંડી વાળજો. વેદનામાંથી પ્રકટેલું કાવ્ય નિવેદનની ભૂમિકા સુધી લઈ જાય છે.

અહીં રામને બદલે રાવણની કે રાવણને બદલે રામની કે ભરતની કે લક્ષ્મણની કે સીતા કે મંથરા કે કૈકેયીને ભૂમિકા ભજવવાની કે બદલવાની વાત નથી. અહીં વાત છે રંગમંચ પરથી ઊતરી જવાની. એન્ટ્રી અને એક્ઝિટથી પર થવાની. સાક્ષીભાવે પોતાના જીવનનાટકને કે નાટ્યાત્મક કે નાટકીય જીવનને જોવાની. એકના એક ચોકઠામાંથી છૂટવાની વાત છે.

કોઈ પણ કૃતિ કાગળ પર લખાય છે કે છપાય છે – પણ એ ફરી પાછી સર્જાય છે સહૃદયના કલ્પનાશીલ ચૈતન્યમાં.

## પંખીની તસ્વીર

□ અબ્દુલ ગફાર કાઝી

આકાશના કૅમેરામાં
ઝિલાય છે.
ઊડતા પંખીની તસવીર

કવિતા

## અમૃત કન્યાની તલાશમાં □ સુરેશ દલાલ

નિરાશા !
તારા સોગંદ ખાઈને કહું છું
કે હવે હું કદી નિરાશ નહીં થાઉં
હું ક્યાં કદીય હતો
તારા ગળાબૂડ પ્રેમમાં ?
વિષકન્યાને જાણ્યા પછી
હું નીકળી પડ્યો છું
અમૃતકન્યાની તલાશમાં...
આ તલાશ એ જ મારો પ્રવાસ
 મારો સહવાસ-
તું એમ ન માનતી ક્ષણભર
કે હું જુઠ્ઠી, ઠગારી, મૃગજળ-નયની
આશાને હિંડોળે કદી ઝૂલવાનો છું
જ્યાં ને ત્યાં
કોઈ પૂંઠા વિનાની કિતાબની જેમ
 ખૂલવાનો છું
મારી વેદના કે સંવેદનાને
જ્યાં ને ત્યાં કબૂલવાનો છું
□
રાતના કાળા બોગદા જેવી યાતનાને
પસાર કરીને બહાર નીકળી ગયો છું હું
હવે ચારે તરફ લીલાંછમ મેદાનો
ઉપર ખુલ્લું આકાશ
પળેપળે પલટાતા વાદળના રંગ
સૂર્ય, ચંદ્ર, તારા, નિહારિકા, નક્ષત્રો, ગ્રહોનો સંગ
સુખથી છલકાવી દેતી સાંજની હવા
હવે, અને કે અથવા
એવું કશું નહીં.
જે કૈં દેખાય એને જોયા કરે આંખ

આ પંખીનું ગીત, એની ફેલાતી પાંખ
જ્યાં જ્યાં નજર ઠરે
ત્યાં ત્યાં માત્ર અહો! કદી નહીં અરે
જેને રહેવું હોય તે રહે
ને સરવું હોય તો સરે
કોઈ રાડ નહીં કે ત્રાડ નહીં
કોઈ છાનેરો કે જાહેર વળગાડ નહીં
બસ ચાલ્યા જ કરવું છે.
પંથ વિનાના પંથ પર
અંત વિનાના અંત પર
અનંત તરફ
મનભરીને મ્હાલ્યા કરવું છે.
મારે પગલે પગલે જે ફૂટે પંથ-
કોઈ મારો રસ્તો તૈયાર કરે
અને પછી હું ચાલ્યા કરું
એ વાત મને મંજૂર નથી.

કોઈક ખળખળ વહેતી નદીને કાંઠે
બેસીને હું જે રચીશ
તે જળમાં રહેતા સુંવાળા કાંકરાને
હું મારા લયથી પંપાળી લઈશ.
પહાડમાંથી વહેતાં ઝરણાંને
હું મારા શબ્દોમાં ઝીલી લઈશ.
વૃક્ષમાંથી ઝરતાં ફૂલને
ફરી પાછાં વૃક્ષ પર મૂકવાનો
પ્રયત્ન નહીં કરું.
એને જંપવા માટે ધરતીને
ફૂલ જેવી રેશમી બનાવી દઈશ.
કશુંય ન કરીને
અહીં કરવા જેવું ઘણું છે.
અહીં વિરાટ પહાડ છે

ને તેજમિજાજી તરણું છે
પહાડ અને તરણા વચ્ચેના
સંબંધની કવિતા
ક્યાં લપાઈ છે
એને તલાશીને
ઝાકળની આર્દ્રતાથી
અને સૂર્યના તેજથી
દમામભેર પ્રકટ કરીશ.
નાનકડા ખોબામાં સમાઈ જાય
એ બહુ બહુ તો અંજલિ કહેવાય.
એને જિંદગીનું નામ આપી દેવું
કદીય પોષાય નહીં.
જિંદગી એમ તો
નાનકડા ફૂલમાં પણ ફોરી ઊઠે છે
મેઘધનુષના મનમાં પણ મહોરી ઊઠે છે
પણ ફૂલ કે મેઘધનુષ
એ મારે માટે તો
ધરતી અને આકાશના
ખુશનસીબ બંદા છે.
હું ફૂલની સાથે સંબંધ બાંધીશ
પણ બાગને ભૂલ્યા વિના
હું મેઘધનુષ સાથે સંબંધ બાંધીશ
પણ આભને ભૂલ્યા વિના
પળેપળે પલટાતા વાદળોના મિજાજમાં
અટવાઈ જવાને બદલે
વાદળ જેમાંથી બંધાય છે
એ સમુદ્ર સાથે
મારો સનાતન નાતો છે.

નિરાશા !
તારા સોગંદ ખાઈને કહું છું
કે હવે કદી હું આશા રાખીશ જ નહીં
કે જેથી એની પાછળ પાછળ
દબાતે પગલે તું છળકપટ કરતી કરતી આવે
અને તારી જોહુકમી વરતાવે.

## કોરિયા □ કૈફી આઝમી □ અભિજિત કશ્યપ

લોહીતરસ્યા ફ્રાન્કોનાં સંતાનોએ
ઇતિહાસનો ક્રમ બદલી નાખ્યો છે:
તમે હવે મને હરાવી નહીં શકો.
આ સ્પેન નથી, આ કોરિયા છે.

એમની છાતી પરનાં નિશાન ન જુઓ,
એમનાં કરચલિયાળાં કપાળનું નિરીક્ષણ કરો:
મેડ્રીડમાં જેમની હત્યા થઈ હતી
તેઓ સીઓલમાં પાછાં સજીવન થયાં છે.

ગઈ કાલે ભિડાયેલા હતા એ હોઠ
હવે ભભૂકતી જીભ છે.
ભાલાથી વીંધાયેલાં બાળકો
હવે પાછાં યુવાન બન્યાં છે.

લાલ ઝંડો પસાર થયો ત્યાં ત્યાં
રસ્તા પર ફૂલો ખીલી ઊઠ્યાં છે,
શરીર પરથી છેદાયેલા હાથ
આજે ધરતીમાં ભળી ગયા છે.

આંસુઓ હવે વહેતાં અટક્યાં છે.
આદિકાળના જળમાંથી પૃથ્વી આવિર્ભાવ પામે છે.
ધરતી સાથે બંધાયેલા પગ
હવે માનવ 'ઓડિસી'* ઊંચકીને જાય છે.

ધરતીકંપ પણ એમને
કે એમની અટળ શ્રદ્ધાને ચળાવી શકતો નથી.
પગલે પગલે ગરદનાં કપાયેલાં મસ્તકોએ
હવે આપણી ધરતીમાં મૂળ નાખ્યાં છે.

* ગ્રીક મહાકાવ્ય.

સંસ્કૃતિ નો ઘણા અંકો One-man-show જેવા મને લાગતા. ખાસ કરીને ત્યારે, જ્યારે, તેમાં દાદાજી સિવાય કોઈનું ખાસ કંઈ ન છપાતું. પરંતુ હું સમજું છું કે કોઈ પ્રકારના ભપકા વિનાનું, ખોટ ખાતું મૅગેઝીન ચલાવવું કેટલું કઠિન છે. મૅગેઝીનનું તંત્રીપદ, રાજસભા સભ્યપદ, સાહિત્ય અકાદમી-દિલ્હીનું અધ્યક્ષપદ, શાંતિનિકેતન-વિશ્વભારતીનું કુલપતિ-પદું–આ બધું સાથે, એક સાથે સંભાળવું ખરેખર દૈત્ય જેટલા બોજારૂપ છે. તેથી કોઈ ક્ષેત્રને તો સહન કરવાનું આવે જ. માસિક 'સંસ્કૃતિ' ૧૯૮૧થી ત્રિમાસિક બની ગયું અને ૧૯૮૪માં બંધ થયું. તે કદાચ દાદાજીના પુત્ર સમાન હતું. પરંતુ આ બધામાં પણ દાદાજીને ઘરમાં આપવા માટે કેટલો બધો સમય હતો ! હું કલાકોના કલાકો દાદાજી સાથે પત્તાંની રમતો-ભૂખારો, સાતઆઠ રમેલો.

ખરી મજા તો દાદાજી અને નિરંજનકાકા (નિરંજન ભગત) ચર્ચામાં જામી પડ્યા હોય ત્યારે જોનાર-સાંભળનારને આવતી. નિરંજનકાકાની વાતોમાંથી નીકળતો નગર-સંસ્કૃતિનો સૂર દાદાજીને ઘણો પ્રિય હતો.

હું એક વાર દિલ્હી ગયેલો ત્યારે ઘણો જ નાનો હોવાથી પાર્લમેંટમાં લોકસભાની અંદર જવામાં મને ત્યાં તો કાયદો નડેલો. બીજી વાર સહેજ મોટો થયા પછી એ ફરી મને દિલ્હી લઈ ગયેલા અને પાર્લમેન્ટમાં લોકસભાની મિટિંગ નિરીક્ષક-કક્ષમાંથી બતાવેલી, દાદાજી તો એ વખતે તેના સભ્ય રહ્યા ન હતા પણ મેં મોરારજીભાઈ, ચંદ્રશેખર, રાજનારાયણ, ચરણસિંહ, કરણસિંહ, જગજીવનરામ વગેરેને જોયેલા તે યાદ છે. પરંતુ મહત્વની વાત તો દાદાજીએ બહાર નીકળતા, પાર્લમેંટ હાઉસને ફરતી ઓસરીમાં ઊંચા થાંભલાઓની હારમાળા છે, તે બતાવતા કરી–These pillars would dwarf even a man like Mr. Nehru. And remind him how nigligible he is." (આ થાંભલા નેહરુ જેવા માણસને પણ વામન બનાવે તેટલા વિરાટ છે અને તેમને યાદ અપાવશે કે તે કેટલા શુલ્લક-તુચ્છ છે).

ફિલ્મ 'આંધી' મેં, પૂર્વી, અપૂર્વ અને દાદાજીએ સાથે જોયેલી. સંજીવકુમાર અને સુચિત્રા સેનની ભૂમિકા દાદાજીને ગમેલી. ઓમ પુરીની ઍક્ટિંગવાળી ફિલ્મ 'અર્ધસત્ય' તો તેમની ગમતી ફિલ્મોમાંની એક હતી. તેના ઉપર તો તેમણે મૂલ્યાંકન પણ 'સંસ્કૃતિ'ના '૮૪ના કોઈ અંકમાં કરેલું. મિથુન ચક્રવર્તીની અદાકારીવાળી 'મૃગયા', શશી કપૂર દિગ્દર્શિત 'જૂનુન', બર્નાર્ડ શૉના નાટક પર આધારિત 'પિગ્મેલિયન', કેતન મહેતાની 'મિર્ચમસાલા', સત્યજિત રેની 'શતરંજ કે ખિલાડી' અને 'ચારુલતા' વગેરે ઢગલો ફિલ્મો અમે જોડે જોયેલી.–અને હા ! ઘણી બધી અમિતાભ બચ્ચનની પણ ! એ બોલતા, "અમિતાભ સ્ક્રીન પર સમાજનાં જે દૂષણો સહેલાઈથી દૂર કરી શકે છે તે વાસ્તવિક જિંદગીમાં શક્ય છે ખરું ?" અને બન્યું પણ તેમ જ–અમિતાભ રાજરમતના કાદવથી ખરડાઈને તેના ફિલ્મી-પિયરમાં નાસી આવ્યો. "રાજકારણ મર્દોની રમત છે"– દાદાજી જ બોલેલા.

દાદાજી અને બાપુજી (મડિયા) વચ્ચે ઘણો પત્રવ્યવહાર થયેલો. (બાપુજીએ તો દાદાજીની એક-એક ચિઠ્ઠી ચબરખી પણ સાચવી રાખેલી, જે અમે પણ સાચવેલી.) દાદાજીના આ બધા જ પત્રો (બાપુજીને લખાયેલ) મેં ૧૯૮૬ માં વાંચેલા. તેમાંથી દાદાજી અને બાપુજીના વ્યક્તિત્વ અને સાહિત્યનાં દૃષ્ટિબિંદુઓ જાણવા મળે એમ છે. (અત્યારે આ બધા જ પત્રો મમ્મીએ નંદિનીબહેનને આપી દીધા છે.) બીજી બાજુ દાદાજીએ મારા બાપુજીનો એક પણ પત્ર સાચવ્યો નથી એમ ખુદ દાદાજીએ જ મને કહેલું. (એક વાર મેં તે વાંચવા માગેલા.)

## लड़कियाँ

लड़कियाँ अब और इंतजार नहीं करेंगी
वे घर की देहरी लाँघकर
बाहर निकल आएंगी.
बेखौफ सड़कों पर दौड़ेंगी
उछलेंगी, कूदेंगी, खेलेंगी
और मैदानों में गूंजेंगी उनकी आवाजें.

चूल्हा फूंकते, बर्तन मांजते और रोते-रोते
थक चुकी हैं लड़कियाँ
अब वे नहीं सहेंगी मार
नहीं सुनेंगी किसी की झिड़की और फटकार.

वो ज़माना गया जब लड़कियाँ
चूल्हों में सुलगती थीं
चावलों में उबलती थीं
और दुबकी रहती थीं कोनों में
गठरियाँ बनकर.

अब नहीं सुनाई देंगी
किवाड़ के पीछे उनकी सिसकियाँ
फुसफुसाहटें और भुनभुनाहटें
और अब तकिए भी नहीं भीगेंगे.

WILLIAM
SHAKESPEARE
BORN: 23 APRIL 1564
DIED: 23 APRIL 1616

## માનહાનિ □ કૈફી આઝમી □ અભિજિત કશ્યપ
(ઉર્દૂ)

મેં ચાલવા માંડ્યું ત્યારે મને થયું
એ મને રોકવા મથશે,
સુલેહસંપ માટે પ્રયત્ન કરશે.
પવન અમારાં વસ્ત્રોમાં ભરાયો.
મને થયું કે એ કહેશે, ન જાઓ.
એણે હાથની અદબ ખોલી નાખી ત્યારે
મને થયું કે એ આવશે
મને પાછો બોલાવવા.



હજી એણે મને રોક્યો નથી.
નથી એણે મને જરા રાહ જોવાનું કહ્યું.
એણે મને પાછો ન બોલાવ્યો.
નથી એણે મને પાછા ફરવા વિનંતી કરી.

મેં આગળ ચાલ્યા કર્યું. ધીરેધીરે
અંતર વધતું ગયું
જુદાઈ પરિમિત બની ત્યાં સુધી.

## વાદળના ટાઈપ રાઈટરમાંથી
□ અબ્દુલા ગફાર કાઝી

કાળા ડિબાંગ વાદળના
ટાઈપ રાઈટરમાંથી
ટપ... ટપ... ટપ થઈ
ટપકતો
ઝીણો વરસાદ
છપાતો જાય છે.
પૃથ્વીના લીલાછમ કાગળમાં...

□ મહેશ દવે

તું તો એને જીદ કહે છે, હું કહું છું કે હું છું દૃઢ
કદાચ આપણા બંને જણના જીવવાના છે જુદા ગઢ.

તું કહે છે કે 'કામ કરો' ને મારે કરવો છે આરામ
અર્થ-કામમાં ફસાયેલાને મોક્ષ મળે ક્યાંથી અભિરામ ?

ધ્યાન-બહેરી બુદ્ધિ છે ને જડતા એની સાવ જ અંધ
ઊર્મિ પાસે દૃષ્ટિ ક્યાં છે, કાન સદાયે એના બંધ.

તું કહે છે કે ભૂલી બધુંયે એશ કરો ને પ્રેમ કરો
દીન-દુખિયાને ભૂલી-વીસરી કેમ કરો ભાઈ કેમ કરો.

સત્-કરમીની જીભ ચાલે ને અકરમીના ચાલે પગ
હુકમ કરીને કામ કઢાવે આ તે તારી કેવી રઢ ?

તારો મારો મેળ નથી કંઈ, નભશે તારું-મારું કેમ :
એકબીજાને પૂરક થઈને જીવી જઈશું એમ ને એમ.

## એન માટે

□ લિઓનાર્ડ કોહેન, □ ઇન્દ્રજિત રાય

એની ગયા પછી
ઊગતા સૂર્ય સાથે
કોની આંખ સરખાવવી ?

મેં સરખામણી કરી હતી એવું નથી,
પણ હું સરખાવું છું
એ નથી ત્યારે.

## મળ્યા છે ☐ મનીષ પરમાર

ફૂલના તાજા જખમ અમને મળ્યા છે,
ચૂભતા સો સો જનમ અમને મળ્યા છે.

થાકતા હોતા નથી પગ, ખેપ લાંબી;
પથ્થરો જેવા કદમ અમને મળ્યા છે.

ઘેર તો તારા વિના અંધાર અધવચ-
રાતના રસ્તા સનમ અમને મળ્યા છે.

વેદના ઓછી નથી આંખો ભરેલી-
આંસુઓ કોરાં પ્રથમ અમને મળ્યાં છે.

એક ટૂંકી રાત જેવી જિન્દગીમાં,
કેટલા ભવના સિતમ અમને મળ્યા છે!

## ધાર પર

☐ ઇંદિરા સંત ☐ 'સુજિત'

(મરાઠી)

એક ક્ષણની ધાર પર. સામે
દૂરદૂર. ઊંડે નીચે ઝૂકતું જતું આકાશ.
સામે તળેટી પાસે, નીચેથી
ઉપર આવતો રહેતો ઘનગાઢ ધુમ્મસનો ઊભરો
બાજુમાં.... કેવળ અવકાશ
અને પાછળ -
આભાસ છે કે ખરેખરો તું જ છે?
સોબતી છે કે સાથી છે?
ક્ષણેક્ષણે કેટલો મોટો ભય
અને કેટલો નિશ્ચિત વિશ્વાસ!

## 'પ્રવાસી પક્ષી' ▫ ગ્રંથિત

છેવટે
સંસ્કૃતિ એટલે
મારા મનનું સામર્થ્ય
જે અપાર છે
તેને કિનારે બાંધવાનું
વિશ્વાત્મક ઈશ્વરતાને
મંદિરનો... મૂર્તિનો...
મૃત્યુના અતીવ સાગરને
મોક્ષનો.... ભક્તિનો...
પ્રેમની મુક્ત ઊર્મિને
સંબંધનો... જબરદસ્તીનો...
આ સંસ્કૃતિ
તારે છે
મારે પણ છે.

કાવ્યનું શીર્ષક છે સંસ્કૃતિ. કવિ છે જ્ઞાનપીઠ પુરસ્કાર સન્માનિત કુસુમાગ્રજ. સંગ્રહનું નામ છે 'પ્રવાસી પક્ષી'. સન ૧૯૮૯માં પ્રગટ થયેલો આ સંગ્રહ ફરીથી વાંચું છું ને થાય છે કે કવિતા કેવળ 'મરાઠી' નથી હોતી, કવિતા ગુજરાતી, હિંદી, પંજાબી, અંગ્રેજી, ફ્રેંચ ઈત્યાદિ પણ નથી હોતી, કવિતા 'કવિતા' હોય છે.

સંગ્રહના શીર્ષકનું માન પામેલી કવિતા 'પ્રવાસી પક્ષી'માં પક્ષીના પ્રવાસથી આરંભાતો કાવ્યપ્રવાસ નિરાળી જ મંઝિલ સિદ્ધ કરે છે :

આવ્યાં છે
અદૃશ્યમાંથી
જવાનાં છે
અદૃશ્યમાં
અનંતના
મૌની બાબા
હસ્યા જરા
અંધારામાં

'અનંતના મૌની બાબાનું હાસ્ય' આ ચાર જ શબ્દો દ્વારા કવિ જીવનના ગહન રહસ્યનો નિર્દેશ કરે છે.

કાવ્યલેખનના આરંભે કુસુમાગ્રજે છંદોબદ્ધ કાવ્યો લખ્યાં (સન ૧૯૩૩). પછી ભાવવિશ્વ બદલાતું ગયું તેમતેમ કવિ અછાંદસ તરફ વળ્યા. તે સાથે જ એમણે જૂની ભાષાશૈલીએય કાવ્યો લખ્યાં ને અભંગ પણ લખ્યા. ભાષાશૈલીની દૃષ્ટિએ પણ એમણે વૈવિધ્ય દાખવ્યું, ભિન્નભિન્ન ભાષા, બોલચાલની નાગરી તેમ જ ગ્રામબોલીનો વિનિયોગ કર્યો, નાટયાત્મક અને વર્ણનાત્મક શૈલી પણ પ્રયોજી.

કુસુમાગ્રજની કવિતા એક તરફ સૌંદર્યદૃષ્ટિથી વિભૂષિત છે, તો બીજી તરફ 'સામાજિક પ્રતિબદ્ધતા' નહીં, પણ 'સામાજિક સાબિતકી' અનુભવાયા

વગર રહે નહીં, એટલી તીવ્રતાથી વ્યક્ત થાય છે. પ્રકૃતિપ્રેમ ને માનવપ્રેમ, વિચારચિંતન ને કટાક્ષ- આ બધાં દ્વારા એમની જીવનનિષ્ઠા ને જીવનશ્રદ્ધા વ્યક્ત થાય છે. એમની પ્રતિભા કવિતા, નાટક, વાર્તા, નવલકથા, નિબંધ ઈત્યાદિ વિવિધ સ્વરૂપે પ્રગટ થતી રહી છે, તેમાં કવિતા અને નાટકનો પ્રભાવ સવિશેષ રહ્યો. મરાઠી કાવ્ય-નાટકોના રસજ્ઞ ભાવકો પર તેમ જ સર્જકો પર પણ.

(કુસુમાગ્રજ, પ્રવાસી પક્ષી, સંપાદક શંકર વૈદ્ય, સન ૧૯૮૯, પોપ્યુલર પ્રકાશન, મુંબઈ, પૃ. ૧૦૬, કિ. રૂ. ૨૫.)

## ગઝલ □ આદિલ મન્સૂરી

શહેર કોનાં છે ગામ કોનાં છે
સૂર્ય પર આઠ નામ કોનાં છે
દૃષ્ટિની પેલે પાર હણહણતા અશ્વ આ બેલગામ કોના છે
અર્શ પર ઝગમગે ચરણ કોના ઊંચાઊંચા મુકામ કોના છે
કોના માટે છે ખાસ આ મહેફિલ ને આ દીવાને આમ કોના છે
કેમ સર્જાઈ છે સકલ સૃષ્ટિ કોણ કારણ ને કામ કોનાં છે
આ ત્રિભુવનમાં વાસ છે કોનો ને આ ચારેય ધામ કોનાં છે
સૂર્યમાળાનો દૌર છલકાતો કોણ સાકી ને જામ કોના છે
છે ઋતુચક્રમાં ગતિ કોની ને સતત સુબ્હો શામ કોનાં છે
ખાલી કશ્કૌલ લૈ ફરે છે કોણ જો આ દૌરોદમામ કોના છે
કેમ એકાંતમાં નમે મસ્તક આ નમન આ પ્રણામ કોનાં છે
કોણ બંદાનવાઝ છે બોલો ને આ બંદા ગુલામ કોના છે
ઈસ્મે આઝમની રાહ જોનારા જો આ નવ્વાણું નામ કોનાં છે
અન્યને કેમ કોઈ પૂછે કે આ કવિત આ કલામ કોનાં છે
અર્થ અવકાશને ભરી દેતા
શબ્દ આદિલ તમામ કોના છે

અર્શ : અલ્લાહનું ઉચ્ચાસન
કશ્કોલ : ભિક્ષાપાત્ર
ઈસ્મે આઝમ : સૂફીઓ જેની સતત સાધના કરે છે તે અલ્લાહનું મહાનામ

## 'પ્રવાસી પક્ષી' ◻ ગ્રંથિન્

છેવટે
સંસ્કૃતિ એટલે
મારા મનનું સામર્થ્ય
જે અપાર છે
તેને કિનારો બાંધવાનું
વિશ્વાત્મક ઈશ્વરતાને
મંદિરનો... મૂર્તિનો...
મૃત્યુના અતીવ સાગરને
મોક્ષનો.... ભક્તિનો...
પ્રેમની મુક્ત ઊર્મિને
સંબંધનો... જબરદસ્તીનો...
આ સંસ્કૃતિ
તારે છે
મારે પણ છે.

કાવ્યનું શીર્ષક છે સંસ્કૃતિ. કવિ છે જ્ઞાનપીઠ પુરસ્કાર સન્માનિત કુસુમાગ્રજ. સંગ્રહનું નામ છે 'પ્રવાસી પક્ષી'. સન ૧૯૮૯માં પ્રગટ થયેલો આ સંગ્રહ ફરીથી વાંચું છું ને થાય છે કે કવિતા કેવળ 'મરાઠી' નથી હોતી, કવિતા ગુજરાતી, હિંદી, પંજાબી, અંગ્રેજી, ફ્રેંચ ઈત્યાદિ પણ નથી હોતી, કવિતા 'કવિતા' હોય છે.

સંગ્રહના શીર્ષકનું માન પામેલી કવિતા 'પ્રવાસી પક્ષી'માં પક્ષીના પ્રવાસથી આરંભાતો કાવ્યપ્રવાસ નિરાળી જ મંજિલ સિદ્ધ કરે છે :

આવ્યાં છે
અદૃશ્યમાંથી
જવાનાં છે
અદૃશ્યમાં
અનંતના
મૌની બાબા
હસ્યા જરા
અંધારામાં

'અનંતના મૌની બાબાનું હાસ્ય' આ ચાર જ શબ્દો દ્વારા કવિ જીવનના ગહન રહસ્યનો નિર્દેશ કરે છે.

કાવ્યલેખનના આરંભે કુસુમાગ્રજે છંદોબદ્ધ કાવ્યો લખ્યાં (સન ૧૯૩૩). પછી ભાવવિશ્વ બદલાતું ગયું તેમતેમ કવિ અછાંદસ તરફ વળ્યા. તે સાથે જ એમણે જૂની ભાષાશૈલીએય કાવ્યો લખ્યાં ને અભંગ પણ લખ્યા. ભાષાશૈલીની દૃષ્ટિએ પણ એમણે વૈવિધ્ય દાખવ્યું, શિષ્ટિન ભાષા, બોલચાલની નાગરી તેમ જ ગ્રામબોલીનો વિનિયોગ કર્યો, નાટયાત્મક અને વર્ણનાત્મક શૈલી પણ પ્રયોજી.

કુસુમાગ્રજની કવિતા એક તરફ સૌંદર્યદૃષ્ટિથી વિભૂષિત છે, તો બીજી તરફ 'સામાજિક પ્રતિબદ્ધતા' નહીં, પણ 'સામાજિક સામેલગી' અનુભવાય

વગર રહે નહીં, એટલી તીવ્રતાથી વ્યક્ત થાય છે. પ્રકૃતિપ્રેમ ને માનવપ્રેમ, વિચારચિંતન ને કટાક્ષ- આ બધાં દ્વારા એમની જીવનનિષ્ઠા ને જીવનશ્રદ્ધા વ્યક્ત થાય છે. એમની પ્રતિભા કવિતા, નાટક, વાર્તા, નવલકથા, નિબંધ ઈત્યાદિ વિવિધ સ્વરૂપે પ્રગટ થતી રહી છે, તેમાં કવિતા અને નાટકનો પ્રભાવ સવિશેષ રહ્યો. મરાઠી કાવ્ય-નાટકોના રસજ્ઞ ભાવકો પર તેમ જ સર્જકો પર પણ.

**(કુસુમાગ્રજ, પ્રવાસી પક્ષી, સંપાદક શંકર વૈદ્ય, સન ૧૯૮૯, પૉપ્યુલર પ્રકાશન, મુંબઈ, પૃ. ૧૦૬, કિ. રૂ. ૨૫.)**

## ગઝલ □ આદિલ મન્સૂરી

શહેર કોનાં છે ગામ કોનાં છે
સૂર્ય પર આઠ નામ કોનાં છે
દૃષ્ટિની પેલે પાર હણહણતા અશ્વ આ બેલગામ કોના છે
અર્શ પર ઝગમગે ચરણ કોના ઊંચાઊંચા મુકામ કોના છે
કોના માટે છે ખાસ આ મહેફિલ ને આ દીવાને આમ કોના છે
કેમ સર્જાઈ છે સકલ સૃષ્ટિ કોણ કારણ ને કામ કોનાં છે
આ ત્રિભુવનમાં વાસ છે કોનો ને આ ચારેય ધામ કોનાં છે
સૂર્યમાળાનો દૌર છલકાતો કોણ સાકી ને જામ કોના છે
છે ઋતુચક્રમાં ગતિ કોની ને સતત સુબ્હો શામ કોનાં છે
ખાલી કશ્કૌલ લૈ ફરે છે કોણ જો આ દૌરોદમામ કોના છે
કેમ એકાંતમાં નમે મસ્તક આ નમન આ પ્રણામ કોનાં છે
કોણ બંદાનવાઝ છે બોલો ને આ બંદા ગુલામ કોના છે
ઈસ્મે આઝમની રાહ જોનારા જો આ નવ્વાણું નામ કોનાં છે
અન્યને કેમ કોઈ પૂછે કે આ કવિત આ કલામ કોનાં છે
અર્થ અવકાશને ભરી દેતા
શબ્દ આદિલ તમામ કોના છે

અર્શ : અલ્લાહનું ઉચ્ચાસન
કશ્કોલ : ભિક્ષાપાત્ર
ઈસ્મે આઝમ : સૂફીઓ જેની સતત સાધના કરે છે તે અલ્લાહનું મહાનામ

## પડછાયો : ૧ □ ઇન્દ્રન □ 'સુજિત'

પડછાયા નોફાની હોય છે
આપણી પોતાની આંખ સામે
તેઓ
આપણને જમીન પર ફેંકે છે
અને જુએ છે રિહર્સલ આજે
આવતી કાલના નાટકનું.

## પડછાયો - ૨

શહેરની અણગમો ઉપજાવતી ભીડ વચ્ચે
'હું' નામે ઓળખાતો
મારો પાસપોર્ટ ખોવાઇ ગયો
વધુ પડતું કામ કર્યું હોય એવા વૉટર કુલરની જેમ
પરસેવે નીતરતો અને ગણગણતો
હું વિચાર કરું છું કોઇક યુક્તિનો
મારી ઓળખ પાછી મેળવવા માટે
વાચનની સાથે સાથે
જાડાં ને જાડાં થતાં જતાં
ચશ્માં પહેરીને
મારા વિચાર - ચિંતનનું ઊંડાણ જે હોય તે
મારા હાથમાં બાકી રહે છે
ફક્ત પડછાયા.

## ઊંટનો ચહેરો
□ અબ્દુલ ગફાર કાઝી

રણના દર્પણમાં
ખીલી ઊઠે છે
ઊંટનો ચહેરો....

# મને તારી વાર્તાઓની જરૂર છે મમ્મી

□ ઇન્દ્રન □ 'સુજિત'

મમ્મી,
સોનેરી વસ્ત્રો મેળવતી સિન્ડ્રેલાની
એકેય વાર્તા તેં મને નથી કહી
દાદીમા ચાંદનીમાં કેક બનાવે છે
પણ, તેં મને શીખવ્યું છે
લપસણા રસ્તા પર કેવી રીતે ચાલવું
માખણ વગરનું બ્રેડ કેવી રીતે ખાવું
તેં મને એક પણ વખત માર્યો નથી
કારણકે તને થયું હશે
જિંદગી મને બહુ આપશે
તેં મને આંસુ પાડવા દીધાં નથી
કારણકે આવનારાં વર્ષોમાં કદાચ મને તેમની જરૂર પડે
પણ મમ્મી
મને તારી વાર્તાઓની જરૂર છે અત્યારે તો
બત્રીસ વર્ષ પછી
મારે જરૂર છે દેવદૂતોની, ગરીબોને બચાવવા
જાદુઇ લાકડીની, એમને અન્ન આપવા
મને તારી વાર્તાઓની જરૂર છે મમ્મી

PASTORAL □ MARION STROBEL

This is a place of ease:
Beauty has come to rest,
Color is gentle in the trees,
The willow leaves look
Timidly down, more timidly back from the brook.

Beauty has come to rest:
Sweet as a sleepy-bell
The breeze swings within the close-pressed
Shadows, and the sun
Falls in little sprays, to be picked by anyone!

□ મહેશ દવે

કે ઇચ્છા હોય સદાયે ગાંડી
કેશ સુંવાળા ફર-ફર, સર-સર : આંગળીઓ ઝબકોળું
મબલખ સ્પર્શી લાગણીઓને ઢોળું ને ઢંઢોળું
જાણું છું હું બધી હકીકત બાળપણાથી માંડી
ઇચ્છા હોય સદાયે ગાંડી

આગ આગ તવ હોઠ ઉપર શીતળ શીતળ ચૂમી
પહાડ જેવી છાતી ઉપર રમી રહું ઝુમઝુમી
હીસ્સો હીસ્સો વાંસો : મારી કલાગ્નિને દે કાંડી
ઇચ્છા હોય સદાયે ગાંડી–

પિંજરાઓને પાંખ ફૂટે ને ઇચ્છા એ જ આકાશ
તારામાં હું, મારામાં તું, એક જ થાયે શ્વાસ–
ખડક ખડક પર ચૂર ચૂર; ના જોઇએ દીવાદાંડી
ઇચ્છા હોય સદાયે ગાંડી–

**શોધ □ ઇન્દ્રન □ 'સુજિત'**

મારા બધા નકશા સળગાવી દીધા
કંપાસ ફગાવી દીધો ઘૂઘવતા સમુદ્રમાં
હવે હું મુક્ત છું
ભૂલા પડી જવા માટે
વારંવાર રસ્તો ચૂકી જવા
નવી દિશાઓ ઊઘડતી આવે છે
ફક્ત રઝળુઓ સામે
જેઓ બધું ગુમાવે છે
સિવાય કે શોધ

## પાંચ અરેબિયન કવિતા □ અનુ : મહેશ દવે

### અવકાશ-સ્ટેશન પર ઊભેલો એક આરબ મુસાફર □ મુહમ્મદ અલ-મઘુટ

વિજ્ઞાનીઓ અને તંત્ર-નિષ્ણાતો,
મને આકાશની એક ટિકિટ આપો :
મારા પીડાયેલા દેશ, તેના વૃદ્ધો,
તેની વિધવાઓ
અને તેનાં બાળકો વતી હું આવ્યો છું.
મને એક ટિકિટ આપો
મારી પાસે પૈસા નથી... છે કેવળ આંસુઓ.

મારે માટે જગા નથી ?
મને નીચે ભંડકિયામાં કે
ખુલ્લા ડેક પર રાખજો.
હું ખેડૂત છું, તે રીતે રહેવા હું ટેવાયેલો છે.
હું કોઈ તારાને ઈજા નહીં પહોંચાડું
કોઈ વાદળ પ્રત્યે હું કઠોર નહીં થાઉ.
મારે ફક્ત, બને તેટલી ઝડપથી,
આકાશે પહોંચવું છે જેથી
હું ઈશ્વરના હાથમાં કોરડો આપી શકું
જે વીંઝી તે અમને ક્રાંતિમાં ઉશ્કેરે

### નૂતન વર્ષ □ નઝિક અલ-મલિકા

નૂતન વર્ષ, અમારે ઘેર તારું કામ નથી
અમે ભૂતિયા વિશ્વમાંથી આવતા પડઘા છીએ.
લોકોએ અમને ફેંકી દીધા છે
રાત અને અતીત અમારી બાજુએ થઇ પસાર થઇ ગયા છે
પ્રારબ્ધ અમને ભૂલી ચૂક્યું છે
અમારી ઇચ્છાઓ મરી પરવારી છે, આશાઓ સુકાઇ ગઇ છે

અમને નથી કોઈ સ્મરણ, નથી કોઈ સપન
અમારા શાંત ચહેરાઓએ તેમનો રંગ ગુમાવી દીધો છે.
તેમના પર તેજ રહ્યું નથી.
કામથી સંકોડાઈ અમે શૂન્યમાં ફંગોળાયા છીએ
પસ્તાવાના ડંખથી અમે અણજાણ છીએ
અમે બસ જીવ્યે જઈએ છીએ સુંવાળા મહેલોમાં.

નૂતન વર્ષ, ચાલતું થા.
અમે જાગીએ તેવો સંભવ નથી.
અમારી શિરાઓ બરૂની બનેલી છે
અમારા લોહીમાં હવે ગુસ્સો વહેતો બંધ થયો છે
કોણ કહે છે કે આત્મા ભભૂકી ઊઠશે?
મરી જઈએ ને કબર અમારો સ્વીકાર ન કરે તો સારું
કાશ, અમારી મા-ભોમ કઈ તે અમને ખબર હોત
કાશ, અમે પાગલપનથી ડરતા હોત
કાશ, અમારા જીવનને મુસાફરીના અંતરાય હોત
રે ભલા, અમે બીજા લોકની જેમ જ મરી શકતા હોત

પોસ્ટમૅન □ બુલંદ અલ-હૈદરી

પોસ્ટમૅન,
શું જોઈએ તને?
હું તો દુનિયાથી અળગો રહ્યો છું.
તું કંઈ ભૂલ કરી બેઠો છે
મારા જેવા ભાગેડુ માટે
પૃથ્વી પાસે સાચ્ચે જ કશું નવું નથી.
ભૂતકાળ
જીવ્યે જાય છે:
સપનાં જોવા
ખરીદીઓ કરવી
સ્મરણો વાગોળતા રહેવું.

જનાજાઓ આવ-જાવ કર્યા કરે વચ્ચે અપવચ્ચે ન
લોકો ખાણી-પીણી કરતાં રહે
એક નવી ભૂખને ભાંગવા હાડકા માટે
તેમની આંખો મનને કુરેદતી રહે છે
અને ચીનની દીવાલ હજી તેની કથા કહેતી રહે છે.
    અને પૃથ્વી પાસે છે હજી તેની સિસિફસની મિથ.
પણ તેને શું જોઈએ તેની પથ્થરને ખબર નથી.
પોસ્ટમૅન
તારી ભૂલ થાય છે
    કશું જ બદલાયું નથી.
જા, પાછો વળ,
શું જોઈએ તને ?

## ભાગેડુ □ અબ્દુલ વાહબ અલ-બયાતી

મને સપનું આવ્યું : જંગલમાં છુપાયેલો
એક ભાગેડું છું હું.
કાળ-ઝાળ રણ અને ખરબચડા ડુંગરાઓમાં
મને ખદેડે છે દૂર દૂરના દેશના વરુઓ
પ્રિય હે, આપણે વિખૂટા પડ્યા એ એક જુલમ હતો.
મને સપનું આવ્યું : હું ઘરબાર વિનાનો હતો.
એક અજાણ્યા શહેરમાં હું મરી રહ્યો હતો
પ્રિય, એકલો-અટૂલો ઘરબાર વિના હું મરી રહ્યો હતો.

## પાનખર માટે અરીસો □ એડોનિસ

પાનખરના શબને ઊંચકી જતી
સ્રીને તમે જોઈ છે ?
પોતાના ચહેરાને ફૂટપાથ પર ઘસી રહેલી,
વરસાદની ધારના ધાગાથી વણાટ કરતી

એને તમે જોઇ છે ?
લોકો
ફૂટપાથ પર પડેલા
બળી ચૂકેલા કોપલા છે.

## કન્સ્ટ્રક્શન □ પીરુ મોદી

જ્યાં લીલાંછમ જંગલ લહેરાતાં હતાં
ત્યાં માણસે

સાફસૂફ કરીને ખેતર કર્યાં.
અનાજપાણી રોપ્યાં.

જ્યાં હરિયાળાં ખેતર લહેરાતાં હતાં
ત્યાં માણસે
ધરમૂળથી સાફ કરીને ઘર બાંધ્યાં.

સરવાળે એવું થયું કે
માણસ પોતે
મૂળમાંથી કશુંક રોપવાનું ભૂલી ગયો :
બાંધવાનું શીખ્યો.

માણસ હવે
પ્રણાલીની મજબૂત પ્લીંથમાં
ઊગતાં બાળકોને બાંધે છે.

## બીક □ ધીરુ મોદી

મારી અંદર ખૂબ ઊંડે ઊતરેલા છે પ્રાચીન ખડકો.
ઝમતું રહેલું આદિમ સમયનું ભાતીગળ પોત.
મહાસાગરનું પ્રાચીન જળ.
અફાટ અરણ્યોમાં વિચરતાં મહાકાય હિંસ્ર પશુઓ
ને લાખ્ખો વાર ચૂરેચૂરા થઇ ગયેલાં
   અગણિત તારામંડળો, નિહારિકા ચક્રો ને નક્ષત્રોના રજકણ.
ભયંકર !
મારી અંદર હરે, ફરે, ખૂબ રંગત કરે...
હું બરાબ્બર જાણું છું :
હું નથી અતિ વિશુદ્ધ, નથી અણીશુદ્ધ આપખુદ-
-ભયંકર રીતે બનાવટી છું.
પણ મને બનાવટની જ કેટલી બધી બીક લાગે !

□ મહેશ દવે

કેવું અજબ-ગજબ છે નાનકડું મારું ઘર
ખુશીઓ મળી અપાર ને સાથે લપકતો ડર.
છોડી તને જવાનું કંઇ-કેટલું કઠણ
અફસોસ કે નથી અહીં, કોઇ પણ અમર.
સ્મૃતિઓનો જંગ મોટો સપનાંની સાઠમારી
બારી વગરની મારી અંધારી આ કબર.
ન કોઇ પાસે આવે હરગિજ ન સાદ પાડે
આ દોષ મારો કેવળ : છે આંધળી નજર

□ સુરેશ દલાલ ✓

આપણે એક જ ખંડમાં અખંડ પથારી પર.
તારો નાજુક હાથ હળુહળુ મારી તરફ સરે
જાણે કોઇક અજાણ્યા સુખથી
તું મને એટલી હદે આકુળવ્યાકુળ કરે...
વર્તુળો અનેક ઊમટે મારા આ
શાંત - પ્રશાંત સરોવરે
અને હું પણ દૃઢતાથી વળું તારી તરફ
એકાએક ભીડાઇ જાય હોઠ
(આશ્લેષ અને આલિંગનની છાની છાની ગોઠ)
મુખોમુખ મંડાયેલી આંખો તગતગે, તરે - તરવરે
કાળીમસ શીતળ રાતને રૂપાળી હૂંફાળી કરે
મબલખકોડમાંઆપણેએકમેકનીસોડમાં.

તું લપાઇ જાય મારી છાતીના વાળની ઘટામાં
મત્ત, ઉન્મત્ત વાસંતી કોયલની જેમ
સ્વાદ - ચાખ્યા મારા હાથને માયા તારાં સ્તનની
રેશમી રજાઇ જેવી તું
મને આખોને આખો ઓઢી લે
ઊના ઊના ધાબળાની જેમ
– પછી એકમેકની સોડમાં... દૂરના પરોઢમાં

## ફૂલોના બારમાં....

અબ્દુલ ગફાર કાઝી

ખજૂરની લટે ચડેલાં
કેટલાંક પતંગિયાંઓ
બેસી ગયાં છે,
ફૂલોના બારમાં...

વ્હાલમની વાતો કાંઈ વ્હેતી કરાય નહીં;
હળવેથી હૈયાને હલકું કરાય નહીં!

ગુનગુનતા ભમરાને કીધું કે દૂર જા,
કળીઓના કાળજામાં પંચમનો સૂર થા;
ફોરમના ફળિયામાં ફોગટ ફરાય નહીં:
હળવેથી હૈયાને હલકું કરાય નહીં!

કુંજકુંજ કોયલડી શીદને ટહુકતી,
જીવન વસંતભરી જોબનિયે ઝૂકતી;
પાગલની પ્રીત કંઈ અમથી હરાય નહીં:
હળવેથી હૈયાને હલકું કરાય નહીં!

પાગલની આગળ આ અંતરને ખોલવું,
ખોલ્યું ખોલાય નહીં એવું શું ખોલવું?
ઘેલાની ઘેલછાથી ઘેલાં ધરાય નહીં;
હળવેથી હૈયાને હલકું કરાય નહીં!

## વરસાદની છબિ

□ અબ્દુલ ગફાર કાઝી

વાદળની ભીંત પર
અષાઢી ખીલી
મારીને
મેં લટકાવી છે
વરસાદની છબિ....

□ સુરેશ દલાલ

તારા આવ્યા પછી
આમ તો બધું છે એનું એ જ
દિવસ ઊગે છે, આથમે છે
જે કંઈ થાય છે
તે બધું જ ગમે છે
સૂરજ તો એનો એ જ છે
પણ એ ઊગે છે
ત્યારે એના કિરણમાં
રાતરાણીની
મહેક સંભળાય છે
રાતનો અંધકાર
અરીસો થઈ જાય છે
અને એમાં હું જોઉં છું
આપણાં બંનેનાં પ્રતિબિંબોને
એકરૂપ થતાં
આપણને જોઈને અરીસાની આંખ
અદેખાઈથી મીંચાઈ જાય છે
અને આપણે જાગતાંજાગતાં
આખી રાતને જીવી જઈએ છીએ
મરતાં લગી

□ જયા મહેતા

કાગડો
વરસાદમાં ભીંજાયેલો
તરબોળ કાગડો.

બેઠો છે
બારી પર
પાંખપીંછાં સંકોરીને
બંધ ચાંચે
ચૂપચાપ
કાગડો.

ચૂપચાપ કાગડો ?
કાગડા જેવો લાગતો નથી
કાગડો.

કા... કા... વગરનો
હોય નહીં કાગડો.

કાળું
નહીં જરી રૂપાળું
આ એક પંખી
પણ નહીં કાગડો.

આપો એને
આપવું હોય એ નામ
પણ કહો નહીં
કાગડો.

## ફાઈવ સ્ટાર

□ બકુલ બક્ષી

ફાઈવ સ્ટાર હોટલના
ભારે ભરખમ ઝુમ્મર નીચે
સુશોભિત લોકોનાં ઝૂમખાં
રહીરહીને
ઝગારા મારે.

બહાર ફૂટપાથ પર
મેશ જેવી કાળી રાત
બેઠી ઇન્તેજારમાં પણ
કોઈને દેખાય નહીં,
આવતી જતી ગાડીઓની
હેડલાઇટોમાં
પકડાય નહીં.

ટોળે વળેલા લોકોની
નિરર્થક વાતો, ખાલી ખાલી,
દરેક બાંધી લે પોતાની
ખામીઓની આસપાસ
એક મજબૂત પાળી અને
ખાલી જગ્યા પૂરે
સંગીતનો નાદ.

મધરાતે વિદાયની વેળા
સુખથી થાકેલા માણસો
લાગે એકલા અટૂલા
સ્કૉચની ખાલી
બોટલો જેવા.

## આત્મકથા

□ બકુલ બક્ષી

આપણે ચાલ્યા હતા સાથેસાથે
તને સીડીઓ મળતી ગઇ
મને સાપ ગળતા ગયા.

થોડી સમજૂતીથી
ઘણું ભોગવી શક્યો હોત,
પણ ક્યારેય ન આવડ્યું
સંબંધોની ત્રિરાશિ માંડતાં;
મારા જીવનનો દાખલો
ખોટો પડ્યો.

વર્ષોના પ્રવાહમાં
દિશાશૂન્ય તણાયા પછી,
જીવનસંધ્યાની
ગોધૂલી વેળાએ,
યાદોના પડછાયા
બન્યા હમસફર.

અને થાકેલી આંખોએ
સપનાની બારીએથી જોયું
સમયના આંગણમાં
રમતું બાળપણ.

## વાદળ ▫ બકુલ બક્ષી

સમૂહથી છૂટું પડેલું એક વાદળ
આકાશમાં એકલું ફરતું રહે
નદી, નાળાં, વન વગડા,
અગાશીઓ પર તરતું રહે.

એક બાળક પૂછે દાદીમાને
આ વાદળ ક્યાં જાય ?
દાદીમા કહે સહજ ભાવે
નવું પાણી લેવા જાય.

સાવ એકલું પડેલું ઉદાસ વાદળ
પોતાનાં આંસુઓમાં વરસતું જાય.
એની અશ્રુધારાથી બચવા
લોકો છત્રીઓ ખોલે; એ પણ કાળી,
જાણે નાનાં નાનાં વાદળ ઓઢી
રસ્તા પર કોઈ ટોળી ચાલી.

## પક્ષી

▫ લક્ષ્મીકાંત તાંબોળી
▫ અભિજિત કશ્યપ
(મરાઠી)

પક્ષીઓ આવે છે ક્યાં ક્યાંથી
પક્ષીઓ આવે છે દૂરદૂરથી

પક્ષીઓ આવે છે મળીમળીને
પક્ષીઓ આવે છે ફરીફરીને

પક્ષીઓ આવે છે એકલાં એકલાં
કાળજામાં બાંધે છે નાનકડો માળો

પક્ષીઓ આવે છે, ઊડી જાય છે
આપણી આંખો જ ઉખેડીને લઈ જાય છે.

## કોઈ પણ વાદળ □ હરીશ જસદણવાળા

વાવ જેવી આ નદીનું જળ અવાચક હોય છે,
જળ વગરનું કોઈપણ વાદળ અવાચક હોય છે.

આ સમય-કાગળ હવે આવી મળે છે હાથમાં,
શબ્દ નામે ઓળખાતી પળ અવાચક હોય છે!

મૌન લયમાં પૂર્વની સામે સુરજ થીજી ગયો,
અર્થ છે કે સાંજનો કાગળ અવાચક હોય છે.

કે વસંતોમાં હતા કલરવ રૂપે તોરણ અને,
પાનખરમાં વૃક્ષની કૂંપળ અવાચક હોય છે!

પ્રિય સુરેશભાઈ,

'કવિતા' દ્વૈમાસિકના ઑગસ્ટ ૧૯૯૪ના અંકનાં કાવ્યો વાંચ્યાં ને માણ્યાં. સરસ સરસ ઘણાં કાવ્યોમાંથી એક જ કાવ્યની પસંદગી કરવાનું કપરું કામ, તમે સોંપ્યું એટલે પાર પાડવું જ રહ્યું.ગમી ગયેલાં બધાં કાવ્યો ફરીફરીને વાંચ્યાં અને તારવણી કરતાંકરતાં છેવટે રમેશ પારેખના 'રીંછનું ચિત્ર' કાવ્ય પર મન ઠર્યું. રમેશભાઈને અભિનંદન.

જેસલ સરૈયા

## ફૂલોના દરિયામાં
□ અબ્દુલ ગફાર કાઝી

ફૂલોના દરિયામાં
ડૂબી ગયેલી
ઝાકળની નાવને
શોધી રહ્યાં છે,
તડકાના ખલાસીઓ...

## મોતીડે વધાવો જી □ લાલજી કાનપરિયા

આ શમણાંવંતી, ભ્રમણાંવંતી રાત આવી,
વણમાગેલી દોમદોમ ઠકરાત આવી, મોતીડે વધાવો જી
કોણ જાગતું બેઠું અપલક ? કોણે કોના ઘરમાં પાડ્યું છીંડું જી ?
કોણે કોનાં નસીબ લખિયાં ? કોણે ચીતર્યું હાથ વચાળે મીંડું જી.

નભથી ઊતરી યક્ષકન્યાની વાત આવી,
આ શમણાંવંતી, ભ્રમણાંવંતી રાત આવી, મોતીડે વધાવો જી
કોણ ઊગીને ગયું આથમી ? કોણે કોના ઝૂંટવ્યા રંગીન અવસર જી ?
રાજહંસ થૈ ઊડી ગયું કોણ ? સૂકવ્યાં કોણે મોતીડાંનાં સરવર જી ?

અલગ થયાના અકસ્માતની ઘાત આવી,
આ શમણાંવંતી, ભ્રમણાંવંતી રાત આવી, મોતીડે વધાવો જી
કોણે કોની મટકી ફોડી ? કોણે ઢોળ્યાં અઢળક અઢળક આંસુ જી ?
કોણ ગયું ગોકુળ તજીને ? કોણ ઊજવે સ્મરણોનું ચોમાસું જી ?

અવસરભીની વાછટની સોગાત આવી,
આ શમણાંવંતી, ભ્રમણાંવંતી રાત આવી, મોતીડે વધાવો જી

## શોધ □ કૈફી આઝમી, □ અભિજિત કશ્યપ
(ઉર્દૂ)

હું જે શોધું છું તે આ વિશ્વમાં નહીં મળી શકે.
નવા પ્રદેશો, નવા આકાશો નહીં મળી શકે.
અને નવા પ્રદેશો, નવા આકાશો મળી પણ જાય,
તોયે ત્યાં નવા માણસનાં કોઇ એંધાણ નથી.
મને તલવાર મળી છે, એના આઘાતે મને મારી નાખ્યો,
પણ એની પર ક્યાંયે આંગળીઓનાં નિશાન નથી.
ઈશ્વરને શોધી ન શકાય તોયે શું -
મારાં પોતાનાં પગલાંની છાપ ક્યાંયે નથી એ ખરાબમાં ખરાબ છે
એ મારું ગામ છે, મારા આદિકાળનો અગ્નિ,
જ્યાં જેમની તેમ છે જ્વાળા, ધુમાડો પણ ઊઠતો નથી.
કેટલા યુગોથી મેં રાહ જોયા કરી ચહેરાઓના આ જંગલમાં -
તોયે તારા ચહેરાનો કોઇ અણસાર ક્યાંયે નથી.

## □ સારા શગુફ્તા, □ હસમુખ દવે

મેં
દરિયાનો રંગ ચોરી જમીન સજાવી
આંખોનો રંગ ચોરી દિવાલ લીંપી
ભૂખનો રંગ ચોરી સગડી સળગાવી
કૂથલીનો રંગ ચોરી સાડી પહેરી
અને જ્યારે આગનો રંગ ચોર્યો તો હું ભૂખી રહી ગઇ !
સમુદ્ર ખડક સાથે અથડાય છે તો સફેદ થઇ જાય છે !
હવા વૃક્ષ પર ચડી નાચે છે તો લીલી થઇ જાય છે !
માણસ જ્યારે રડે છે ત્યારે એ આંસુઓમાં ડૂબી જાય છે !
અને એ વખતે તમે માણસના કોઇ રંગને ચોરી નથી શકતા !

□ સુરેશ દલાલ

ફરી પાછો
હું અજાણ્યા સ્થળે સાવ એકલો આવ્યો છું
(આની પણ એક જુદી મજા છે)
સાવ એકલા હોઈએ છીએ
ત્યારે ફ્લાવરવાઝનાં ફૂલ અને પાંદડાં
પોતાનું હૃદય ખોલી શકે છે.
હું અહીં આવીને એમને સાંભળું છું
અને અમે અરસપરસ
એકમેકના એકાન્તની ઇજ્જત કરીએ છીએ
ફ્લાવરવાઝમાં એ લોકો એવી રીતે ગોઠવાઈ ગયાં છે
જાણે કે ઝાડ પર કદીયે ઝૂલ્યાં જ ન્હોતાં
(હું જેમ મુંબઈમાં ગોઠવાઈ ગયો છું, એમ)
ટેબલ પરનો લૅમ્પ
એવી રીતે પ્રકાશ પાથરે છે
જાણે કે સૂર્યથી સાવ અજાણ્યો હોય.
એરકન્ડિશનર
બહારની મોસમનો ખાસ પરિચય આપતું નથી.
(અને અંદરની મોસમનો પરિચય કોને, ક્યારે ક્યાં હોય છે ?)
આ શહેરમાં કોઈ ખાસ ઓળખીતું નથી
એટલે ફોન સાવ મૂંગો છે.
મારે એના કે મારા મૌનને ખલેલ પહોંચાડવી નથી
થોડાક કલાકોમાં
મધરાત ઢળશે
એ પહેલાં તો હું સૂઈ ગયો હોઈશ
આવતી કાલનો સૂર્ય
મારા સપનામાં ઊગશે.
તે મને જગાડશે
ત્યારે
હું પણ ફરી પાછો
મારા ફ્લાવરવાઝમાં ગોઠવાઈ જઈશ
એકાદ દિવસ પણ
ફ્લાવરવાઝની બહાર નીકળવા મળ્યું -
પણ હવે આદત સે મજબૂર.
હું મારા વૃક્ષની તલાશ નથી કરતો.
(ફ્લાવરવાઝ હંમેશાં હાજરાહજૂર હોય છે)

□ મહેશ દવે

ઠાલી ઠાલી વાતો તારી :
તોયે લાગે મને છ વ્હાલી.
બોલ, બોલ ને ગોળ, ગોળ તું ફરીફરીને વાતો એની એ જ કરે છે
ના, ના કહીને થાક્યો તોયે અમથા-અમથા ટહુકા ને કિલકાર કરે છે
હમણાં હમણાં શમણાંઓને ભ્રમણાઓ તો આપી રે' છે એકમેકને તાળી
ઠાલીઠાલી વાતો તારી :
તોયે લાગે મને છ વ્હાલી
સાથેસાથે ફરતાંફરતાં જાઉં જરા હું છોડી; તો તો કાળો તું કકળાટ કરે છે
ખાંખાં-ખોળાં કરીકરીને ખોટી-મોટી ચિંતાઓથી કેવો તું ઉચાટ કરે છે
આવા ખોટા દુ:ખના સુખમાં શાને રહે મહાલી ?
ઠાલી ઠાલી વાતો તારી :
તોયે લાગે મને છ વ્હાલી
'આવ 'આવ' ને 'જાવ 'જાવ'નો કવિતામાં તો પ્રાસ મળે છે
છૂટાં પડયાં કે ક્યારે મળીએ : એવી વાતો કોને કહીએ
કેવો તો અહીં ત્રાસ પડે છે
એની એ છે વાત સદાની તોયે લાગે પળપળ મને નિરાળી
ઠાલીઠાલી વાતો તારી :
તોયે લાગે મને છ વ્હાલી.

કવિતા.... રોમાંચ શબ્દનો
તંત્રી સુરેશ દલાલ
સળંગ અંક : ૧૬૪
વર્ષ : ૨૮, અંક : ૨, ડિસેમ્બર ૧૯૯૪
મુખપૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ



# કવિતા



**ખાસ સૂચના :** કોઈ પણ કાવ્ય એક વખત બીજે ક્યાંય છપાયેલું હોય તે ફરીથી મોકલવું નહીં **અપ્રગટ કાવ્ય જ મોકલવું. પ્રસિદ્ધ થતા લેખોના અભિપ્રાયની જવાબદારી લેખકની છે.**

સૂચના : વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે કેટલી નાની હોય તોપણ પોસ્ટકાર્ડ, ઇનલૅન્ડ લેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફૂલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળ્યા અંગેનો પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિવિવેચક મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થવા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટ્સ વિભાગ સાથે કરવો.

**લવાજમ : દેશમાં ૬૦ રૂપિયા, પરદેશમાં સીમેલ રૂા. ૧૫૦/-, ઍરમેલ રૂા. ૨૫૦/-. આ અંકના ૧૨ રૂપિયા**

બહારગામનું લવાજમ "SAURASHTRA TRUST" ના નામથી મનીઑર્ડર/ડ્રાફ્ટ મોકલવા વિનંતી.
**પત્રવ્યવહારનું સરનામું :** જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, કોટ, પોસ્ટ બૉક્સ નં. ૬૨, મુંબઈ - ૧.
સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક ધીરુભાઈ દેસાઈ, જન્મભૂમિ મુદ્રણાલય, મુંબઈ - ૧.

KAVITA: REGD. No: 16800/67



I have crossed
boundaries of words.
Now,
I am showered
with a bountiful silence.

